# એરીસ્ટોક્રાટીક ઉં!

યાને

## તવંગીરીની તકોબરી.



(એક ઇંગ્રેજી સંસારી કથા.)

રચનાર—મીસીસ ગુલબાનુ શાવકશા પ્રીંટર.




આ પુસ્તક મીસીસ ગુલબાનુ શાવકશા પ્રીંટરે વાડીયા કોટ,
તારદેવ—મુંબાઇમાં રચ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે અને
મી૦ દીનશાજી એદલજી કરકરયાએ ગ્રાંટરોડ, મુંબઇ
પોતાના માણેક પ્રીંટીંગ પ્રેસમાં તેઓને
માટે છાપ્યું છે.

---

૧૯૨૩.

મારા ભલા અને નેક ઉમરાવ દીલના

વ્હાલા પીતાજી

# મરહુમ કેકોબાદ દીનશાજી ગાંધી

જેઓ આ ફાની દુન્યાથી વાસો ઉઠાવી

બહેસ્તમાં સુતા છે

તેઓને મારૂ આ પહેલું અદના પુસ્તક

વફાદાર અને પ્યારી બેટીના અખુટ વ્હાલથી

હેશાનમંદ જીગરે

અને

જુદાઇના અસહ્ય દુઃખો વચ્ચે

હજારો હેશાન અને માનની લાગણી સાથ

**અર્પણ કરૂં છું.**

# મારી તર્ફના માત્ર બેજ બોલ.



પ્રીય વાંચકો,

આ મારી પહેલ વહેલીજ નવલ કથા છે, મારી આ પહેલ વહેલી કોશીશમા મહેરબાન વાંચકો કાંઇ પણ ભુલ ચુક માલમ પડે તો મને ઉમેદ છે કે તમો તે તરફ દર ગુજરની નજરે જોવાનુ ઉદાર દીલ બતાવશો.

આ પુસ્તક આજ કેટલાક વરસોની ઉમેદ પછી આજે બાહર પડયું છે. હજારો મુશકેલીઓ, બીમારીને હરેક હાડ-મારીઓ વચ્ચે આટલા વરસો પછીબી અંતે છેલ્લે આ મારી ચોપડી હું પ્રગટ કરી શકી છું તે માટે હું ખુદાતાલાનો હજારો હજાર શુક્ર કરૂં છું.

આ વાર્તાના કેટલાક બનાવોનું મેં દોરેલું ચીત્ર ચોક્કસ ખાસીયતોને કાંઇક ધડો આપશે તો મારી લાંબી મુદતની મહેનત હું સફળ થયલી લેખીશ. માણસાઇ ખવસોની ધોળી તેમજ કાળી બાજુઓનો એક અદના અભીયાસ આ ચોપડીમાં કરવાની મેં કાંઇક પેરવી કરી છે, અને તેમાં અલબત મારી કાચ્ચી કલમ જગે જગ ઠોકડાઇ તો હશેજ. પણ વ્હાલા વાંચક, તમો મોટા મનથી તે ચલાવી લેશોજ એવી મને આશા છે.

લંબાણુ દીબાચામાં હું માનતી નથી. ખાસ કરી મારા મહેરબાન મીત્ર મી૦ પીજામે આ ચોપડીને પોતાના "ફોરવર્ડથી"

શોભાવી છે, એટલે પછી મારી તરફના ઝાઝા શબ્દોની અગત્ય રહેતી નથી.

આ ચોપડીમાં દાખલ કરવામાં આવેલા ચીત્રો માટે હું પ્રખ્યાત સીનેમા વેપારીઓ મેસર્સ પાથે કંપનીને આભારી છું. એ કંપનીએ મારી આગળ સંખ્યાબંધ ચીત્રો રજુ કરવાથી મારી આ વાર્તાના પ્લોટને બીલકુલ અનુકુલ થઇ પડતા ચીત્રોની પસંદગી કરવાની મને ઉમદા તક મલી છે, જે માટે હું એ કંપનીની અત્યંત ઉપકારી છું. પ્રિય વાંચક, હવે હું તને વધુવાર કંટાલો આપવા ચાહતી નથી.

લી૦

ગુલબાનુ શાવકશા પ્રીન્ટર.



# એક વધુ પારસી બાનુ નોવેલીસ્ટ!



ગુજરાતી ભાષામાં નવલકથા લખનારાં પારસી બાનુ કલમકશો કેટલાં છે? હું તો માત્ર ગણત્રીનાં અડધોએક ડજન જાણીતાં નામોજ મનમાં ગણ્યા કરતો હતો! ગુજરાતી સાહીત્ય સાથનાં મારાં છેલ્લાં ૩૦ વર્ષના સંબંધ છતાં--અને દેશી જરનાલીઝમના મારા પા સદીના અનુભવ છતાં—મેં હમણા હમણાજ જોવા માંડયું છે કે ખરેખર અચ્છાં કલમકશી ધરાવનારાં, નવલકથા લખવાનો આર્ટ બરાબર સમજીને વાર્તાઓ રચી શકનારાં, સ્ટાઇલ અને ઇબારતના કાનુનોને પોતાના પુસ્તકમાં વલગી રહી શકનારાં પારસી બાનુ લેખકો કાંઇ એકલડોકલ નહીં પણ સારી સંખ્યામાં હસ્તી ધરાવે છે! અવાર નવાર કોઇક માસીક ચોપાન્યાંઓમાં હું પારસી બાનુઓની કલમોને 'વાર્તાઓ'ના રણક્ષેત્રમાં ચમકતી જોતો હતો ખરો, પણ મને મુદ્દલ ખ્યાલ તે વારે ન હતો કે આ પારસી "બાયકા લોકો"માંબી આટલુ બધુ મીઠું છે!

છેલ્લે છેલ્લે 'જામે જમશેદ'માં કેટલીક ચચલ બાનુઓની ચાલુ તેમજ ટુંકી વાર્ત્તાઓ પ્રગટ થતી રહી છે તે તો તમારા જોવામાં આવી હશે. અમદાવાદવાળાં બહેન ઝીણી એરચશાહ વકીલે જયારે પોતાની પારસી સંસારી કથા "કાચ્ચી—પણ સાચ્ચી"નાં મેન્યુસક્રીપ્ટો મારી ઉપર મોકલ્યાં ત્યારે એ જવાન બાઇની કલમના ઠરેલપણાં, તેવણુની ગુજરાતી ભાશાના શુધ્ધપણાં, તેવણુની ઇબારતની સફાઇ, પ્લોટ અને

કેરેક્ટરોને આસ્તે આસ્તે ખીલવવાની તેવણુની હટોથી જોઇ હું તાજુબ રહયો. પછી બેહેન મેહરબાનુ બોટ M. R. B. ની વાર્તા મને મળી. એ વાર્તા હું આ લખું છું તે વેળા 'જામે'માં ચાલુ છે. અહીંબી એક કસાયલી નાજુક કલમ હું જોઉં છું. જાણે વર્ષોનો અનુભવી કોઇ 'નોવેલીસ્ટ' પોતાની કલમને આસાનીથી વાર્તાબાના મેદાનમાં ડપટાવતો હોય તેવોજ બધો અહીંબી મામલો છે! અને પછી જયારે બહેન ગુલબાનુ શીયાવક્ષા પ્રીન્ટરની આ નોવેલની 'એડવાન્સડ કોપી' મારા હાથમાં મેલાઇ ત્યારે—મારી આંખ્યો ઉંઘડી! ત્યારેજ મેં જોયુ કે જરથોસ્તી બહરાંઓ કાંઈ, બા, નાખી દેવાનાં નથી!

મીસીસ પ્રીંટરને મેં અગાઉ કદીબી—કેઠે પણ—એક લેખક તરીકે, વર્તમાનપત્રોમાં યા ચોપાન્યાંઓમાં પોતાનું "લીટરરી એપ્રેનટીસશીપ" બજાવતાં જોયાં હોય એમ મને યાદ નથી. એકદમ અચણુચ કોઇને જરા પણ નોટીસ કે ચેતવણી આપ્યા વગર એવણ સાહીત્યનાં ખેતરમાં ઉછળી નીકળ્યાં છે. અને તે એક એવી 'પહેલી કોશેશ' સાથે ઉછળી નીકળ્યાં છે કે જે 'કોશેશ' ઘણાક વેટરન સફેદ માથાંવાળા નોવેલીસ્ટોને મગરૂર થવાનું વાજબી કારણ આપે! આ હું અતીશ્યોકતીમાં બોલતો નથી. આ કથા—"આરીસ્ટોક્રાટીક ઉં!" યાને "તવંગરીની તકોબરી" મેં ઘણી કાળજી સાથ બારીકીથી—"Art of Fiction"ના એક અભ્યાસીની તીક્ષણ નજરે—એક "ક્રીટીક"ની ચોંપ સાથે વાંચી છે. અને મને જણાવવાને ખચીત ખુશાલી લાગે છે કે એ પુસ્તક જાણીતી ગુજરાતી નોવેલોની હયાત હારમાળામાં વગર શકે પોતાની જગ્યા લેશે.

એક જવાન પારસી બાનુ—આગલા કશાબી માહવરા વગર, વાર્તાઓ રચવાની કશીબી પ્રેક્ટીસ વગર, કલમકશીનાં કશા પણ અનુભવ વગર—આવી એક સીલસીલાબંધ કથા ઉત્પન કરી શકે એ મારે મનથી ખચીત એક મોટા સંતોષની વાત છે. એ બાનુ લેખકની ભાષા સામાન્ય રીતે એટલી શુદ્ધ છે, એવણની "સ્ટાઇલ" એટલી મનપસંદ તેમજ કઉવતમંદ છે, એવણના વાકયોનું બંધારણ નીયમીત રીતે એટલું તો ટકોરાબંધ હું જોઉછું, વાર્તાનાં જુદાં જુદાં વળાંઓને ડ્રામાટીક ધપે "ડેવલપ" કરવાની શકતી એટલી તો સ્પષ્ટ અહીં નજરે પડે છે—કે જો કોઇએ આ નોવેલ મારા હાથમાં તેના કર્તાના નામ વગર મેલી હતે તો હું કદી એક ઘડી પણ માની શકતેજ નહીં કે એ કેતાબ લખનારી એક તદનજ લખાણ કળાથી બીન અનુભવી જવાન પારસી બાઇ છે! પણ દુન્યા અજાયબીઓથી ખાલી નથી. મીસીસ પ્રીંટરની આ ચોપડીના સબંધમાં મને પુરેપુરી ખાત્રી મળી છે કે એ વાર્તા આ કુશળ બાનુના પોતાના અકેલાં ભેજાંનુંજ પરીણામ છે. પારસી સાહીત્યનો એ એક નોધ કરવા લાયક બનાવ છે-અને તેને આ જગ્યાએ રેકોર્ડ કરતાં મને સાચ્ચી ખુશાલી ઉપજે છે.

મ્હોબત (Love), મગરૂરી (Pride), અભાવ (Prejudice), તકોબરી (Arrogance), સાલેસાઇ (Humility), કપટ (Hate), કીનો (Revenge), હવસ (Lust), દીલાવરી (Magnanimity)——આ સર્વે માણસાઇ ઉલટસુલટ ખાસીઓના ચઢ ઉતર રંગોની મીળાવટ કરી મીસીસ પ્રીંટરે આ કેતાબમાં એક મઝેહદાર પીકચર બરપા કર્યું છે. એક

આર્ટીસ્ટના ખુબીદાર ટચકાઓ હું જગેજગ અહીં ખોલ્લી આંખ્યોએ જોઇ શકું છું. તવંગરીની તકોબરી સાથ મુફલેસીની મોટાઇનો ભેલ કરીને આ ચોપડીમાં એનાં બાનુ–કર્તાએ પ્રેમ–પ્યાર–મ્હોબત (જે કહો તે) ના એક એવી તો અચ્છી સાઇકોલોજીકલ સ્ટડી આપણી સમક્ષ રજુ કરી છે કે તે બાબે મારી તરફના પ્રસંશાના બે શબ્દો લખવા વીના મારેથી રહે વાતુંજ નથી. જોન ડેલ અને કેટ (આ નોવેલના નાયક અને નાયકા)ની મોહબતનું ચીત્ર બીલકુલ ખામી રહીત છે એમ "મોહબત"ની સાઇકોલોજીના એક અદના અભ્યાસી તરીકે હું હીમત સાથ કહી શકું છું.

વાર્તાનું નામ લગરીક ઓરીજીનલ છે! "એરીસ્ટોક્રાટીક ઉ!" બેઅદબી માફ છે—પણ આ "આરીસ્ટોક્રાટીક ઉ!" નામ તો આજે વર્ષો ઉપર મારાં ભેજાંમાંથી નીકળેલું હતું એમ મને યાદ છે! કાંઇક વર્ષો ઉ વાત ઉપર મેં 'ગપસપ'માં એક કવીતા લખી હતી—(જે પાછળથી મારી "ઘડી ચપકી" ચોપડીમાં પણ છપાઇ છે)—અને તેમાં મેં એક રમુજી કવીતા લખી હતી; અને હું જાણું છું ત્યાં સુધી પાછળથી આ "એરીસ્ટોક્રાટીક ઉ!" શબ્દ સઉ કોઇને મ્હોડે રમી રહેવા પામ્યો હતો. કાંઇબી ધપધપયું, દમપર સુમાર, ચલે જાવ બલે જાવ, ઉંચે ઉપારેનું, ટીચકાંખોર, મોટે ખાંચરેનું હોય તે બસ "આરીસ્ટોક્રાટીક ઉ!"ના નામે ત્યાર પછી ઓળખાવા લાગ્યું. જુવો મારી કવીતામાંથી માત્ર બે ચાર લીટીઓ ટાંકું છું:—

આવ્યો વખત ઉંધો ચારો—વાંકો સઉ કારભાર!
રહુપીડ દુન્યા કહેછ કે હવે—સાદાઈમાં નહીં સાર!!

માંગેછ એક અવાજે આજે—મર્દ, બાળક, બૈરૂં-
ઉઠતાં, બેસતાં, જાગતાં સુતાં—ધી એરીસ્ટોક્રાટીક ઉં'!!
તું અમીર હો યા ફકીર હો—કે હો હલકો હજામ!
ચાહે હો ગબ્બર ગધેડો—કે ચાહે સુકકો તમામ-
શીખ 'પીજામ'ની હરદમ માનજે—(નથી એ કાંઇ હું!)-
રાખ બોલવે, ચાલવે, ખાવે, પીવે—ધી એરીસ્ટોક્રાટીક ઉં'!!

હવે હું ઝાઝું લંબાણ કરીશ નહીં. આ ચોપડીના ફાંકડા ગેટ અપ માટે પહેલાં હું મીસીસ પ્રીન્ટરને અને પછી ભલા ભાઇ મી૦ દીનશાહ કરકરયાને સાબાશી આપવા ચાહું છું. ગુજરાતી નોવેલો હેન્ડસમ બાંધણીમાં સુંદર પીકચરો સાથ ટીપ—ટોપ બાહેર પડતી રહે એવો મારા મનનો અભખરો હવે પુરો પડતો જાય છે. હું ધારૂંછું કે આવી કીસમના બ્યુટીફુલ વોલ્યુમોની 'ફેશન' આપણા ગુજરાતી સાહીત્યમાં દાખલ કરાવવામાં કોઇક અદનાં ફાલો મેંબી આપ્યો છે એવી ઉકમાઇ લેવામાં હું તદનજ ગેરવાજબી નથી.

હું ખરાં અંતકરણથી આ પુસ્તક માટે મીસીસ ગુલબાનુ પ્રીંટરને મુબારકબાદી આપું છું—અને દુવા ગુજારૂ છુ કે એ બહેન ભવીષ્યમાં એવાજ બીજાં અનેક પુસ્તકો બાહેર પાડવાને સામર્થવાન થાય.

ન્યુ ચરનીરોડ,
તા૦ ૪ થી માર્ચ ૧૯૨૩.

લા૦ સેવક,
**પીજામ.**

# "એરીસ્ટોક્રાટીક ઉં!"

## (ઇંગ્રેજી સંસારની એક વાર્તા.)

### પ્રકરણ ૧ લું.

—:o:—

"શું તવંગરો કાંઈ આસ્માન પરથી
ઉતરી આવેલા છે?"

"વળી શું છે, પપા? આજે સહવારથી તમે પાછા ફફડ ચટક કેમ કર્યા કરોછ?"

લોર્ડ હેરીસને પોતાની નાની દીકરી ક્લેરા ગમ એક નજર ફેંકી પોતાનું બુલડોગ જેવું ડાચું મચકાવ્યું!

"ઓ-આઇ એમ સીક ઓફ ધીઝ રેચ્ચેડ પીપલ! વળી પાછો પેલો મુજી બ્લેગાર્ડ જોન ડેલ આપરાં માણુસોને ઉસ્કેરેછ! હવે એને શું કરૂં-તેબી મને સમજ પડતું નથી!"

"શું કરો? એવા ધાસ્તીભર્યા કુત્તરાઓને તો બસ એકદમ શુટ કરવા જોઇયે! બીજું કંઇજ નહિ!" વડી દીકરીજી કેથેરાઇનએ લાયકીથી ઉત્તર વાળ્યો. તેણીનાં બ્યુટીફુલ મુખડા ઉપર વળી 'પપા ડીયર'ના કરતાં ચાર ચાસણી વધારે થોભરો ચઢેલો હતો!

ત્રણુકે જણાં મુગાં બેઠાં. લોર્ડ હેરીસનની ભપકાબંધ બે સફેદ મોટા આસ્ત્રેશીયન ઘોડાની લેન્ડો—સફેદ ગ્લવ્ઝવાળા, સોનેરી લીવરીઝમાં સજ થયલા, દમપર સુમાર કોચમેનો અને સાઇસોના દબદબા સાથે—પુર ઝડપે હંકારી જતી હતી!

તે એક રળીયામણો અને ખુશનુમાં રવીવારનો દિવસ હતો. આખું ઓલ્ડ કેસલ શહેર નજદીક આવતાં ક્રીસ્ટમસનાં તહેવારની ઉલટમાં ગાજીવાજી રહયું હતું. કુદરત ક્રીસ્ટમસનાં આવતાં અઠવાડયાંને જાણે હમણાથીજ આવકાર દેતી હોય તેમ તે ઓલ્ડ કેસલ ઉપર પ્રસન્ન થઇ ગઇ હતી. છેલ્લાં પંદર દિવસ થયાં વાદળે ઓલ્ડ કેસલ ઉપર નાંખેલો શોકાતુર ઘેરાવો કુદરતની જાદુઇ લાકડીથી બીલકુલ અલોપ થઇ ગયો હતો, અને ખુશનુમાં તડકો પંથરાઇ, શું તવંગરો કે ગરીબનાં મોહડાંને હસ્તાં કીધાં હતાં.

રવીવારનો દિવસ હોવાથી હંમેશનું ઉદયોગી અને ખાણોનાં કામદારોનાં પોકારોથી સદા હળી મળી રહેતું ઓલ્ડ કેસલ આજે રંગરાગમાં અને એશ આરામમાં મસ્ત બની ગયું હતું. કોલસાની ખાણોનાં કામદારો—શું ઓરતો કે મરદો—પોતાની રોટી રળવાનાં સાંધનોથી થોડા કલાકો અલગ બની પોતાના ગજવા મુજબ મોજ મજાહ ભોગવવા જયાં ગમે ત્યાં ઉતરી પડયાં હતાં; જેથી સદાનું તે ઉદયોગી શહેર આજે જાણે એશ–આરામ અને અયાસી જીંદગીનું ધામ થઇ પડયું હતું.

ઓલ્ડ કેસલ કોલસાના ઉદયોગ માટે જાણીતું હતું; તે કોલસાની ખાણોનું મુખ્ય ધામ હતું. ત્યાંની ઘણી ખરી ખાણોનો માલેક લોર્ડ હેરીસન હતો. તે જેટલો તવંગર હતો તેટલોજ તે દીલનો પથ્થર હતો. દયા અને દીલસોજીનો તે

કટ્ટામાં કટ્ટો શત્રુ હતો. રહેમનો કતરો વટીક તેના આખા તનબદનમાં શોધ્યો જડતો હતો નહિ. તવંગરી અને એરીસ્ટોક્રાસી ઉપર તે પોતાનો જાન કુરબાન કરતો હતો, જ્યારે ગરીબાઇને ધીકકારી તેનો દુશમન બનતો હતો; ગરીબાઇ માટે તેના નાખમાં જબરી સુગ ભરાઇ ગઇ હતી.

ઓલ્ડ કેસલ મુખ્ય કરીને ખાણોના ગરીબ કામદારોથી વસાએલું હતું, જેમની ખડતલ મહેનતના ખરા પરસેવાથી લોર્ડ હેરીસન કરોડોનો માલેક બન્યો હતો. તોપણ તે ગરીબ કામદારોના લાભમાં એક ફુટી બદામ પણ કહાડી આપવાને તેણે કદી પણ પોતાનું ઉદાર દીલ દેખાડયું હતું નહિ. એટલુંજ નહિ—પણ કામદારોના ખરા પરસેવાથી મેળવેલી તેઓની કમાઇમાંથી તે પોતાની આવકનો દર ખુલ્લો કરવાને ચુકયો હતો નહિ. તેણે ઓલ્ડ કેસલમાં કામદારોનાં વસવાટ માટે મકાનો ઉભાં કીધાં હતાં, જેમાંથી પણ તે મોટી આવક પોતાનાં ખીસામાં સેરવતો હતો. આ મકાનોને તેણે "સુખ શાંતીનાં સસતા ભાડાનાં મકાનો"નું ભપકાભર્યું નામ આપ્યું હતું, પણ ખરી રીતે જોતાં તે મકાનો ઇનસાનોનાં નહિ પણ હેવાનોનાં વસવાટ માટે લાયક હતાં. તે છતાં એ મકાનનાં ભાડાંઓ ગરીબ બિચારાં કામદારોને માથાંથી તે પગ સુધી નિચોવનારાં હતાં.

લોર્ડ હેરીસનની આ ઠગબાજી સામે પોકાર ઉઠાવવાને ઓલ્ડ કેસલમાં એકજ જીવડો હસ્તી ધરાવતો હતો, જે બહાદુર અને ખુબસુરત જવાન જોન ડેલ હતો; એ જવાંને તવંગરો ઉપરનાં ગરીબોના હક માટે બીનસ્વાર્થી લડત ચલાવી નહીં ત્યાં સુધી લોર્ડ હેરીસનની સામે નજર ઉંચકવાની

કોઇનામાં પણ તાકાત હતી નહિં. ઘણીક મેહનત પછી ગરીબો અને કામદારોનાં મગજ ઉપર મજબુત રીતે એવું ઠસાવવા તે ફતેહ પામ્યો કે પરવરદેગારે તવંગરોને ગરીબનાં કરજદાર બનાવી આ દુન્યામાં મોકલ્યાં છે—યાને તવંગરોને ગરીબો કરતાં વધુ મોટી દોલત આપવાનો સબબ એજ હતો કે તેઓની પોતાની દોલતનો ઉપ્યોગ ગરીબોનાં લાભ માટે કરી શકે. જોન ડેલે ગરીબો અને કામદારોનાં ભેજાંમાં કુદરતની આ ફીલસુફી ઉતારવાથી તેમની આંખ્યો જે અત્યાર સુધી બંધ હતી તે ખુલ્લી થવા પામી; અને તેઓએ જોન ડેલની આગેવાની હેઠળ પોતાનાં લાભ માટે લડત ચલાવવાની હિંમત બતાવી. આથી બહાદુર જવાન જોન ડેલ લોર્ડ હેરીસન અને તેનાં જેવાં બીજાં તવંગરોની મોટી ઇતરાજીમાં આવી પડયો. તેણે ગરીબો અને કામદારોનું એક મંડળ સ્થાપ્યું, અને તેની મારફતે ઓલ્ડ કેસલનાં જુલ્મી રાજકર્તા જેવાં થઇ પડેલા લોર્ડ હેરીસન ઉપર તેની કોલસાની ખાણોનાં કામદારોનાં સંકટ નીવારણ માટે અનેક સુચનાઓ લખી મોકલી; જે ઉપર ધ્યાન આપવાને તે જુલમગાર શ્રીમંતે મહીનાઓ ફોકટમાં પસાર કીધા હતા.

જોન ડેલની બહાદુરી અને તેની સમજાવટથી તથા તેનાં ભાષણો અને લેખોથી આખા ઓલ્ડ કેસલનાં કામદારોમાં નવી ઉલટ, જોશ, અને નવાં લોહીનો પ્રવાહ વહેતો ચાલ્યો. તેઓની રગેરગમાં તવંગરો સાંમેની બેદીલી વધતી ચાલી; તે એટલી હદ સુધી કે તેઓ તરફથી મારફાડ થવાની ધાસ્તી રાખવામાં આવતી. પણ તેઓ ઉપર જોન ડેલનો ભારે આંકોશ હતો; તે મારફાડ વિનાની ચલવલનો મજબુત હીમાયતી હતો.

ઉપલા દિવસની સાંજે ગરીબ માણસો તથા કામદારોનું એક મોટું ટોળું ત્યાંના વિશાળ મેદાનમાં ભેગું મળ્યું હતું. એ વેળાએ "તવંગરો અને ગરીબો વચ્ચેનાં અંતર ભેદ" ઉપર જોને એક ભાષણ આપ્યું હતું, જે સાંભળવાને ઓલ્ડ કેસલની આસપાસનાં હજારો લોકો ઉતરી પડયાં હતાં. જ્યારે ગરીબ કામદારો આ રીતે રોકાયલાં હતાં, ત્યારે ગરીબોની મહેનતથી માતબર બનેલો લોર્ડ હેરીસન—આપણે ઉપર જોયું તેમ—પોતાની બે સુંદર બેટીઓ સાથે પોતાની ભપકાદાર જોડીની ગાડીમાં સહેલ કરવા ઉતરી પડયો હતો. તેનાં ઘોડાઓ ઝડપી ચાલે તેનાં બાદશાહી મકાન "હેરીસન પેલેસ" તરફ મરોડદાર ગરદને ધસ્યા જતા હતા.

લોર્ડ હેરીસનની બાજુમાં તેનાંજ જેવી તુમાખી અને મીજાજી તેની વડી ખુબસુરત બેટી કેથેરાઇન ઘણાજ ભપકામાં સીલ્ક સેટીનમાં સજ થએલી ગાડીમાં ટકયે અઢેલીને ગરૂરીના તોરમાં ગોઠવાઇને બેઠી હતી, જ્યારે સામેની બેઠક ઉપર નાની સાલેસ બેટી કલેરા બીરાજી હતી.

"પપા ડીયર," તે વડી બેટી કેથેરીને કાંઇક ગંભીર બની સવાલ કીધો "પેલા ગળા ફાંસુ ભીખારડાંઓની આજની સભાનો રીપોર્ટ લાવવાને તમોએ કોઇને હુકમ કીધોછે કે?"

લોર્ડ હેરીસન પોતાના વીચારોમાંથી ચોંકીને બોલી ઉઠયો "હા, કેટ ડારલીંગ! તેથીજ હું આપણા મકાન તરફ જલદીથી પુગવા માગુંછ." આટલું બોલી લોર્ડ હેરીશન પોતાનાં વીચારોમાં પાછો એકલો પડવા માંગતો હોય તેમ ચુપકીદી પકડી બેસી રહયો.

પણ તેની વડી બેટી એમ મુંગી રહે એવી ન હતી. તેણીએ એક વધુ સવાલ કીધો, "પપા–માઇ ડીયર પપા! ઓલ્ડ કેસલના ગરીબો સાથે આપણા કામદારો જોડાય એ આપરાથી કેમ સાંખી શકાય? કહોની, પપા, તમારી સતા અને દોલતનાં જોરે આય સભા ભાજે મલતી કેમ નહી તમે અટકાવી શકો; શું તમોને એ કંગાળ લોકોનો ડર છે? પપા ડીયર, તમારી સત્તા એકદમ વાપડોને એ ચીથડે હાલ જનાવરોને તમારા પગની ઠોકરે મારો નહી તો—યાદ રાખજો, પપા—કે તમારા જેવા મરદો ને બરની ફરજ મારા જેવી એક ઓરતે બજાવવી પડશે."

પોતાની પ્યારી અને અતી સુંદરતા ધરાવતી દીકરીની આવી રીતના તુચ્છકારના પણ હીમત ભર્યાં સખુનોથી તે હેમક બાપ મનથી મલકાઇને એક મગરૂરીનું હસ્યો.

"શું! હું ગરીબોથી ડરી જાઉ? મહારી વહાલી દીકરી, કદી નહી. છટ! છટ! જો, આય મારા હાથની એકજ આંગળીના હુકમથી હું તેમનો સમુળગો નાશ કરી શકું એવી મારી પાસે દોલત અને સતાનું જોર છે. ગરીબો? ધુત્ત! તેઓ મારે મનશે ઇનસાન બદલે હેવાન છે; ને તેઓની મને થોડીજ તુંભા છે."

"યસ–ડીયર ડેડ! તમારૂં કહેવું તદન રાસ્ત છે." અને ત્યાં તે મગરૂર છોકરી કંઇક તીરસ્કારનું હસી—"દોલત અને સતાથી આપણે શું નહીં બજાવી શકયે? ખચીત ગરીબોને માતબર સામે એમ માથું ઉંચકવાનો શું હક છે? ભલે પેલો તુચ્છ, ગરીબનો કહેવાતો દોસ્ત, ફીતુરી જોન ડેલ તેઓને વગર અર્થના ભાષણો આપી તેઓના અભણ ભેજાં ભમાવી મેળે;

પણ તે પઇસા વગરનો એક ભીક્ષુક જેવો શખ્સ આપણા જેવા માતબરોને શું નુકશાન પહોંચાડી શકવાનો છે? એ પપા, હું એને ખરા જીગરથી ધીક્કારૂંછ. એની ઉપર બધા લોક એટલા બધા દીવાના બનેછ તે જોઇ મને ઘણુજ અજબ લાગેછ."

"સાબાશ! માઇ સ્વીટ ચાઇલ્ડ! તારાં આવા હીંમત ભર્યાં શબ્દો માટે હું ખરેખર મગરૂર છેઉં. હું જોતો આવ્યો છ કે પુરાણા હેરીસન કુટુંબનું મગરૂરી ભર્યું લોહી તારી રગોમાં તેનાં પુર જોસમાં વહેછ.–હલ્લો! હલ્લો!! વોટસ ધી મેટર? અરે–અરે–આસ્તે–ટેક કેર!!"

હજુ તો તેઓ ગાડીની બાહેર ડોકયું કાહડી જુવે તેટલાંજ તે ભપકાદાર ચાર્ટનાં બંને ઘોડાઓ એકદમ ચમકયા, અને કોચમેનોની ગમે એટલી કોશેશ છતાં પાસેની પગવાટ ઉપર ચઢી ગયા! એવો દેખાવ થઇ રહયો કે જાણે ઘોડાઓ ભડકીને નાસવાની તઇયારીમાં હોય!

તેજ ઘડીએ ગાડીની પછળ ઉભેલા બે સાઇસો બોલ બોલતામાં ઉતરી પડયા ને ઘોડાઓને શાંત કરી ફુટપાટ ઉપરથી નીચે ઉતાર્યાં.

તુંરતજ લોર્ડ હેરીસન પોતાની બે બેટીઓ સાથે ઉતાવળમાં ગાડીમાંથી ઉતરી પડયો, ને ત્યારેજ તેણે છુટકારાનો દમ ખેંચ્યો.

"એ શું છે, જેમ્સ!" પોતાને મકાને વહેલો પુગી જવામાં થએલી નડતલ ને સબબે તે મગરૂર લોર્ડ ગુસ્સાથી પોતાનાં ઘોડાવાળાને સવાલ કીધો.

"મારા લોર્ડ" તે ઘોડાવાળાએ નમીને જવાબ દીધો, "કોઇ ખરો કમનસીબ મુફલેસ પુરૂષ અને તેનો કુતરો ભુખમરાથી અધમુવો જેવો પડેલો છે, અને તેને ઘોડાનો અડછતો પગ લાગવાથી તેનો ડાબો હાથ જખમી થયોછ."

"પણ એ છે કોણ ચંડાળ ? શું કામ એણે આપણી ગાડીની વચમાં આવવાની શેખી કીધી ? એને રસ્તામાંથી એકદમ દુર કરીને આપણી ગાડી આગળ ચલાવો, મને મકાને જલદી પુગવાની મોટી જરૂર છે ચલ–હટ–બાજુ થા યુ બીસ્ટ !"

એટલું બોલી તે ધાટકી ઉમરાવે ઘણાજ ગુસ્સાથી ચાબક ઉંચકો, પેલા કમનસીબ જવાનને એક ફટકો લગાવ્યો. તેટલાંજ પછવાડેથી તેની નાની છોકરી કલેરે આવી બાપના ગુસ્સાની દરકાર કરયા વિના તેના હાથમાંથી ચાબકો છીનવી લીધો.

"ઓ પપા ! વોટ આ શેમ ! તમો એટલા નિર્દય કેમ થઇ જાઓછ. કે એક ગરીબ, અશકત, બેકામ થએલા પુરૂષને વગર દયાએ મારવા ધસ્યાછ !"

આ સાંભળી ને તે બાપને ઘણું ખસીયાણું લાગ્યું, તેણે ઘણાજ ગુસ્સાથી તે ગરીબ છોકરીપર ડોળા કકડાવી તેણીને વધુ બોલતી અટકાવી. પછી ઘણાજ દમામથી બેઉ છોકરીઓને એકદમ ગાડીમાં બેસી જવા ફરમાવ્યું.

બાપનાં હુકમથી વડી બેટી કેથેરાઇન તુરત ગાડીમાં બેસી ગઇ, જયારે કલેરા તે બેભાન બનેલા જવાન તરફ દયાળુ દીલ અને જખમી જીગર સાથે તેઓની સેહેજ પણ દરકાર કર્યા વિના દોડી. જમીનપર પડેલા તે કમભાગ્ય જવાન આગળ તેણી પોતાની સ્થિતિની પરવા કીધા વિના



કલેરા હેરીસન

ગુંઠણીએ પડી અને કરગરી દયાથી બોલી ઉઠી, "ગરીબ બીચારો! બેભાન પડયોછ !"

"કલેર ? હું કેહુંછ તે સમજાએછ કે નહિ ? ઉઠ–અહીંથી–ને ગાડીમાં બેસી જા !" પીતાએ પાછો તરારો કર્યો.

પણ કલેરા એકની બે થઇ નહિ !

"ઉભા રેહો–પપા ! આય શખશ વધુ વખત એજ હાલતમાં પડી રહેશે તો—તો ઠંડક અને ભુખમરાથી એ બચારાની જીંદગીનો અહિજ અંત આવી રહેશે" અને આમ બોલતાં સાથ તે દીલસોજ છોકરીએ તેનાં ઘાયલ થએલાં હાથનાં જખમમાંથી વહેતું લોહી બંધ કરવાની મકસદે પોતાનાં પકડેલાં કીમતી જીણાં રૂમાલથી તેનો હાથ ઘણી નાજુકાઇથી બાંધ્યો.

તે નસીબના લીલા મુફલેસ તરફની કલેરાની આવી ભલી વર્તણુંકથી તેણીના બાપ અને કેટીનો ગુસ્સાનો પાર રહયો નહિ. તેઓ બંને ઘણા ગુસ્સાથી ફફડતાં ચટકતાં ગાડીમાંથી ઉતરી પડયાં ને કલેરા આગળ ગયાં.

"કલેર ! એ શું ચેડાં ?" તે તુમાખી વડી બેને ઠઠરાવનારાં સાદે નાની બેનને ઠપકો આપતાં કહયું, "એવાં ભુખે મરતાં ભીખારડાં સાથેબી તું એવી ચાલ ચલાવશે, એવી હમોને સ્વપ્ને પણ વકકી હતી નહિ !"

"કલેરા !" લોર્ડ હેરીસને, ગુસ્સાથી ભવાંનો ચીલ્લો ચઢાવી કહયું,—"તારી આજની નાલાયક ચાલથી હેરીસન ખાનદાનનાં માન પામેલાં નામને તેં મોટી નામોશી લગાડીછ નાઉ ગેટ અપ !– મારો તને હોકમ છે કે એકદમ આય ગરીબ કંગાળ પુરૂષને પડતો મુકી ગાડીમાં બેસી જા."

હવેજ કલેરાને ભાન આવ્યું કે તે ગરીબ જવાન તરફની દયાથી તેણી એટલી બધી તો દોરવાઇ ગઇ હતી કે ત્યાં જમાવ થઇ ગયલાં લોકોની ઠઠની હાજરી વટીક ભુલી ગઇ હતી તો પણ તેણી હીંમતથી દયામને ચહેરે બોલી:—

"પપા ડીયર! એ ગરીબ બિચારો જવાન આપણા ઘોડાથી જખમી થયેલો હોવાથી તેની સંભાળ લેવાની આપણી ફરજ છે. હાથમાંથી લોહી ઘણું જવાથી એ બિચારો બેહોસ થઇ પડેલો છે."

"છટ છટ એ સરયામ ઢોંગ છે" તે વડી બહેન ગુસ્સાથી બોલી ઉઠી. "કલેરા! તુ તુને પોતાને એટલી બધી કેમ ભુલી જાએછ? એમ રસ્તે પડેલાં કંગાળ ભીક્ષુકોને મદદ કરવાનું કામ આપણા જેવી ઉમરાવજાદીઓનું નથી."

એમ બોલતાં સમેત તે ખુબસુરત પણ સંગદીલ હઇયાની કેથેરાઇને પોતીકી નાની બેનનો હાથ ખેંચી તેણીને તે બેભાન આકાર પાસેથી દુર હડસેલીને નજદીક ઉભેલી ગાડી તરફ જબરીથી લઇ જવાની કોષેશ કીધી. પણ હવેજ તે નાની છોકરીનો પીત્તો ઉછળી આયો!

"થોભ!" પોતાનો નાજુક ગુલાબી બાજુ પકડેલો કેથેરાઇનનો હાથ તે નાની છોકરી કંઇક ગુસ્સાના અછાટથી ઉડારી મેલતાં બોલી. "કેથેરાઇન ખુદા ખાતર થોભી જા. તું એટલી બધી ઘાતકી અને દયાહીન કેમ થઇ શકેછ? રસ્તે પડેલા એક લાઇલાજ ગરીબ અશકત પુરૂષને મદદ કરવાનું કામ આપણાજ જેવા ઇનસાનનુંજ છે. ને જો તેવોને આપણે દયા નહિ બતાવ્યે તો ઇનસાન બદલ હેવાન ગણાઇએ!" તવંગર માણુસો કંઇ આસ્માનપરથી ઉતરી આવેલાં નથી–કેટ!" પછી તે

છોકરીએ પોતાના પીતા તરફ ફરી ગુસ્સાથી પુકાર્યું, "ઓ પપા ! જ્યાં સુધી આય ગરીબ બેભાન સખ્સને હયાંથી કોઇ સલામત જગાએ લઇ જઇ એની જીંદગી બચાવવામાં નહિં આવશે, ત્યાં સુધી હું અહીંથી હરગેજ હટનાર નથી. ઓ પપા ! ખુદા ખાતર દયા કરી આપણા નોકરોને ફરમાવો કે એને આપણા પેલેસમાં ઉંચકી લાવે."

તે બંને બાપ બેટી આ જીદ્દી મકકમ વીચારની છોકરી પર ઘણાજ ખફા થયાં. પણ તેઓ કયાં સુધી એમ રસ્તા વચ્ચે ઉભા રહી તકરાર ચલાવી શકે ? અંતે તેઓને પોતાની મરજી ઉપરાંત તે ભલી છોકરીની ઇચ્છાને નમવુંજ પડયું.

કલેરા તો બસ એકજ બોલ પકડીને ત્યાં અડી બેઠી કે જો આ બેહોશ પડેલા શખ્શને તેણીનો પીતા પેલેસમાં ઉંચકાવી લઇ નહીં જશે તો આખી રાતભી તેણી ત્યાં ભર રસ્તા વચ્ચે તેની આગળ બેસીજ રહેશે ! લોર્ડ હેરીસન તેમજ કેટની તમામ તકરાર-ધમકી-ખફગી-કલેરાની ફેરાવણ હુજત આગળ વ્યર્થ ગઇ. રસ્તાપર તે જગ્યે પુસ્કળ લોકની ગીરદી જમાવ થઇ ગઇ હતી. આખરે લોર્ડ સાહેબે સેહતાન ડાભો કરી કલેરાની મરજી માફક આ જખમી થઇ પડેલા આસામીને બીજી ગાડીમાં પોતાને મકાને લઈ આવવાનો પોતીકા માણસોને હુકમ આપ્યો. અને ત્યારેજ કલેરા પોતીકા પેદર તથા બેહન સાથે ગાડીમાં બેસીને હંકારી ગઇ !

સારાં નસીબે તેઓનો પેલેસ નજદીકમાં હોવાથી પેલા કમનસીબ શખ્સને લઇ જઇ તે કમ્પાઉંડના એક બેન્ચ ઉપર સુવાડવાને ઝાઝો વીલંબ લાગ્યો નહિં.



# પ્રકરણ ૨ જું.

## ટીચકાં મંડળ !

બીજી પંદર મીનીટમાં તો તે અભાગ્યા જવાનને 'હેરીસન પેલેસ' મધે લાવવામાંબી આવ્યો અને ત્યાંનાં સુંદર વિશાળ બગીચાની લોખંડી બેઠક ઉપર તેના બેભાન આકારને મુકવામાં આવ્યો,પાંચ દસ મીનીટ બાદ તે શખ્સે પોતાની બેભાનીમાંથી કંઇક જાગ્રત થવાના ચીન્હો બતાવ્યાં.

આહા ! ચીઠડે હાલને કંગાળ કપડાંમાં સજ્જ થયેલો તે છોકરાનો સોહામણો દેખાવ એક ભીખારી જેવો તો નહિજ પણ એક કીસમતથી હારી ખાધેલાં ઇનસાનને વધુ મળતો આવતો હતો. ચાલુ વપરાસથી ઘસાઇ પીસાઇ ગએલી એક ટોપીમાં ઢંકાયેલો તે ચેહેરો ખરેખર શોભઇતો હતો. સંપુર્ણ ઘાટઘટમ સાચનો તે સફેદ પણ ફીક્કો ચહેરો, અને ચાલુ હેજગારીં અને ભુખમરાથી ઝાંખી પડેલી તે ઉદાસીત મોટી કાળી આંખો જોનારને ઝટ આકર્શી લેવાને પુરતી શકતી ધરાવતી નજરે આવતી હતી. મુફલેસીની જંજાળથી તે ચેહરા ઉપરની કુદરતી નરમાસ ને ધીરજ ખુંચવઇ ગએલી જોવાઇ શકાતી હતી. તે જવાન હતો—ભાગ્યેજ પચીશેક વરસનાં હદ તેણે ઓલંગી હોય—પણ ચાલુ હેજગારીથી તેની ઉગતી જુવાની કચડાઇ ગએલી જણાતી હતી, ને તેનો નખાઇ ગએલો દેખાવ ઉમરે પુગેલો નજરે આવતો હતો; ભુખ, ઠાક અને નાસીપાસી તેના જવાન જીવને કચડી નાંખતી હતી. એકાએક કંઇક જાગૃત થતાં તે ગરીબ જવાનનાં મુખમાંથી

બેઅટકાવ દુઃખના ડચકાં નીકળી પડવાનો અવાજ ખુલ્લો સંભળાયો; જાણે તેનાં દુઃખમાં એક સરખો શરીક થવા માંગતો હોય તેમ તેનો વફાદાર મોટો કુતરો કારલો તેની બાજુમાંજ હાંફતો ફસડાઇ પડયો હતો. તે વહાલા જવાન શેઠની હાલહવાલી અને નાસીપાસી ગરીબ જાનવર સમજી શકતું હોય તેમ તેની મોટી આંખીઓ દીલસોઝીની ઢબે તે શેઠના ચહેરા ઉપર ટીંગાઇ રહી હતી.

એજ પળે હેરીસન પેલેસના માલેક લોર્ડ હેરીસનની નાની ભલી બેટી કલેરા આસપાસ નજર ફેંકતી ત્યાં આવી ઉભી કે તે વફાદાર કુતરો તેણીનાં પગ સાથે ખુશીનો માર્યો ગેલ કરવા મંડી ગયો; જાણે તે પોતાનાં માલેકનું ભલું કરનાર તરીકે તેણીને પીછાની શકયો હોય ! કલેરા તે વાચા વગરનાં વફાદાર દોસ્તની ખુબી પામી ગઇ ને તેને બેહદ વ્હાલથી પસવારવા લાગી.

તે જવાન હવે જાગ્રત થયો અને પોતાની સામે એક જવાન ખુબસુરત બાનુને જોતાંજ ગભરાઇ પોતાની જગા ઉપરથી બેહદ શાન્તીથી ઉઠી ઉભો.

"માફ કરજો બાનુ" તે જવાને જેમ તેમ હીંમત એકઠી કરી ખુલાસો કીધો, "હું જાણુતો નથી કે હું મારાં કુતરા 'કારલો' સાથે આ મહેલ સરીખાં મકાનમાં કેમ આવી શકયોછ? હું એટલુંજ જાણુંછ કે હું ચાર દીવસનાં ભુખમારાથી, કમનસીબ મરતી માતા માટે મદદ મેળવવા જતાં, મગજે તમ્મર આવ્યાથી રસ્તા ઉપર તુટી પડયો હતો એ પછી—"

"પુઅર યંગ મેન ! એ પછી શું બન્યું તે મારે

તમુને જણાવવું જોઇએ. તમારાં હાથ ઉપર જરા નજર કરો. તમો બેભાન થઇ તુટી પડવા પછી હમારા ઘોડાની લાતથી જખમી થઇ પડયાં હતાં જ્યાંથી તમુને અહી લાવવામાં આવ્યા. મારા પપા હમણા તમુને પોતાની આગળ બોલાવશે. તમો તે વખતે જરૂર તમારી ભુખમરાથી મરતી માતાની ગમખારીની કહાણી કહી સંભળાવજો. મારા પપા અને વડી બેનના ડરથી ઇનસાફ તરફની ફરજ બજાવવાની મારી ગમે એટલી મરજી છતાં હું અહીં વધુ થોભી—"

તેણી વધુ આગળ બોલી શકી નહિ. તે હીણભાગ્ય જવાનનો જીવ પાછો ગુમઇ ગયો. ભુખ અને થાકથી તેને નસોસ જેવો થઇ પડી જતાં તે દીલસોઝ છોકરી બચાવી બેસાડી દેતાં દયાથી બોલી પડી "અએ ભલા જવાન! ખુદા ખાતર આય બેન્ચપર બેસી જાવો! હું જોઉંછ કે તમારામાં વધુ વખત ઉભા રહેવાની શકતી નથી. ગરીબ બીચારો ચાર દહાડાનો ભુખ્યો છે, ને વળી સાથે માતા મરવા સુતીછ! ખરેજ કેવું દુઃખભરેલું!" તેણી દુઃખથી પટપટી; "આહ! અહી કુતરા જેવાનેબી સોજો ખોરાક મળેછ જયારે આ ગરીબ છોકરો એક ટુકડા રોટળી માટે તવલેછ! તે હું કેમ તામોશ કરી શકું? નહિ! નહિ! સબર કોઇબી કીસમે એને માટે થોડોબી ખોરાક છુપીથી લાવી આપુ."

એટલું બોલી તેણી ઝડપથી અંદર દોડી અને થોડા વારમાં નાનુ સોભાયક એક દુધનું જગ ને એક પ્લેટમાં પાઉ માખણ લઇ આવી.

"લેવો! આય થોડુંક ગરમ દુધ પીવો, ને આય ખાવો કે ભુખ અને હાકથી નાતવાન બનેલા તમારા જીવને

કંઇક તાકાત આવે"—અને આમ બોલતાં સમેત ને સદગુણી સુંદરીએ ઘણીજ માયાથી પોતાના હાથમાં પકડેલું ગરમ દુધનું એક નાનુ જગ તે બીચારા મુફલેસ જવાનના મ્હોં સામે ધર્યું.

તે જવાનની કાળી સુસ્ત આંખો ઉપકારના ઉભરાથી ઝલકી રહિ અને તેની ગમથી દબાઇ ગયેલી છાતીમાંથી તે છોકરીની આવી કાલજી અને ભલાઇ માટે આપીશ આપતાં ધિમા શબ્દો આપો આપ નીકળી પડયા. તેના હાથમાથી જો કે હજુર લોહિ વહેતું હતું પણ આગળ કરતાં ઘણું ઓછું હતું. કેલેરાએ બેહદ ખેદ વચ્ચે જોયું કે છુપા ગમથી તેની છાતી ઉભાતી હતી.

તેણે માહ મુસીબતે ગમનું ડચકું પોતાની છાતીમાં દબાવી દીધું. તેણીને કયાં ખબર હતી કે આ બહોલી દુનીંયામાં આ બદતાલેના માણસનું એક પુરૂં વહાલું ભુખમરાથી મોતને બીછાને પડેલું હતું! તેની મીઠી માતા અને તેના આ વફાદાર ચોકીબાન કુતરા કારલો સીવાય હવે આ જગતમાં બીજું કોઇજ હતું નહિ. નાસીપાસી અને ના ઉમેદીએ તેની જવાન જીંદગીના હડહડતા શતરૂની જગો રાખેલી તેણીએ જોઇ લીધી. ભુખમરાને તથા ગરીબાઇને હઠા વવાને તેને પુરતી કોષેશો કીધેલી હોવાનું તેના ચહેરા ઉપરથી જણાઇ આવતું હતું. પણ તેનું બુરૂં નસીબ પાંચ કદમ આગળ અને આગળ ધસી જતું હતું. આ સઘળી કમનસીબી ઉપર ખ્યાલ કરવાને કલેરા વધુ વાર થોભી શકી નહિ કારણ કે તેણીના પીતાનો બોલાવવાનો અવાજ તેણીને કાને પડયો તેથી તેણી તે જવાનને જલતા જીગરે છોડી ગઇ! ગરીબાઇનો

ડંખ કેટલો જાલેમ હતો તેનો ખ્યાલ તેણીને આજેજ થવાથી તે બેહદ ગમખાર બની ગઇ હતી. નસીબની શોધમાં જતા તે બાપડો જુલમગાર લોર્ડ હેરીસનનાં ઘોડાઓથી મરણ પામતા સહેજમાં બચી જવા પામ્યો; ખરા પરસેવાથી રોટી શોધવા તે બહાર પડયો પણ તેમાંથી તે ફાવ્યો નહી. નોકરીની તલાસમાં નીકળવાનો મુખ્ય સબબ તેની પ્યારી જીંદગી કરતા પણ વહાલી માતાનો જાન બચાવવાનો હતો. તબીબે તેને માટે "ચેન્જ"ની અને શકતીનાં ખોરાકની ખાસ ભલામણ કીધી હતી; પણ તે આ બંને ચીજો પોતાની માતાને મેલવી આપવાને અશકત હતો. તે પોતાનાં જાનનાં ભોગે પણ તે વહાલી માતાને જીવાડવા માગતો હતો બલકે કુદરત અને કીસમતની સામે થવા માંગતો હતો.

પણ આલીશાન મકાનનાં કુશાદે કમ્પાઉન્ડમાં પોતાને જોઇ તેની આંખો જે મંદ પડી ગઇ હતી તે હવે આ રૂડી છોકરીની હાજરીમાં તારાનાં તેજની માફક ચળકવા લાગી. નવી આશાના કીરણનો પ્રકાશ તેની આંખોમાં વ્યાપી રહયો.

આ પળે નોકરે તેને પોતાની સાથે આવવાની ઇશારત કીધી અને તે નોકરની પુઠે ધીમે ચાલ્યો. મકાનના પાછળા ભાગમાં ઉભા કરવામાં આવેલા તંબુની બહાર તેને ઉભો રાખવામાં આવ્યો. થોડીક પળો પસાર થઇ ગઇ અને લોર્ડ હેરીશન પોતાની વડી બેટી સાથે તે ભપકાદાર તંબુમાં આવા ગોઠવાયો.

કેથેટીનનો ઠસ્સો શહેનશાહ બાનુને પણ એક બાજુએ બેસાડે એવો હતો, જેથી તેણીની મોહક ખુબસુરતીમાં ઓરબી વધારો થતો હતો. તે અનુપમ ખુબસુરતી ધરાવનારી એક

ઉધરતી ખીલતી બાળા હતી, તે એક ખુબસુરતીનું પુતળુંજ હતું. તેણીના મુખડાની સરખામણી માહતાબનાં ઝળકાટ સાથે થઇ શકે એવી નમુનેદાર હતી. તેણીના ગાલો ગોલાબના ફુલ સાથે હરીફાઇ કરે એવાં સુર્ખીદાર હતાં. અણીઆળું નાખ સાથનો લંબગોળ ચહેરો અને ઝુલફાં કાળાં નાગની મિસાલ તેણીની હંશ જેવી ઉંચી ગોરી ગરદન ઉપર ગેલ કરી રહયાં હતાં. તેણીની બે સુંદર કાળી ચશમો ચલકતાં બે તારા મીસાલ કોઇને પણ પોતા તરફ ખેંચવાને ભારે શકિત ધરાવતી હતી. સીધ્ધું કદ અને તંદરોસ્તી સાથનું ખીલતું જોબન બહુ આકૃશીત હતું. કુદરતે લોર્ડ હેરીસનની વડી બેટીને દરેક રીતે સંપુર્ણ બનાવી હતી. પણ તે બાનું મગરૂરીથી અને ગરીબો તરફના ધીક્કારથી ખાલી હતી નહીં. તેણીનું જીગર દયા વગરનું હતું. ગરીબો તરફ તે અજબ અભાવ ધરાવતી હતી ને તેઓને બેહદ ધીક્કારતી હતી, બલકે ઠોકરે મારતી હતી. ગરૂરી અને ખાનદાની મગરૂરી તેણીની આંખોમાં ખુલી જણાઇ આવતી હતી. તે દયા અને રહેમ વગરનુ ખુબસુરતીનું એક પુટલુ હતું. હજારો માલેતુજાર અને અમીરી ખાનદાનનાં જવાનો તેણીની પુંજા કરતા હતા અને તેણીનો પડયો બોલ ઉંચકી લેવાને એકે પગે તઇયાર હતા. પણ તેણીને તેની સહેજ પણ તુંભા હતી નહિ. કોઇપણ જવાને પોતાની ખુબસુરતી, દોલત, ખેતાબ કે ખાનદાનની મગરૂરીથી એ મગરૂર ઓરતનું સહેજ પણ ધ્યાન ખેંચ્યું હતું નહિં. તેણીની ખુબસુરતીથી હજારો જવાન મર્દો બેહરતની એ હુરી તરફ ખેંચાતા ને લોભાતા; પણ એ ખુબસુરત કુમારીકા તેઓ તરફ એક આડી નજર વૃટીક કરવાની લાયકી બતાવતી હતી નહિ. ટુંકમાં કેથે-

રાઇન ખુબસુરતીનો એક રોશન ચેરાગ હતો. તેણીની આસપાસ ભમતાં જવાનો ગોયા પતંગીયા સમાન હતા. આખી દુનીયામાં તેણીને એકજ મર્દ પ્યારો હતો; જે તેણીનો વહાલો પીતા લોર્ડ હેરીસન હતો. તેણીની મગરૂરી અને ગરીબો તરફનો તેણીનો ધિક્કાર લોર્ડ હેરીસન અને તેનાં વડવાઓથી ઉતરી આવ્યો હતો.

પોતાની સામે ઉભેલાં પેલા ચીંઠડે હાલ જવાન તરફ અજબ તીરસકારથી જોતી તે પોતાની બેઠક ઉપર એક ઇનસાફ આપતી રાણીની માફક ટટાર બેઠી હતી. તેણીની આંખોમાં ધીક્કારનો અંગાર ધગધગતો હતો. તેણીનો પીત્તો ગુસ્સાથી ઉછળતો હતો.

"એ ચીંઠડેહાલ કંગાલ સખશ, તું કોણ છે?" લોર્ડ હેરીસને તે જવાનને ગુસ્સાથી ડોળા કકડાવી સવાલ કીધો.

પેલા જવાને પહેલીજવાર પોતાની ગમગીન આંખો ઉંધાડી તે બન્ને કરડા બાપ બેટી તરફ પોતાની નજર કરી જોયું. તેણે એક ઉંડો નીસાસો નાંખી દુ:ખી અવાજે કહયું:—

"સાહેબ, હું દુ:ખનો મારેલો છું, આફતથી હારેલો છું અને કમબખ્તીથી ઘેરાયલો છું. અગરજો——"

"ખામોશ!" લોર્ડ હેરીસને ગુસ્સાથી ઉછળી પોકાર કીધો. "કંગાળ! મને જવાબ દે કે મારી ગાડીની આડે આવવાની તારી શી તાકાત? તમો ગરીબો તવંગરોના માર્ગમાં સદા ભારે નડતલ સમાન છો. બોલ; તારૂં નામ શું?"

"મારૂં નામ વીલયમ ગ્રે છે. બેશક હું ગરીબ છું; કમનસીબ છું; પણ આબરૂને ઇજ્જતમાં તમો સાહેબથી

સહેજબી કમ નથી. સાહેબ, હું તમારા જેવો એક ઇનસાન છું."

"ખબરદાર!" કેથેરીન પોતાની બેઠક ઉપરથી ઉભી થઇને પેલાં જવાન તરફ ગુસ્સાથી ડોળા કકડવતાં બોલી. "ખબરદાર! ગરીબો ઇનસાન નથી; તેઓ હેવાન છે; ગરીબોનું આ દુન્યામાં કામ નથી; તેઓ સદા તવંગરોનાં મોહતાજ છે. તેઓ શ્રીમંતોને દગાબાજ છે."

આ સાંભળતાંજ તે જવાન પોતાની ઉપરની ગમે એટલી આફતો છતાં સહેજ હસીને બોલ્યો; "બાનું ગરીબોને તવંગરો ખુદાની નજરમાં યકશાન છે; બંનેને માટે ખુદાનો એક ઇનસાફ છે; નેકકારો માટે સુખને આરામ ને બદકારો માટે દુ:ખને આજાબ છે. નેકો માટે રોટીને રજક છે; જ્યારે બદકારો માટે ઉંડુ દોજખ છે."

હાદેસાના મારેલા તે જવાનના મોંહડાંમાંથી આ સખુનો બહાર પડતાંજ બંને બાપ બેટીનો જુસ્સો માયો સમાયો નહિં. લોર્ડ હેરીસન સમજી શકયો નહિં કે ભુખે મરતાં ગરીબો પણ તેનાં જેવાં તવંગર સામે માથું ઉંચકવાનો હીંમત અને શકિત ધરાવે છે! તેણે જોયું કે તેની તુમાખી બેટી 'કેટી' જખમી થયલી વાઘણની માફક એ જવાન તરફ ડોળા ઘુરકતી ઉભી હતી; તે મગરૂર ઓરત ગુસ્સામાં તે જવાન તરફ ધસવા જતી હતી; તેજ પળે બાપે બેટીને અટકાવી કહયું:—

"ગરીબો સદા કંગાલ અને ચીઠડે હાલ છે, કુદરતની તમામ બક્ષેસ વગર તેઓ રખડતા ઇનસાન છે."

આ સાંભળતાં ગમે એટલા દુઃખથી દબાયલો તે જવાન મોટેથી હસી પડયો; અને હીંમતથી બોલ્યો—

"સાહેબ, મને જવાબ દો કે તવંગરોની કબર ઉપર શું નુર ચમકે છે, અને ગરીબોની કબરપર અંગાર વરસે છે? જવાબ દો, સાહેબ, કે જે આફતાબ તવંગરોના મહેલને રોશની આપે છે, તેજ આફતાબ ગરીબોની ઝુપડીઓને શું રોશન બનાવતો નથી? ગરીબોનું બીછાનું પથ્થર છે, જ્યારે તવંગરોનું બીછાનું મખમલનું બીસ્તર છે—પણ બંને ખુદાની નજરમાં તો એકજ છે. જેમ પાણી વગરનું મોતી કંકર છે, નુર વગરનો હીરો પથ્થર છે, તેમ દયા વગરનું ઇનસાન હેવાન બરાબર છે! આકેબતનું સુખ મેળવવું હોય તો સાહેબ ગરીબોના યાર બનો, મદદગાર બનો, હું કહું છું કે બદકારી છોડી નેકકાર બનો."



## પ્રકરણ ૩ જું.

—:o:—

### "હેફ પડજો એવા તમારા પાપી નજીસ પઇસા પર!"

આ વેળાએ વિલયમ ગ્રેનો દેખાવ એક સાચ્ચા સાધુ સન્યાસીને વધુ મળતો આવતો હતો. તે ગમે તેટલો ચીંદરે હાલ છતાં તે જવાનના ચેહરા ઉપર સન્યાસીનું નુર તેના પુર બળમાં ચમકી રહયું હતું. જે જોતાંજ બંને મગરૂર અને ગરીબોને ઠોકરે મારનાર બાપ બેટી પણ હયરત થયા

વીના રહયાં નહિ. કેથેરીન જો કે તે જવાન તરફ ગુસ્સાનાં પુર બહારમાં જળતી હતી—અને તેણીએ ઘણું ઇચ્છયું કે તવંગરો સામે એટલી બધી હદ સુધી માથું ઉંચકનાર કંગાલ ભીખારીને પોતાના માણુસો પાસે ધકકા મરાવી બહાર કહાડે—પણુ તેણી સમજી શકી નહિ કે એમ કરવાની તેણીની હીંમત કાંય ચાલી નહીં ? વળી તેણીના જુલ્મી પીતાનો ખ્યાલ જુદોજ હતો. તે આ મુફલેસ જવાનની ઝબાનદરાજીથી ઠસ થઇ ગયો. તેણે જોન ડેલની વાકચાતુરીની ઘણી ઉંચી તારીફ સાંભળી હતી, પણુ તેને લાગ્યું કે પોતાની સામે ઉભેલા આ જવાનની ઝબાનમાં કાંઇ એવી મોહીની, અને કાંઇ એવાં ખેંચાણો સમાયલાં હતાં કે તેને સાંભળતાંજ પથ્થરનું દીલ પણુ મોમ બનવા વગર રહે નહિં.

અને આ પ્રકારનો માણુસ જો ચાહે તો કામદારોની પક્ષમાં ઉભો રહી લોર્ડ હેરીસનને મોટું નુકસાન આકેબત પોંહચાડવા વીના રહે નહિ! તેના ચેહરા ઉપરજ કાંઇ અજબ દ્રઢતા અને ઓરતવારી વ્યાપી રહેલી હતી. કોઇબી ભોગે એ વીરૂધતાના જોખમભર્યા સામાનને યા તો તારાજ કરવો જોઇયે—કે યા તો જીતી લેવો જોઇયે. દુશમનોની સંઘમાં આવી મજબુત પ્રકૃતીના એક પુરૂષનેં જોડાવા દેવામાં લોર્ડ હેરીસને ડાહપણુ જોયું નહિં.

તે લોર્ડ સાહેબ સદા એવાંજ ખ્યાલોમાં હતા કે જેમ એક ગમે તેવો ભસતો કુતરો પોતાના મોહડાં આગળ હાડકું પડેલું જોતાં વશ થઇ જાય છે તેમ દરેકે દરેક કંગાળ ગરીબ પૈસાની લાલચથી તવંગરને શરણુ થઇ જાય છે અને આંગળી ઉપર ચાવી આપેલાં પુતળાંની માફક નાચવા મંડી જાય છે! તે વિલિયમ

એને જોનડેલની છાવણીમાં જતો અટકાવવાને તેને પોતાની સંકૂમાં ખેંચવા માંગતો હતો; તે તેને પોતાના પૈસાથી જીતવા માંગતો હતો.

પોતાની બેટી તરફ સહેજ પણ નજર કરવા વિના અને તેણીના વિચારો જાણવા વિના લોર્ડ હેરીસન હવે શાંતીથી બોલ્યો, "છોકરા, તારૂં બોલવું મારાં જેવાં ખાનદાની ઉમરાવને અપમાન કરવા જેવું છે; પણ બા–હું તુને આય વખત માફ કરૂંછ !"

ખુબસુરત કેથેરીન પોતાના બાપને ગુસ્સાથી અટકાવી બોલી; "ઓ મારા પપા, તમો આ શું બોલોછ? એવાં એક તુચ્છ માણસની દીવાની બકવાને તમે શા માટે એટલું બધું વજન આપોછ! પપા; હું તમારી જગ્યે હોવું તો હું આ માણસને તેની બેહયાઇ માટે ચાબકાનો બરોબર સ્વાદ ચખાડી હયાંથી મોકલી આપું! તેમ તમે કાંય નહિ કરતા, પપા!"

વીલીયમ એ તેણીના ગુસ્સાની દરકાર કરયા વગર ગંભીરતાથી બોલી ઉઠયો. "બાનુ, તું તારી મગરૂરીમાં એટલી બધી તો ભરી રહેલી છે, કે મને મારવા તું બિલકુલ બે તાકાત છે–ઇનસાનીયતથી બિલકુલ બાકાત છે. યંગ લેડી! જેમ કોદાલીના ગમે તેટલાં જખમ ખમવાં છતાં સુખડનું ઝાડ પોતાનો સુવાસ છોડતું નથી, સોનુ આતશમાં જલવા છતાં પોતાનો પ્રકાશ ગુમાવતું નથી, શેરડી કોહલુમાં પીસાઇ જવા છતાં પોતાનો મીઠાશ ખોહી દેતી નથી; તેમ મને ગમે તેટલાં ચાબકાનો માર પડવા છતાં સચ્ચાઇનો શ્વાસ લેતા મારી આ ઝબાન અટકવાની નથી. મીસ, ખબરદાર બનો! હું ફરીથી કહું છું કે મગરૂરી

છોડી નેકકાર બનો. મને તમારી ધમકી કે ચાબકાનો ડર નથી, કેમકે મને એકલા ખુદાનો ડર છે."

કેથેરીન ગુસ્સાથી કહો યા કમકમાટથી કહો—પોતાની જગોથી બે પગલાં પાછળ હઠી ગઇ, જ્યારે વીલીયમ ગ્રે સરોવરનાં ઝાડની માફક સીધો અને પહાડની માફક મજબુત પોતાની જગોએ ચીટકી ઉભો રહયો,

આ દેખાવ લોર્ડ હેરીસનની નજર માટે બહુજ અસરકારક થઇ પડયો. એ જવાનને પોતાની બાજુમાં જીતી લેવાનો તેનો વિચાર વધુ અને વધુ મજબુત થતો ગયો.

તેણે પોતાની બેટીની ખફગીનો સહેજ પણ ખ્યાલ કર્યા વિના તે જવાનને સમજાવ્યું, "છોકરા, મારી બેટીનો તારે ખ્યાલ કરવો જોઇતો નથી. તારા ચહેરાપર એટલી ઉદાસી કેમ છે? મને તારી કહાણી સાંભળવા ગમેછ. યંગ મેન, હું તુને ઉપયોગી થઇ પડશ. તું એટલો ચીઠડે હાલ ને દુઃખી કેમ છે? તું કોણનું ફરઝંદ છે? પણ—ખબરદાર મને સાચ્ચું કહેજે."

વીલીયમ ગ્રેની નજર આગળ આ વેળાએ તેની વહાલી ભુખે મરતી કમનસીબ માતાનો લેવાયલો, લુટાયલો આકાર ખડો થયો. લોર્ડ હેરીસન જેવો મગરૂર અને તાલેવંત ઉમરાવ તેને ઉપયોગી થઇ પડવાના ખ્યાલથીજ તેની મુરદાર રગોમાં નવું લોહી દાખલ થયું. તે પોતાની મરતી માતાને ખાતર તે જુલમગાર ઉમરાવના હુકમને શરણ થયો અને બિલકુલ નમી જઇ બોલ્યોઃ—

"સાહેબ મારી કાહણી બહુ ગીરફતારી ભરી છે," તે દુઃખી અવાજે બોલ્યો, "તવંગરો ને અમીરો બણો ખોરાક

હજમ નહીં થવાથી મરે છે, ત્યારે મારી મીઠ્ઠી માતા ખોરાક નહિ મળવાથી મોતને બિછાને પડી છે. ખરેખર, જેમ તમોએ અને તમારી તુમાખી બેટીએ કહયુંછ તેમ હું એક કંગાળ ભીખારી છેવું. મારી માતાને ભુખમરાથી બચાવવાને હું બિલકુલ અશકત છું—"

"ખામોશ," કેથેરીન ગુસ્સાથી લાલચોળ બની જમીન ઉપર પોતાનો પગ અફાળી પેલા જવાનને આગળ બોલતાં અટકાવી બોલી, "હું તારો આ દિવાનો બકબકારો સાંભળવા માંગતી નથી. અને પપા!" તે મગરૂર ઓરત પોતાનાં બાપ તરફ આંખનાં ભવાં ગુસ્સાથી ચઢાવી બોલી, "પપા! હું અહિ વધુ વખત ઉભી રહેવા ચાહતીજ નથી."

પણ લોર્ડ હેરીસનના મગજ ઉપર પેલાં બદતાલેના જવાને એવો તો અચુક છાપ માર્યો હતો કે તેણે પહેલીજ-વાર પોતાની લાડકી બેટીને એક ભીખારી જેવા ગરીબથી થયલાં અપમાનની દરકાર કીધી નહિ, અને તેણીને એક પણ મીઠ્ઠો શબ્દ કહયો નહિં; યા તેણીને જતી અટકાવી નહિં. લોર્ડ હેરીસને પેલાં જવાનને આગળ બોલવાની ઇસારત કીધી.

"ગો ઓન—યંગ ફેલો! તારી કાહણી મને કેહ!" તેણે કાંઇક ઠંડા અવાજે હુકમ કર્યો.

પેલા જવાને આગળ ચલાવ્યું, "મારી અતી વહાલી માતા ભુખમરાથી મોતનું બિછાનું ભોગવે છે. તેણીને બચા-વવાને માટે બે રસ્તાની જરૂર છે. આ બે રસ્તાનો ઇલાજ તવંગરોની મગરૂરી અને આ દુન્યામાં થતાં પાપનું મુળ દોલત છે:- જે બીજાંઓ માટે ભલે આફત છે, પણ સાહેબ મારી વહાલી માતા માટે તે મોટામાં મોટી રાહત છે. તે

માતાની મારીપર અજબ ચહા છે; મારી માતાને હવા ખાવાની મોટી જરૂર છે; પણ અફસોસ કે તે મારી શકિતથી દુર છે. સાહેબ, તમારી બેટી કરતાં તમારામાં વધુ દયા હોય તો મને થોરા રૂપીયા ઉછીકા આપીને મદદ કરો ને મારી માતાને જાનથી બચાવો."

"છોકરા, તારી માંગણી મને કબુલ છે; બોલ તુને કેટલા પાઉંડની જરૂર છે."

"ત્રીશ પાઉન્ડ મને ઉછીકા જોઇએછ." વીલીયમ ગ્રેએ અજબ ઉલટમાં આવી જવાબ દીધો; માતા ઉપરની આફ્તના સબબે લોર્ડ હેરીસન જેવો જુલમી અને ગરીબોના કટ્ટા દુશ્મન પાસેથી મદદ માંગવાનો તેણે આખરે રસ્તો લીધો. જે માટે તેને તેનું અંતઃકરણ ઘણુંબી ડંખ્યું પણ તે લાચાર હતો.

"ત્રીશ પાઉન્ડ!" લોર્ડ હેરીસને કહયું; "છોકરા, હું કોઇ પણ ગરીબને કદીબી જરથી તો શું પણ જબાનથી પણ મદદ કરતો નથી; પણ હું તારો હાથ મદદમાં એટલાંજ માટે ધરૂંછ કે તું હીંમતવાન જવાન છે. તવંગરો જેવીજ તારામાં મગરૂરીની નિશાની છે; ને વળી તારી માતાનો મોતની અણી ઉપર જીવ છે. હું તારો સાચ્ચો મદદગાર છું. સાંભળ, કે તને ત્રીશ પાઉન્ડ નહિ; પણ ત્રણુસો પાઉન્ડ આપવાને તૈયાર છું."

ત્રણુસો પાઉન્ડની દોલતનું નામ સાંભળતાંજ માતાને ભુખમરાથી બચાવનાર બેટાની આંખો હદ વગરની ખુશીથી ચમકવા લાગી. બીજીજ મીનીટે લોર્ડ હેરીસને ત્રણુસો પાઉન્ડની નોટો વીલીયમ ગ્રેના ધ્રુજતા હાથમાં મુકી. ખરેખર તે કમ-

નસીબ જવાનના હાથો કદી વકી નહિ રાખેલી એવી દોલત હાથમાં આવતાં ધ્રુજ્યા. લોર્ડ હેરીસને બેહદ અજાયબી વચ્ચે જોયું કે તે જવાનનો ચહેરો અજબ જેવી રીતે ખીલી નીકળ્યો હતો. તેની ખુબસુરતીમાં ઓરબી જે વધારો થયો હતો તે જોવાને કેથેરીન હાજર હતી નહિ.

"હાડમાર થયલા જવાન!" લોર્ડ હેરીસને સવાલ કીધો, "હું જોઉં છું કે તું મારો ઉપકાર માનવાની તૈયારીમાં છે; પણ જો તું મારા ઉપકારનો બદલો વાળી આપવા માંગતો હોય તો મને સાચ્ચુંજ કહે જે કે તું તવંગરો અને અમીરો સામે જંગ મચાવવાનો ફાંકો રાખનાર પેલા ભીખારી અને ધુતારા જોન ડેલની દિવાની સંફમાં છે, કે તારા મગજની હદમાં છે?"

"મારા લોર્ડ, ખુદાના દરેક સાચ્ચા બંદાની ફરજ જેમ ભલાઓ અને નેકકારોની સંફમાં જોડાવવાની છે, તેવીજ ફરજથી હું પોતાને બંધાયેલો સમજું છું. મને તવંગરોની દરકાર નથી, પણ નેકકારની છે; મને દોલતની પરવાહ નથી, પણ સચ્ચાઇના શણગારની છે, અને મારા લોર્ડ મને જોન ડેલની રાહબારી કબુલ છે."

"બેવકુફ છોકરા, એમાં તારી મોટી ભુલ છે. મારી મરજી છે કે તું જોન ડેલની સરદારી કબુલ નહિ કરશે; તું સદા મારી બાજુમાં ખડો રહેશે. જોન ડેલ એક શયતાનનો બંદો છે."

"નહિ! મારા લોર્ડ. એ ભલાઇનો સાથી છે!"

"છોકરા! હોંશમાં આવ, મારૂં અહેસાન ના ભુલ, તારી રગોમાં ગરીબો તરફનો ખોટો જોશ છે."

આ સાંભળતાંજ વીલીયમ ઍનો ચહેરો ગુસ્સાની દેવીની માફક લાલચોળ બની ગયો. ત્રણુસો પાઉન્ડની બેંક નોટસ જે હજી પોતાના હાથોમાં તેણે મજબુત પકડી રાખી હતી તે તેને ગરીબોના દુશ્મન લોર્ડ હેરીસનના અાંગ ઉપર બેહદ જુસ્સાથી ફેંકી દઇ બોલી ઉઠયો:—

"લેવો, તમારી આ દોલત જે દુનિયાભરની આફત છે, તેથી હું કદીબી મારૂં સાચ્ચું અંતઃકરણ તમુને વેચનાર નથી. સાહેબ, તમારી આખી દોલતને મારૂં અંતઃકરણ વેચવાને બદલે તેને ઠોકરે મારવા હજાર વાર તઇયાર છું."

"છોકરા! ભુખે મરતી તારી માદરને યાદ કર, અને પછીજ તે કમનસીબ માતાના સુખને તારા હાથે બરબાદ કર."

"મારૂં અંતઃકરણ વેચવા કરતાં મારી માતાનો જાન ગયલો જોવાને હું હઝાર વાર ખુશી છું. મારી આખી જીંદગી સચ્ચાઇપર નિસાર છે, હું તમારી લાલચની સહેજબી દરકાર કરતો નથી"

લોર્ડ હેરીસનના ગુસ્સાનો પાર રહયો નહિ, તોપણુ તેણે તેને જીતવાની કોશેશ ચાલુ રાખી, "છોકરા, તારી મુફલેસીને ગરીબાઇને ના ભુલ."

"ઓ તવંગર ઇનસાન! તારી તકલીદી દોલત પર ફુલી ના જા! તું ગમે તેટલી નીઆમત ખાતો હશે, પણુ જોન ડેલનાં અંદેશા સાથ ગરીબોનો ખોરાક સુકુ નાન છે, તેમના જીગરમાં ઇમાન છે. તમો તવંગરો મખમલનાં નરમ બિછાના પર ભલે સુતા હશો પણુ સાચ્ચા અંતઃકરણનાં ગરીબોની માફક નચિંતતાઇથી નહિજ. સાચ્ચા ગરીબો માટે આકેબત આઝાદી છે. જુલ્મગાર તવંગરો માટે આકેબત બરબાદી છે.

સાહેબ સદા તમારી જીંદગી સચ્ચાઇ અને ભલાઇપર નિસાર કરો, હું ફરીથી કહું છું કે એ તવંગર ઇનસાન કે સદા નેકકાર બન."

વીલીયમ ગ્રે વધુ બોલ્યો નહિ કે વધુ વાર થોભ્યો પણ નહિ. તેને તે દોલતમંદ ઉમરાવ તરફ એક પળ પણ વધુ ઝાંખીને જોયું નહિ. તેના હાથમાં થયલા જખમથી વેહતાં લોહીની તેને સહેજ પણ પરવાર હતી નહિ.

પેલા મગરૂર ઉમરાવનો ગુસ્સો માયો સમાયો નહિ. તેને ચાહયું કે વીલીયમ ગ્રેની પુઠ પકડી તેને ચાબકાનો સ્વાદ ચખાડે. તે આ ખ્યાલથી તેની પાછળ દિવાનશાળામાંથી છુટી આવેલા એક દિવાના માફક દોડયો, પણ તેનો આ હેતુ જાણે પેલો વફાદાર "કારલો" પામી ગયો હોય તેમ તે વીક્રાળ ચહેરાએ અને છેડાયેલા ઝનુની સીંહની માફક તે ઉમરાવ તરફ ધસ્યો. અને એક કુદકા સમેત તેને ગલચીમાંથી પકડી બોલ બોલતામાં જમીન દોસ્ત કીધો. એકજ વધુ પળ બોલ બોલતામાં પસાર થઇ ગઇ.

બીજીજ પળે 'કારલો' તે ઉમરાવની છાતી ઉપર બેઠો; તુમાખી લોર્ડ હેરીસને જોયું કે તેની અજલ નજદીક આવી પુગી હતી. તોપણ તેને જીવવાની ઉમેદથી મદદ માટે પોકાર કીધો. નોકરો ધસી આવ્યા, પણ છેડાયલા વાઘ જેવાં 'કારલો'નાં ઝનુની દેખાવથીજ કોઇએ પણ નઝીક આવવાની હિંમત કીધી નહિ. લોર્ડ હેરીસને પોતાનું આવી બનેલું જોયું. એજ વેળાએ ફ્લોરા પોતાના બાપની મદદદે દોડી આવી. તેણીએ જોયું કે સારાં નસીબે 'કારલો' તે ઉમરાવની છાતી ઉપર ચઢી બેસતા

સિવાય બીજું કશું બુરૂં બન્યુ હતું નહિ. કલેરા ઉપર તે વફાદાર જાનવરની નજર પડતાંજ તેનું વિકાળપણું એક ઝટકામાં દુર થઇ ગયું. કલેરા સહેજ પણ ગભરાટ વિના જમીન ઉપર લાચાર પડેલા પોતાના પીતાની મદદે આવી, અને 'કારલો'નું માથું વગર દહેસ્તે પસવારવા મંડી ગઇ. કારલો ઉપર જાદુઇ અસર થઇ. તે તેણીના પગ આગળ ગેલ કરવા મંડી ગયો.

"ઓ કલેરા! કલેરા! મને બચાવ. આ ભુખ્યાં વરૂના હાથે હું મરવા માંગતો નથી." લોર્ડ હેરીસન પોતાની બેટીને જોતાંજ પોકારી ઉઠયો. તુરતજ કલેરાના મહોંડામાંથી 'ગેટ ડાઉન'નો જાદુઇ અવાજ નીકળતાંજ વફાદાર કારલો પોતાનાં શીકારને છોડી તેણીની આગળ ઓરબી વધુ ગેલ કરવા મંડી ગયો.

કુદરતની અદભુત પીછીથી ચિતરાયલું આ એક અસરકારક ચિત્ર હતું.



## પ્રકરણ ૪ થું.

### "મહા હેતવાળી માયાળુજ મા તું!"

તે એક કંગાલ જમાનાની ગીરદેશીથી બીસમાર હાલતમાં આવી પડેલું નાનું મકાન હતું. જે ઇનસાનનાં વસવાટ માટે ગોયા એક દોજખખાનું હતું. આ મકાનને હવા અને ઉજાસ સાથે જબરૂં વેર દીસતું હતું. ઓલ્ડ કેસલનાં કામદારોનાં મકાનોથી તે વેગળું હતું જેથી ત્યાં અજબ

જેવી શાંતી રાજ્ય ચલાવી રહિ હતી. જ્યાં નજર કરીએ ત્યાં મકાનની નજદીક અને દુર ખુલ્લાં ચોગાનો નજરે પડતાં હતાં. દુર કોલસાની ખાણોમાં કામ કરતા મહેનતું કામદારોના પોકારો સાથે સુરંગો ફોડવાના કાનના બહેર ફાડી નાખનારાં અવાજો સીવાય તે મકાન સદાનું શાંત હતું. કુદરત પોતાનું કામ કરતી રહિ હતી. જે આફતાબ ઓલ્ડ કેસલના સર્વથી માતબર ઉમરાવ લોર્ડ હેરીસનના બાદશાહી મહેલ ઉપર રોશની ફેંકતો હતો તેજ આફતાબ વીલીયમ એની કંગાળ બીસમાર ઝુપડી ઉપર પોતાનું નુર વરસાવતો હતો. ખેતાબવાળા દોલતમંદ તવંગરો ઉપર કુદરત જેવી નજરથી જોતી હતી, તેવીજ નજરનો ચમકાટ તે ચીંઠડેહાલ ગરીબો ઉપર પણ વરસાવતી હતી.

એજ તે કંગાળ ઝુપડી હતી, જ્યાં મેરી એ પોતાના એકપુરા બેટા વીલીયમ એ સાથે પૈસા વિનાની દુઃખી જીંદગી સબુરીથી ગુજાર કરતી હતી. એજ તે ગરીબ ધામ હતું, જ્યાં સચ્ચાઇ અને ઇમાન વસતું હતું. તે મકાનમાં મુફલેસી હતી, લાચારી હતી, બીમારી હતી, પણ સાથે સાથે ઇમાનદારી પણ હતી. ખુદા તરફનો ભકિત ભાવ તે મકાનમાં વસતા બે જીવડાઓનો પ્યારો ખોરાક હતો. જો કે રોટીના એક ટુકડા વગર તેમનો હાલ બહુજ દયાજનક હતો.

તે કંગાલ ઝુપડામાં જ્યાં નજર કર્યે ત્યાં સફાઇ અને સુઘડાઇમાં અભાગણી મેરી એ જીંદગી અને મોત વચ્ચે રીબતી પડી હતી. ભુખમરાએ બંને મા દીકરાનો જબરો પીછો પકડયો હતો. વાલીયમ એની તદબીર આગળ તેના કીસમતની

તકદીર ચાલી નહિ હતી. માતાને જીવાડવાની તેની એક પણ કોશેશ ફળી નહિ હતી.

બચપણથીજ તે તબીબી વીદયાનો અજબ શોકીન હતો. તેની વલણ તે તરફ અનહદ હતી. ખરૂં બોલીએ તો તે આ વીદયા ઉપર મોહીત પડયો હતો. પોતાની પ્યારી માતા તરફની સેવા બજાવતાં ફાજલ પડતો વખત એજ વીદયાની શોધમાં દીવસો ગુજારતો હતો, પણ જયારથી તેની માતા ચાલુ વૈદનાથી મરવા સુતી ત્યારથી તેને પોતાનાં માનીતા શોખને જીગર ઉપર પથ્થર મુકી બાજુએ મુકયો હતો. તેનું ઝલકતું ભવિષ તેની વહાલી માતાની બીમારીથી તદન નાશ પામ્યું હતું. પણ તે માતાને એટલી બધી ચાહતો હતો કે તેને મનસે તે બધુ તુચ્છ હતું.

વીલીયમ ગ્રેની દુઃખી માતાને પોતાની ગરીબ ઝુપડીમાં મોતનાં બીછાના ઉપર પડેલી આપણે જોઇએ છીએ. પોતાનાં પ્યારા બેટાની રાહ જોતાં તેણીની આંખ લાગી ગઇ હતી. આજે તે વફાદાર બેટો પોતાની માતાનો જાન બચાવવા માટે મદદ મેલવવા બહાર પડયો હતો, પણ તેનું કીસમત તેની સામે રૂઠયું હતું. જોન ડેલનો તેની ઉપર ભારે ચાહ હતો. અને તેને એકવાર નહિ પણ અનેકવાર તેને નાણાંની મદદ કીધી હતી, જે તેને જીવ ઉપર જોરાવરી કરી સ્વીકારી હતી. તબીબની મુફત મદદ એજ જોન ડેલથી તેણીની માતાને મલતી રહિ હતી. તબીબોની એવી સલાહ હતી કે તે તેની માતાને જીવાડવા માંગતો હોય તો તેણીને ઓલ્ડ કેસલથી દુર એકાદ શીતળ ટેકરી ઉપર લઇ જવી; પણ તબીબની એ સલાહ માન્ય કરવાને તેની પાસે એક ફુટી બદામ પણ ન

હતી. સખાવતપર નહિ પણ સ્વમાન સચ્ચાઇ અને સ્વતંત્રપણા ઉપર તે જીવવા માંગતો હતો. અરેરે—ત્રણસો પાઉન્ડની રકમ લોર્ડ હેરીસન જેવાં એક જુલ્મી ઉમરાવ સોડેથી લેવાને વટીક તે લલચાયો હતો; પણ જ્યારે તેનાં સાચ્ચાં અંતઃકરણના વેચાણનો સવાલ તેની સામે આવી ઉભો, ત્યારે તે પોતાના હાથમાં આવી પડેલી દોલતને પણ ઠોકરે મારવા ડર્યો નહિ.

તે લેવાયલો, લુંટાયલો, લોર્ડ હેરીસનના ઘોડાની લાતથી જખમી થયલો અને નિરાશી અને લાચારીથી હારેલો જ્યારે પોતાનાં કંગાલ મકાનમાં પાછો ફર્યો ત્યારે તેની ભળી અને ફીરેસ્તાઇ ખશલતની માતા ભર ઉંઘમાં પડેલી હતી. તે સમજી શકયો નહિ કે તેણીની આ ઉંઘ થોડા વખતની હતી કે જાથુકની? તેણે આંખોમાં આંસુઓ વચ્ચે જોયું કે તેણીનો એક વખતનો મીઠો દુઃખી ચહેરો ચાલુ દુઃખ અને મુફલેસીથી લોહીના એક પણ ટીપાં વિનાનો ફિકકો પડી ગયો હતો. તેણીનું ચાંદીના પતરાં જેવું તનબદન હાડપિંજર બની ગયું હતું. તેણીની સુંદર બલુ આંખ્યો જે એકવાર તારાની માફક કોઇનું પણ ધ્યાન ખેંચી રહિ હતી તે આજે ઝાંખી પડવા સાથે તેમાં ખાડા પડયા હતા. આગળી ખુબસુરત અને કોઇનું પણ ધ્યાન ખેંચનારી મેરીનો આજે ઓળો વટીક રહયો હતો નહિ. તેણીના ખુબસુરત ચહેરા ઉપર ભુખમરાના દેવે જાલેમ ત્રાપ મારી હતી, અને એજ ચહેરા ઉપર ચાલુ વેદનાનો છાપ આબાદ પ્રગટી નીકળ્યો હતો. ભર ઉંઘમાં પણ તેણીની આંખો દુઃખના આંસુઓ વરસાવતી હતી. દુઃખની ગોયા તે એક જીવતી મુર્તી હતી.

પોતાની અતી પ્યારી માતાને નિરાધાર બીછાણે પડેલી જોતાંજ આગલી પાછલી દુઃખભરેલી યાદો તેના મગજમાં ધસી આવી. તેના વીચારો પોતાની એક ખુબસુરત પીતરાઇ હીલડા —જેણીને તેની માતા તેની સુખ દુઃખની સાથી બનાવવા માંગતી હતી—તે તરફ તેની ગમે તેટલો નામરજી છતાં દોડયા. આ પીતરાઇ સાથે તેની માતાની ખાસ મરજીથી તે અદરાયો હતો. તે વ્હાલી માતાની મરજી વીલીયમને મનથી એક હુકમ સમાન હતી; તે માતા તેને મનથી ગોયા એક ફરેસ્તોજ હતી, અને તે તેણીને પાક વફાદારીથીજ પુજતો હતો. જો કે વીલીયમે પોતાની પીતરાઇ હીલડાને કદીબી એક પરણેતરના પ્યારે ચાહી હતી નહિ; પણ તે છતાં, પોતાની વ્હાલી માતાને નાખુશ નહિ કરવાના એખલા સબબેજ તે તે છોકરીને પરણવા કબુલ થયો હતો. પણ તે પોતાની આ ભવિષ્યની ખુબસુરત મોહરદારના બાબમાં ઘણો કમનસીબ નીવડયો. તે ખુબસુરત છોકરી વીલીયમ ગ્રેની પરણેતર થવા પામે તે આગમજ તેણીએ પોતાના આગલા કરાર પર પાણી ફેરવ્યું, અને તેણી દોલતનાં ડુંગર ઉપર આલોટવાની આશાથી એક દોલતમંદ ઉમરાવ સાથે નાસી ગઇ. આ નધારેલાં પરિણામથી વીલીયમ ગ્રે ઉપર સખત ફટકો પડયો. તેની માતાને આ નાલેસી બહુજ ગજબનાક થઇ પડી. પોતીકા ભાઈની આ છોકરી હીલડા તેણીના બેટા સાથે આટલી હદ સુધી દગો રમશે એવી સ્વપ્ને પણ વકકી તેણીએ રાખી હતી નહિ. વફાદાર બેટો વીલીયમ પોતાની ઉપર આવી પડેલાં આ ઓચિંતા ફટકાથી જોકે આજેજ થઇ ગયો હતો, તો પણ તે ભલી માતાને સહેજ પણ દુઃખ યા પશ્ચાતાપ

થાય એવો એક પણ બોલ નહિ બોલવાની તેણે ખાસ સંભાળ રાખી હતી. પણ તે પછી તેનો હંમેશનો માયાળુ ખુશ સ્વભાવ કરડો બન્યો. તે દરેક ઓરતને ધીક્કારતાં શીખ્યો, સ્ત્રીજાતીનો કટ્ટો દુશમન બનયો અને તેઓથી સો ગાઉ દુર નહાસવા લાગ્યો. તે પોતાની વ્હાલી માતા સીવાય, સર્વ અબલાઓને ઠગારી, લુચ્ચી અને દગલબાજ માનવા લાગ્યો હતો.

આ સર્વ ગઇ ગુજરી બીના ઉપર તેના ખ્યાલો એકાએક કેમ દોડવા પામ્યા તે તે સમજી શકયો નહિ. પોતાની આ ભવિષ્યની બેવફા મોહરદાર પૈસાને ખાતર બીજાને પરણી ગઇ તે પળથી તેણીને ભુલવા નીજ કોશેષ કીધી હતી. તેવી એક બેવફા છોકરી ઉપર ચાલુ વીલાપ કર્યા કરવાનું તેને દરૂસ્ત લાગતું હતું નહિ.

હજુરતો પોતાના વિચારો આગળ ચલાવે તેટલામાં તેણે પોતાની વ્હાલી માતાને બિછાનાં ઉપર આસપાસ નજર ફેરવતી જોઇ. તેણીના બીછાના આગળ તે ગયો, અને ગુંદ-ણીએ પડી સુવાળા બાલોવાળું તેણીનું માથું એક હેતવંતા બેટાની લાગણીથી પસવારવા લાગ્યો.

"મમા ડીયર! હું તમારી આગળ અહીં હાજર છેઉં. કાંઇ મને કહેવુંછ?" તે તાબેદાર બેટાએ પોતાની ભલી માતાના કપાલ ઉપર વહાલથી ચુંબન કરતાં કહયું.

માતાએ કંટાઇ ગયલા હાથો તે વહાલા બેટાની ગરદન આસપાસ વીંટાળી કહયું "મારા પ્યારા વીલી; તું એટલો વાર કાંહ હતો? તને આટલું બધું મોડું કેમ થયું? તારીજ

નગરમાં મારી આંખો વીંચાઇ ગેઇ; અને હું તારે માટેનાં ખુશ સ્વપ્નાઓ જોતાં ઉંઘાઇ ગેઇ. કેવા તે ખુશ સ્વપ્નાઓ!"

"મધર, તમોએ એવો તે શું સ્વપ્નો જોયો, કે જે તમુને આટલો બધો પ્યારો થઇ પડયો?" વીલીયમે માતાના હોથો હસ્તા જોઇ કાંઇક હસીને સવાલ કીધો. તેણે તે હેતવંતી માવતરનો પહેલો સવાલ ઉડાવીજ દીધો હતો!

"બેટા, વીલી! મેં જોયું કે તું એક કાબેલ તબીબ બન્યોછ; દુઃખી દર્દીઓનો તું દીલસોઝ દોસ્ત બન્યોછ; તારૂં કિસમત બુલંદ બન્યુંછ. મારા પ્યારા બેટા, તારી ચઢતી જોવાને હું જીવનાર નથી; પણ ખુદાએ મને તે આગમજથી અગાહિ દેખાડીછ; તારે માટે મે રાખેલી ઉંચી આશાઓ મારી નજરો નજર મેં જોઇ લીધીછ."

કમનસીબ વીલીયમે નિરાશી અને નાઉમેદી વચ્ચે માતાને ડોકું ધુણાવી કહયું; "મારી પ્યારી મમ્મા! ગરીબના નસીબ સદા ગરીબજ હોયછ. એક મુફલેસ બાપનો બેટો આવી બુલંદીએ પોંહચે———"

તે વધુ બોલી શકયો નહિ. અચબુચ પોતાની માતાને બિછાના ઉપર બેહદ ગમંગીની સાથે હાથ પગ અફાલતી જોઇ તે બેહદ ગભરાયો. તે સમજીની શકયો નહિ કે તેની માતાને એકાએક શું થઇ આવ્યું હતું.

"મધર! મમ્મા!" બેટાએ તે ફિકકા ગાલો ઉપર માથું ટેકવી પોકાર કીધો. "મધર, ડીયર! તમુને શું છે? ડોકટરને બોલાવું?"

"તું મુફલેસ બાપનો બેટો!" પોતાના બેટાનો સવાલ માતાએ સાંભળ્યોજ નહિ હોય તેમ બડબડવા માંડયું "તું

ગરીબ બાપનો બેટો? નહિ, નહિ! હું શું બોલું, ઓ બેટા કેવી રીતે હું મારી જબાન ખોલું? આ હા! કેવી રીતે હું તારી આગળ તે દુઃખી ગઇ ગુજરી વીસ્તારી શકું? બેટા, તારો બાપ——"

તે કમનસિબ માતા ગઇ ગુજરીના ખ્યાલની વેદનાથી આગળ બોલી શકી નહિ. તેણીએ બોલવાની કોશીશ કીધી–પણ વ્યર્થ.!

વીલીયમ વધુ ગભરાયો. માતાએ તેનો ધભરાટ જોઇ લીધો. તેણીએ હિમ્મત અને શકતી એકઠી કરી ફરીથી આગળ બોલવા માંડયું——

"બેટા તું ભુલેછ. તું ગરીબ બાપનો બેટો નથી. સાંભળ, કે તું એક ઉમરાવ બાપનું ફરઝંદ છે! બેટા, આ ભેદ તારેથી છુપાવવા માટે, કહે કે તું મને માફ કરશે!"

"મા, મારી વ્હાલી મમ્મા!" તે છોકરો ધુજતે અવાજે બડબડયો, "બોલો એવી તે શું વાત છે કે તમે મારી મારીના આજુર્મંદ છેવો?"

પણ તે કમ્નસિબ માતાનું ધ્યાન તેના બેટાના બોલવા તરફ બિલકુલ હતું નહિ. તેણી પોતાના જુદાજ ખ્યાલમાં મશગુલ હતી.

તેણી ધીમા પણ મજબુત સાદે બોલી, "મારા પ્યારા બેટા! તું કોણનું ફરઝંદ છે તે ઉપર હું આવું તે આગમજ મને ધણીજ ધ્યાનથી સાંભળ. મારી નામોશીનો પાયો ખોડનાર એક નીચ ઉમરાવ હતો ને ત્યારથી હું સર્વે એરીસ્ટોક્રાટસને ધીકકારૂંછ. મારી નજરમાં એરીસ્ટોક્રાસી કાંટાની અણી માફક ભોકાતી રહીછ. માટે મારા પ્યારા બેટા સર્વે ઉમ-

રાવોથી ને તેવોની બેટીઓથી સદા સો કોસ દુર નહાસ્તો રહેજે. વધું સાંભળી લે. પેલા જુલમગાર લોર્ડ હેરીસનની વડી મગરૂર કેટથી પણ સદા નહાસ્તો રહેજે. જેમ બીજા જવાનો તેણીની ખુબસુરતીના ફંદામાં ફસી પડયાંછ, અને જવાનીના કેટલાંક ખીલતાં ગોલાબોએ તેણીના પ્યારની નીરાશીમાં આપઘાત વટીક કીધોછ, તેવો બુરો હાલ બેટા તારો થવા દેતો ના! તે બ્યુટીફુલ બલા ઉપર ખબરદાર, પોરીયા—તારૂં મગજ ખોહોતો ના!"

પોતાની ઉપરની ગમે એટલી આફત છતાં અને માતાની ગમે એવી ગંભીર બીમારી છતાં વીલીયમથી ગમખારીનું સેહજ હસવું થોભાવી શકાયું નહિં.

"મધર! મધર! ખુબસુરતીની રાણી કવિન કેટનો ખ્યાલ કરવો એ મારે માટે આસમાનને હાથ લગાડવા બરાબર છે. મમ્મા, હું જ્યારે મુફલેસીમાં મરી રહેલો છું ત્યારે તે મીજાજનું બોરીયું દોલતની મગરૂરીમાં ચરી રહેલી છે. મારી ગમે તેટલી ગરીબાઇ છતાં તે ઉમરાવી ખાનદાની બાનુને કદી પણ મારી પરણેતર બનાવી શકું નહિ. ઓ મધર! ગરિબાઇ તરફનો તેણીનો ધીકકાર તમે જાણતાં નથી! હઝારો હઝાર હયફ હોજો એવા ધીકકારપર! મમ્મા! ખુદાએ મને જે સ્થીતીમાં રાખ્યોછ તેજ સ્થીતી મને સરવેથી વધુ પ્યારી છે!"

"સાબાશ બેટા સાબાશ! એવાજ ખ્યાલથી તું આગળ અને આગળ કદમ ભરતો રહેશે તો શું ગરીબો કે તવંગરો તારી ભલાઇનો દમ ભરતા રહેશે!"

પોતાની વ્હાલી માતા તેને માટે કેવા ખ્યાલમાં રમતી હતી તે તે વીલીયમ સમજી શકયો નહિ. તેણે જોયું કે તેની માતા ઉંડા ખ્યાલમાંથી તુરતનીજ ફારેગ થઇ હતી.

"બેટા, ધ્યાનથી મને સાંભળ. ને હું જે કીમતી ચીજ તુંને સંપુરદ કરૂં તે તું તારા જાનથી વધુ સંભાળજે!"

એટલું બોલી માતાએ બિછાના તળેથી એક વિંટી ખેંચી કાહડી, અને તે બેટાના હાથમાં મુકતાં બોલી, "આ નાદર નંગ તારી ભવિષ્યની જીંદગીમાં મને લાગેછ કે અતી ઘણી કીંમતી થઇ પડશે."

"એ શું છે—મમ્મા?"

"એ કિમતી ભેટ મારા બેવફા ખાવિંદ તરફની છે. બેટા, એ વિંટીને ઘણી સંભાળથી જાળવી રાખજે કદાચ—ક–ક–કદાચ————!"

"પણ મધર," વીલયમ વચમાં બોલી ઉઠયો, "મારો પીતા મરણ પામ્યોછ. ત્યારે એ વીંટી જાળવી રાખવામાં શો ફાયદો?"

"ઓ નહિ નહિ," તે માતાએ તે છોકરાંને વધુ બોલતાં અટકાવી કહયું, "તારો જુલમગાર પીતા હજુર જીવેછ. તું વાહલા દીકરાને આજ સુધી ઠગવા માટે હું તારી મોટી તકસીરવાર થઇછ. પણ અફસોસ વ્હાલા વીલી, તે કંગાળ ભેદ છુપાવા સીવાય મારો ઇલાજ નહતો."

તે દુઃખી માતા વધુ બોલી શકી નહિ. દુઃખના ડચકાંઓથી તેણીની છાતી ગુંગળાવા લાગી.



## પ્રકરણ ૫ મું.

### "બેટા—તુ એક ઉમરાવ બાપનું ફરજંદ છે!"

આ પળે તે કમનસીબ માતાએ ધ્રુજતા હાથોમાં પોતાના વ્હાલા બેટાનો હાથ માયાથી પકડયો. તેણીના હાથો જેટલા માયાળુ હતા તેટલાજ તે તાવથી સસરતા હતા. વીલીયમ સમજી શકયો નહિ, કે માતા તાવની ઝુમમાં બકયાં કરતી હતી કે રાસ્ત બોલતી હતી? તેની આ ગુચવણનો કાંઇબી ખ્યાલ કરયા વગર માતાએ બડબડાટ કરવાનો ચાલુ કીધો,

"બેટા, મારો બાપ ભલો અને ભોલો હતો; તે ગરિબ પણ દિલનો દુલ્લો હતો. નજર કર, બેટા, ઓલ્ડ કેસલથી દશ માઇલના એક મેદાન ઉપર, જ્યાં એક નાના ઘરમાં મારા બુઢા બાપ સાથે હું રહેતી હતી. તેને મારા સીવાય એક બેટાનું પણ ફરઝંદ હતું. મારો બાપ એક નાના બાગનો માલેક હતો, જ્યાં જવાનો મને અજબ શોખ હતો. હું એક ખુશનુમાં સાંજે ત્યાં એખલી ગઇ, પણ ધસક અને ધ્રુજારાથી બે કદમ પાછલ હઠી ગઇ. ત્યાં મેં એક જવાનને બાગના મુખડા આગલ બેભાન પડેલો જોયો. તે એક ખુબસુરત જવાન હતો, પણ અફસોસ કે કોઇના નિર્દય મારથી લોહિ લુહાન થયલો હતો. મેં તેને ઓલખવાની ઘણી પણ કોશેશ કીધી, પણ તેને હું પીછાણી શકી નહિ. આવા એક ખુબસુરત જવાનને નિર્દય હાથોએ જખમી પડેલો જોઇ મારો જીવ જલી ગયો, અને તેના જખમો સાફ કરી હું તેને

હોશમાં લઇ આવી. હા ! કેવો ખુબસુરત અને ખેંચાણકારક તેનો ચહેરો હતો ! અફસોસ, મારા પ્યારા દીકરા, તે ઘડીથીજ તે ખુબસુરત પણ નાશકારક મુખડાએ મારા જીગરમાં કેવી અસર કીધી તે હું તારી આગળ કેમ દરશાવી શકું ?"

તે માતા હયાં થોડુંક થોભી, અને પાછું હાંફતે દમે આગળ ચલાવ્યું.

"વ્હાલા વીલી, મને તું પહેલાં સાંભળી લે, ને પછીજ મારી પર તું શ્રાપનો વરસાદ વરસાવજે. મારા દીકરા, મારી છેલ્લી પળ નજદીક છે—તે દુર રહિ નથી. મારામાં હવે વધુ જીવવાની શકતી નથી. બેટા હું તે જવાનને મારા પીતાના મકાનમાં લઇ ગઇ, જો કે મારા વ્હાલા બાપને મારૂં આ પગળું ગમ્યું નહિ. પણ મને દલગીર કરવા તેનું દીલ ચાલ્યું નહિ. જે પછી શું બન્યું તે સાંભળ."

આ વેળાએ તે દુઃખી માતાની આંખોમાંથી આંસુઓ ઝબડી પડયાં. તેણીએ ઉંડો હાય નિસાસાનો ધુવો બાહાર પાડી આગળ ચલાવ્યું,

"વ્હાલા બેટા, મારો પીતા મારી મરજીને આધીન થયો તો ખરો, પણ તે મારાં પગલાંથી બેહદ નાખુશ થયો. તે હેન્ડસમ જવાન મારી પર ઘણું ધ્યાન આપવા લાગો, પણ મારા પીતાને તે ગમ્યું નહિ ! બેટા, તેને રફતે રફતે મારા કાનમાં પ્યારના એવા તો ઝેરી શબ્દો રેડવા માડયા કે તેની અસર આગળ હું નાચાર બની ગઇ. તેણે જોયું કે મારો બાપ તેનેથી બિલકુલ રાજી હતો નહિં. તેને તેની પર અજબ તિર-

સ્કાર હતો. તેને અમારા મકાનમાં આશરો આપવા માટે તે હવે બેહદ દલગીર થયો. ટુંકમાં તે જવાને મને આખરે ફસાવી. તેના કાતીલ શબ્દોથી અને મારા જીગર ઉપર અસર થઇ, અને હું છુપા લગન કરવા શરણ થઇ. તે મને લંડન લઇ જઇ મારી સાથ હેગી મારશાલના ખોટાં નામથી લગ્નથી જોડાયો. એ તે દિવસથી મારો ખરોજ કમ્બખતીનો દિવસ શરૂ થયો. તેણે મને મારા પીતાથી દુર લંડનમાંજ રાખી ગોયા મને જીવતાં જીવત મારી નાખી !"

અહીં દમ ખાવા તેણી અડધી મીનીટ થોભી–પછી પાછું ચલાવ્યું—

"મારા વ્હાલા પીતા મારા છુપા લગનની નામોશીની ખબરથી જાણીતો થયો, ત્યારે તે બુઢા પીતાના દીલ ઉપર એવો કારી ઝખમ થયો કે તે જલતાં જીગરે મોતને કવખતે શરણ થયો."

"અફસોસ !" અને હયાં તે છોકરાના મુખમાંથી એક અફસોસનો લાંબો દમ નીકળી પડયો.

"ઓ મારા દીકરા, તારી માતા માટે અફસોસ અને જફાનો વખત હવેજ આવેછ. જેવી મારા ખાવિંદને ખબર પડી કે મારો પીતા ગુજર પામ્યો ત્યારે તે મને તેના મકાનમાં ઓલડ કેસલ ખાતે પાછો લઇ આવ્યો. મારા વતનમાં હું આવવા માગતી હતી નહિ, મારો કાળો ચહેરો મારા ઓલખીતાંને દેખાડવાં ચાહતી હતી નહિ. પણ મારાં ખાવિંદના હોકમ આગળ હું નમી ગેઇ, તેની સમજાવતથી હું કમ્બખત તેના હાથમાં ફસી ગઇ. એ પછી તે દીવસો દીવસ મને એકલી અટુલી મકાનમાં છોડી ગેરહાજર રહેતો. અને

જો તે મારી નજદીક રહેતો તો તે કજીયો કંકાસ શોધતો. અમારો ગુજારો તે જેમ તેમ કરતો, પણ તે આવક ક્યાંથી અને કેમ કરતો તે હું જાણતી નહિ. અને હું જાણવા ચાહતી તો તે મને કહેતો નહિં જ્યારે તેણે મને ખબર આપી કે તેના હાથમાની ખરચી ખુટી ગઇ હતી, ત્યારે મેં ખાત્રીથી માનયું કે મારૂં કીસ્મત રૂઠયું હતું. ભલા પાદરી જેણે અમારા લગન કીધાં હતાં, તે મારા વરનો ખરો દોસ્ત હતો તેને અમને મદદ કીધી નહિ હોત, તો મારી નામોશી મારે મોહડે તને કહેવાને હું આજે જીવતી નહિ હોત. વ્હાલા દીકરા, તે એક રાતે મારી સાથે સખત મારામારી કરી ગયો, પણ અફસોસ, કે તે પાછો ફર્યોજ નહિ."

"ઓ શેમ! શું તે ખુદાથીબી ડર્યો નહિ?" બેટાએ ખરાં જીગરનાં દુખથી પુકારયું.

"જરાબી નહિ બેટા," તે માતાએ ફરી પાછું થોડુ થોભી આંખોમાંથી આંસુ ખેરવતાં આગળ ચલાવ્યું, "ઓ, હું તેને ભલો સમજી, ને તે માહ બુરો નીકળ્યો." તેણી વધું આગળ બોલી શકી નહિ, તેણીની છાતી ડચકાંઓથી ગુંગળાવા લાગી.

"ઓ ખુદા! મારી માતા ઉપરની આ આફત તું કેમ સાંખી શકેછ?"

"સબર! મને ના અટકાવ! પેલો મોતનો ફિરેસ્તો મને પોતાની ચુંગાલમાં લેય તે આગમચ મને સાંભળી લે. દિવસોની હેજમારી, લાચારી અને બીમારી પછી તેની તરફથી મને આ એક નાતરસ કાગળ મલ્યો, કે તેણે કીધેલાં લગન તો માત્ર એક ફારસ હતો!"

"ઓ ખુદા ! તે કેવો બદમાશ ! કેવો નાતરસ હોવો જોઇયે !" વીલીયમના મુખમાંથી આટલા શબ્દો બેઅટકાવ નીકળી પડયા.

"અફસોસ કે કમબખ્તી અને નામોશીની, આ દુન્યામાં મારી કોઇ જોડી નથી. સાંભળ બેટા, કે તેણે કાગળમાં મને વધુ ખબર આપી કે તે હાલતે ફકીર નહિ, પણ અમીર હતો. તેનું કિસમત બુલંદ હતું, તે એક દોલતમંદ ઉમરાવનું ફરઝંદ હતું, જેનેથી તેના બાપનું દીલ સદા દર્દમંદ હતું. બેટા, હું વધુ બોલવા ચાહતી નથી. મારી નામોશીની પોઠી આરેજ હાથે ખોલી શકતી નથી. મારા તનમાં હવે વધુ શકતી બાકી નથી: તેની બદમાશીની સાહદત જે હજી મારી પાસે મોજુદ છે તે તું વાંચી લે."

આટલું બોલતાં તે ભલી માતાએ પોતાના ધુજતા હાથોએ બીછાના હેઠળથી એક કાગળ બેહદ જોસ્સ સ્થીતીમાં ખેંચી કહાડયું, જે તેણીએ પોતાના બેટાનાં હાથમાં મુકયું. આ કાગળ બહુજ લંબાણ હતું, જેનો સર્વેથી અગત્યનો ભાગ જે નીચે મુજબ હતો તે વીલીયમે અત્યંત ઉશકેરાયલી હાલતમાં વાંચ્યો—

"ઓ કમનસીબ ઓરત ! મેં તુંને ફસાવી છે, આપણા લગન એક ખોટો ફારસ હતો. હું હેરી મારશલના ખોટાં નામથી તુંને દગો દઇ તારી સાથે પરણ્યો. બે પળના દીવાના ખ્યાલથી અને ખોટા ઢોંગથી હું તારો ખાવિંદ બન્યો. હું તારી ખુબસુરતીથી લલચાયો, અને કંઇગી ભોગે મેં તને ઢોંગી લગનથી મારી દીલદાર બનાવી, મારી હવસી મોહબતની જાલમાં શીકાર બનાવી. પણ મેં જ્યારે તને માતા થવાની

તહખારીમાં જોઇ. ત્યારેજ મે માહરી ભુલ જોઇ. તું ધારેછ તેમ હું મુફલેસ નથી પણ અમીર છું. મારા બાપના મરણથી હું તેની દોલતને એનાએનો વારેસ થયો છું ને એક બેહદ ખુબસુરતી ધરાવનારી ઉમરાવજાદીનો માલેક થયો છું. તું મને શોધવાની કોશીશ કરતી ના, યા મને ઉઘાડો પાડવાની તગરમાં જીવતી ના. તું મારી સાથના તારા લગન કદી પણ પુરવાર કરનાર નથી, કરશે તોપણ હું તારેથી ડરનાર નથી."

"ઓ મારી પ્યારી મા!" તે શરમભર્યો કાગળ પુરો કીધા પછી વીલીયમ અસહ્ય વેદનાની લાગણીથી પોકારી ઉઠયો, "આ તે બદમાશનાં કેટલી હ્યાનતભરી બાજી છે!"

"બેશક પાપી બાજી હતી, પણ બેટા, તે મારે માટે કુદરતની વાજબી સજા હતી. પિતાથી છુપી રીતે લગન કરી તેને બેરેહેમ બની તરછોડી જવાનો આ એક બદલો હતો. પણ બેશક તે વાજબી હતો. મને થયલી સજા લાયક હતી. મારા જેવી કમબખ્ત બેટીઓ ઉપર હઝારો હઝાર હયફ હોજો!" આટલું બોલતાં તે કમનસિબ માતા નવધાર આંસુઓ અને ડચકાંથી ગુંગલાતી છાતીએ ફોકે ફોક રડી પડી.

આ જોતાંજ વીલીયમ બેહદ જોશમાં ઉછલી પોકારી ઉઠયો, "ઓ તું બદમાસ ઇનસાન! ઓ તું ઇનસાનના સાહ-યામાં સંતાયલા ભુરા શયતાન! મારી વહાલી માતાની નામોશીનો કીનો હું તારી પર નહિ લેવું તો—"

"ખબરદાર!" માતા પોતાના દીકરાને આગળ બોલતાં અટકાવી પોકારી ઉઠી "ખબરદાર, મારા પ્યારા વીલી! ઇનસાન ઉપર કીનો લેવાનું કામ ઇનસાનનું નથી, બદલો

લેવાનું કામ યઝદાનનું છે. એ ચીચી તે તું પલીદને કદીબી છેડતો ના. હવે મારે થેડુંજ કહેવાનું છે. ખુદાને ખાતર, વહાલા ફરજંદ, મને હવે અટકાવતો ના. મારે માટે થોડીજ પળ બાકી છે. મારે માથે અજલ ભમતી રહીછ. સાંભલ બેટા, કે તારા બદમાશ બાપે જે મરગી પાસે કામળ મોકલ્યો હતો તેની સાથ મારા તે બેવફા ખાવિંદે સો પાઉનડ મોકલી, મારા જખમ ઉપર નીમક છાંડવાની બેઅદબી કીધી. મારા ગુસ્સાની હદ રહિ નહિ. મેં તે નોટના ટુકડે ટુકડા કરી તેના જેવાજ પેલા બદમાશ ઉપર જોશથી ફેંકી તેને હડધુત કરી બહાર કહાડયો. વહાલા દીકરા એ દિવસથી તે તારો બદમાશ બાપ સદાનો મેં ખોહયો. તે મારે મનથી તે જીવતો મુવો ! બેટા સાંભળ, કે તારો બાપ હેરી મારશાલના ખોટા નામે મારી સાથ પરણ્યો હતો તેથી તેનું ખરૂં નામ હજુર હું જાણતી નથી. તે જો કે મને એવું સમજાવેછ કે મારી સાથના તેના લગન હકદાર હતાં નહિ એટલે કે તે માત્ર એક ફારસ હતો, પણ નહિ ! મારી સાથના તેના લગન કાંયદા પુર્વક હતાં, અને તે સારી પેઠે જાણતો હોવાથી એક રાતે મારી ભર ઉંઘનો લાભ લઇ તેની સાથના મારા હકદાર લગનની સરટીફીકેટ વટીક લુટી જવાને ચુકયો નહિ !"

"એ તે બદમાશ લુટારો ! વહાલી માતા એ તમારો ભરથાર નહિ હતો, પણ એક ઘાતકી જુલમગાર હતો," વીલીયમ ઘણુજ ગુસ્સામાં તપી આવી બોલી ઉઠયો."

"હવે મને થોડુંજ કહેવાનું છે, માહારી કહાણી પુરી થવા આવી છે. મારી જીંદગીનો ચેરાગ બુજવવાની અણી ઉપર આયો છે. મને મદદ કરનાર ભલા પાદરીની મદદ ઉપર જીવવા કરતાં

હું સીવી સાથી મારો ગુજારો કરતી, અને તારે માટે દુધ અને કપડાં મેળવવાની જહેમત રાત અને દિવસ કરતી. તારા ગુજારા માટેની ફાજલ પડતી રકમ મારા હાથમાંથી ખુચવી લેવાને તેણે અનેકવાર કોષેશ કીધી. પણ તે લુટારો ફાવ્યો નહિ. પ્યારા વીલી, તને ભુખે મુવેલો જોવા કરતાં તેની સાથ બાથોબાથ લડી તેના હાથે મારો જાન ખોહોવાની પણ મેં દરકાર કીધી નહિ, અને ત્યારેજ તે બદમાશે મને લુટવાનો પેશો છોડયો, મારો સદાનો પીછો છોડયો. બેટા થોડું વધુ સાંભળ, તુ તે બદમાશ ઉમરાવનો હકદાર બેટો છે. તું તેનો પહેલો ખરો વારસ છે. ખુદા તું જેવા હકદારનો હક કદી પણ લુટાવા દેશે નહિ. બેટા, ખુદાઇ લાકડીનો અવાજ નથી, હું તે દયાલુ બાપના ભરોસા ઉપર આ બહોલી જહાનમાં તને તદ્દન એકલો છોડી જાવું છું. તારો બાપ મને ખોટાં નામથી પરણેલો હોવાથી બેટા વીલી તારાં પ્યારા નામ સાથે એનુ નામ ખોટુ જોડયુ છે જે માટે મને માફ કરજે. બેટા મારી આ કમ્બખતીની કહાણી છે. મારી જવાનીની આ નાદાની છે. બોલ વહાલા બેટા મને તું માફ કરશે?"

"માતા, મારી ભલી માતા! હું તો શું, પણ ખુદ ખુદા વટીક તમુને માફ કરશે. પણ યાદ રાખજો, મારી વહાલી માતા! કે તે બદમાશની દોલતમાંની એક પેની પણ મને લેવી હરામ છે. હું ભુખે મરશ ભીખ માંગશ પણ તેની દોલતમાંથી એક ફુટી બદામને પણ હાથ લગાડશ નહિ. હું મારા વારસા હિસ્સાને ઠોકરે મારશ."

તે વધુ બોલી શકયો નહિ. તેણે જોયું કે તે દુખી માતાનો દેખાવ અજબ રીતે ફેરવાતો જતો હતો. તાવની

ધગધગતી ભઠ્ઠીમાં તેણીશેકાતી હતી. કપાળ ઉપર કરચલીઓ વળતી જતી હતી, તે થોડીક મીનીટ સુધી સુની સાત્ત્વ જેવી બિછાના ઉપર પડીજ રહિ. બેટો પોતાની માતાની આવી દયાજનક સ્થિતિ જોતાં બેસીજ રહયો. માતાની સ્થિતિ ઓચિંતી બદલાઇ ગઇ. વીલીયમ તેણીને અટકાવે તે આગમચ બિછાના ઉપર ઉઠી બેઠી, તેણીના સુંદર સુંવાળા વાળો તેણીની છાતી ઉપર પંઠરાઇ ગયા હતા. આંખોના ડોળા બાહર ખેંચઇ રહયા હતા. છાતી ધમ્મણની માફક ફુકતી હતી. તેણીની આંખો જે તારા મીસાલ ચમકતી હતી તે તે ઓરડાના દરવાજા તરફ ચીટકી રહિ હતી.

વીલીયમ પોતાની માતાની આવી સ્થિતી જોઇ ગભરાઇ ગયો. તે એમજ સમજયો કે તેની દુખી માતા મગજથી બે મગજ થતી હતી. તે ગભરાટમાં પોકારી ઉઠયો, "માતા! એ તમો કોણને જુવો છો? એ તમે કાન દઇ કોણને સાંભળોછ?"

"જોઉં છું મારા બાપને! સાંભળું છું તેના શ્રાપને" દરવાજા તરફ ફાટેલા ડોળાએ જોતી તે બેહદ ઉશ્કેરાયલી ધબે પોકારી ઉઠી.

"માતા કોણના બાપને? મારા?" બેટાએ માતાનું માથું પસવારતાં સવાલ કીધો.

"ઓ નહિ, નહિ! તે બદમાશને હું કદી જોનાર નથી, તેને ફરીથી જોવા હું જીવનાર નથી. બેટા મારો વખત નજ-દીક છે દુર નથી."

વીલીએ જોયું કે માતાનો ચહેરો વધુ અને વધુ ફિકકો

ચતો જતો હતો. તે વીલી વધુ ગભરાઇ પોકારી ઉઠયો. "માતા, તમુને શું છે? તબીબને બોલાઉં?"

"નહીં–નહીં–મોત આગળ તબીબ શું કરનાર છે? શું મોતનો ફિરસ્તો તબીબથી ડરનાર છે? ઓ બેટા નઝર કર! મારા તે ચેહર પર,–જો જો–મારો તે પીતા મને મરતી જોઇ હસે છે! મને તેથી ભારે દુ:ખ થાય છે, અને મારૂં દીલ મને ડંખે છે." આટલું બોલતાં તેણીએ પોતાના બંને હાથોથી પોતાનું કપાળ કુટયું, અને વધુ અને વધુ ઉશકેરાઇ પોકારી ઉઠી "વીલી, વ્હાલા બેટા,! મને બચાવ! બચાવ! એ મારા બાપને કહે કે મારી કમનસીબ બેટીને ના સતાવ!"

ગરીબ વીલીયમના હવે ગભરાટનો પાર રહયો નહિ. માતા ઉપરની અસહય વેદના તે જોઇ શકયો નહિ. તે જુરસાથી પોકારી ઉઠયો, "ઓ ખુદા! હવે શું કરૂં, કોણની મદદ માટે પોકારૂં? ઓ ખુદા! આ મારી માતા ઉપર કેવો જાલેમ સેતમ છે!"

"બેટા વીલી એનુ નામ દીલનો ડંખ છે, આ બાપની ઉપરવારી થવાની આ વાજબી સજા છે! જો પેલી સામેની દીવાલ તરફ! ત્યાં કોણ છે? બેટા, એ મારો પીતા છે, જેનું મારી તરફ સખત જીગર છે. જો તેના ડોળા જો, અને મારી ઉપરનો કાતીલ શ્રાપ જો! બેટા કુદરતનો આ આઝાબ જો!"

"પણ માતા," વીલીએ પોતાની માતાને ગળે લગાડી પોકાર કીધો, "અહિં તો કોઇ નથી, એ તમારો ખોટો વહેમ છે."

"ઓ નહિ, નહિ! એજ મારો પીતા પ્યારો છે. જો જો તે મને બોલાવેછ, એ મને પોતાના પાસામાં દબાવેછ,

તે મને પોતાની સાથ આવવા સમજાવેછ! એ તકલીફી દુન્યાના ખોટાં આરામ, તને છેલ્લી સલામ! એ જુઠી ફાની જાહાન તને છેલ્લી સલામ! મારા વહાલા દીકરા તને છેલ્લી સલામ! એ હું મરૂંછ, એ મારા વીલી તારી દુખી માતાની છેલ્લી અરજ સાંભળી મારે ખાતર એટલું કરજે કે કમનસીબ ઉછાછળી હીલડાને દયા કરી તારી સાથના ઘાતકી દગા માટે માફી બખશજે—ને તેણીનો તે પાપી ઉમરાવથી નાશ થતાં બચાવજે. તે કમબખત છોકરીનો મારા જેવો બુરો હાલ થતાં અટકાવજે, કારણ કે તેણીપરબી મારી માફક મા બાપનો નાફરમાનીનો ખુદરતનો શ્રાપનો વરસાદ વરસ્યોછ. તેણીની એકજ નાદાન ભુલથી સર્વ કુટુંબનો નાશ થયોછ! એ તેણીને કોઇજ બચાવનાર નથી. તુંજ વ્હાલા દીકરા તેને બચાવજે, ને તે કમબખત છોકરીના મા બાપ બહેસ્તમાંથી તુંને આશીષ દેશે!"

તેજ પળે વીલીયમ પોતાની વહાલી માતાને કાંઇબી જવાબ આપે તે આગમચ તે દુ:ખી બાઇ પોતાનાં બેટાને એક મજબુત આંચકા સમેત જમીનદોસ્ત કરી બીછાના ઉપ-રથી કુદી પડી દરવાજા તરફ યાહોમ દિવાનીની પેઠે દોડી અને દરવાજા સાથે અફળાઇ જમીન ઉપર તુટી પડી.

બસ થઇ ચુકયું! તે જોશમાં આવેલી દુ:ખી માતા બેહોશ પડી. થોડી વધુ પળો બોલબોલતામાં પસાર થઇ ગઇ, અને અફસોસ! તે કમનસીબ ઓરત પોતાના અતી વહાલા દીકરાને તદન એખલો નિરાધાર, આ પાપી અને દગાખોર દુન્યામાં છોડી ચાલતી થઇ. ગમનો મારેલો વીલીયમ તે પ્યારી માતાની લાસ આગળ ગુદણુમંડીયે પડી કોઇના દીલાસા કે સધીયારા વગર એખલો ફોકેફોક રડયો.

"ઓ મારી માતા, મારી મીઠી માતા! તું તારા કમનસીબ વીલીને એક ઘરી વીલો મુકતી હતી નહિ, ને હવે તદન એખલો છોડી કાંઇ ચાલતી થઇ! ઓ ખુદા મેં એવી તે શું તકસીર કરી કે, મારી પર એટલો સીતમ ગુજારેછ! મારો જુલમગાર પીતા હમના જયારે પોતાના શાહી મહેલમાં પૈસાને જોરે એશઆરામ અને મજાહ ભોગવતો હશે, ત્યારે મારી નસીબની લીલી નેક માતા તેનો ભોગ થઇ એક ટુકડા રોટી માટે તવળતી, આયે કંગાલ ખાતલી પર ભુખમરાથી ગુજર પામીછ! ઓ હું એ કેમ તામોશ કરૂં! નહિ નહિ, હું એ મારી મીઠી માદરનું વેર તે ક્રુર પિતા પર લેવશ નહિ ત્યાં સુધી જંપીને બેસશ નહિ. હું તેના નીચ પૈસા ને ખેતાબ લેવું; કદી નહિ—હું ભુખે મરશ, કાતલી લઇને ભીખ માગશ, પણ તે બદમાશ બાપના નીચ પૈસાને કદીબી આંગળી લગાડશ નહિ."

એટલું બોલી તે દુઃખથી ડચકાં ખાવા લાગ્યો, તેટલાં એકાએક બારણું ઉઘાડી જોન ડેલ અને દોકટર દાખલ થયા. તેઓનો દલગીરી ને ગભરાટનો પાર નહતો. તેઓ મદદ માટે ઘણા મોડા આવ્યા હતા. તેઓએ વીલીયમને દુઃખમાં દિલાસો દેવાની ઘણીબી તજવીજ કીધી–પણ બધું ફોકટ.

એજ પળે બારણું ઠોકાયું અને એક દાસીએ આવી વીલીયમના હાથમાં એક લાંબું પરબીડુ મુકયુ. વીલીયમે તે પરબીડું ઉખેડયું. તુરતજ તે ચોંકયો, તે કાગળમાં એક નાની ચીઠ્ઠી સાથે ત્રણસો પાઉન્ડની બેંક નોટ હતી. આ નાની ચીઠ્ઠી નીચે મુજબ હતી:—

"આ ચીઠ્ઠી સાથે તમારી માતાને ભુખમરાથી બચાવવા માટે હું મારા પિતાની છુપીથી ત્રણસો પાઉન્ડની નોટ બીડું

છું, જે આશા છે કે તમો સ્વીકારશો. તમારી દુઃખી માતાને જીવાડવાની કોશેશ કરશો. ખુદા તમારો નેગેબાન થાવ-કલેરા."

આ ચીઠ્ઠી વાંચતાજ વીલી પોકારી ઉઠયો, "કલેરા કલેરા! સહેતાનો વચ્ચે તું એક ખરેખરો ફરેસ્તો છે, તારી મદદ, મારી દુઃખી માતા માટે હવે નકામી થઇ પડી છે. મારી મીઠી મધરને જીવાડવા માટે મેં જયારે કોશેશ કીધી ત્યારે એક ફુટી બદામ પણ મને મળી શકી નહિ, પણ અફસોસ જયારે તે અતી વહાલી માતાનો જાન ખતમ થયો તેજ પળે એક નાની જેવી દોલત મને હાથ લાગીછ!"

તેણે કળવાઇ કળવાઇને ડચકાં ખાધાં-અને પછી બહુજ નામુરાદીથી તે ઉઠી ઉભો થયો—

"કુદરતનો આ કેવો સંજોગ! જયારે મારી માતા મરણ પામીછ તો હવે મારે મનથી ત્રણસો પાઉન્ડ ધુળ બરોબર છે. હું એ રકમ હમણાજ પાછી ફેરવું છ," આટલું બોલી તેણે જે તરફ કલેરાની દાસી ઉભી હતી તે તરફ જોયું, પણ તેને મોટી અજાયબી વચ્ચે જોયું કે તે ત્યાં હતી નહિ.

વીલીયમે તે પછી પોતાની કમનસીબ માતાનો સર્વ દુઃખી હેવાલ અને તેના પીતાની બદમાશીની સઘળી હકીકત દુઃખી અવાજે જોન ડેલ અને ડાકટરને કહી સંભળાવી, તેમજ તે બાપ પર વેર લેવાનો પોતાનો ઠરાવ જણાવ્યો. આ સઘળું સાંભળી જોન ઘણો દલગીર થયો. તેણે વીલીયમને તેમ નહિ કરવા ઘણું સમજાવ્યો-પણ ફોકટ! તે પછી જોને વીલીયમને ઘણો આગ્રહ કરી તેની માતાને કબરવાસ કર્યા પછી ત્યાં એખલો નહિ રેહવા સમજાવી પોતાની સાથે પોતાને ઘેર લઇ ગયો.

## પ્રકરણ ૬ થું.

——:o:——

### એક ખરો મહાત્મા!

જોન ડેલ મુફલેસ માત પીતાનું એક ફરઝંદ હતું, પણ ગરીબ કામદારોના લુટાતા હક માટે તેનું દીલ સદા દર્દમંદ હતું. તેઓના લુટાયલાં હકો પાછા મેલવી આપવાને તેનું દિલસોજ દિલ સદા આર્જુમંદ હતું. તેણે ગરીબ કામદારો અને ગરીબ ભાડુતો તરફથી તવંગરો સામે જબરી જંગ ચાલુ રાખી હતી. તે ગરીઓનો સાચ્ચો યાર અને મદદગાર હતો; તે તેઓનો સાચ્ચો ફ્રેન્ડ, ફીલસુફ અને રાહબર હતો. કોલસાની ખાણોના વાચા વગરના કામદારો, અને મઝલુમ ભાડુતો માટે તેનું દિલ જળી બળી ખાક થતું હતું. તેઓની અઠાગ મહેનતના ખરા પરસેવાથી વધુ અને વધુ માતબર બનતાં તવંગરોની, તેઓ તરફની જુલમી વર્તણુક જોતાં તેનું જીગર દુઃખ પામતું. તેણે કામદારો અને ભાડુતોમાં જબરી જાગરૂતી પેદા કીધી હતી. તેમની રીબતી અને સબડતી હાલતનું ભાન તેમના મગજમાં જયાદા કીધું હતું. એક વખત એવો હતો કે તેઓ પોતાને કોલસાની ખાણોના માલેતુજાર માલેકો, અને ગરીબ ભાડુતોના ઘરધણીઓ તેઓને ગુલામ જેવા સમજતા હતા; પણ જોન ડેલની પેદા કીધેલી જાગરૂતીથી તેઓને પોતાની હાલતનું ખરૂં ભાણ આવ્યું. એક સમય એવો હતો કે તેઓ એમજ સમજતા હતા કે ગરીબો તવં-ગરોની ખુશામદ કરવાને સરજાયલા હતા, ખુદાએ તેઓને તવંગરોની ગમે તેવી જુલમી ફરમાનદારી કરવાને આ જહા-

નમાં મોકલી દીધા હતા! પણ જોન ડેલે તેઓમાં જે જ્ઞાન ભરપા કીધું હતું, તેની મદદથી તેઓ હવે સમજી શકયા હતા કે ખેતાબ અને દોલત આ જુઠી તકલીદી દુનીયાની ખોટી વ્યાસના હતી. ખુદ ખુદાની નજરમાં તવંગરી અને ગરીબાઇ યકશાન હતી. ગરીબાઇમાં પાપ હતું નહિ યા તવંગરીમાં સવાબ હતું નહિ.

એક વખત એવો હતો કે કામદાર અને ગરીબ વર્ગને પોતાના લાભો સંભાળવાનો સહેજ પણ હોશ હતો નહિ. તેજ વર્ગમાં જોન ડેલના પ્રતાપથી નવો જોશ ખીલી નીકળ્યો હતો. તેઓ માટે નવો જમાનો શરૂ થઇ ચુકયો હતો. તેઓ પોતાની મહેનતુ અને પ્રમાણીક જીંદગીની લડત માટે જોન ડેલની સરદારી હેઠલ પવિત્ર જંગ મચાવવાને બેહદ જોશમાં આવ્યા હતા. જોન ડેલ તેઓના મગજ ઉપર એવો સબક ઠસાવવાને ફતેહમંદ નીવડયો કે જરદારો ગરીબોના કરજદારો હતા; ગરીબો તવંગરો ઉપર કુદરતને બારથી લહેણું ધરાવતા આ દુન્યામાં આવ્યા હતા. તવંગરો ગરીબોનાં સુખ સગવડ અને આરામ માટે કુદરતના કાયદા મુજબ જવાબદાર હતા. જેમ લશકર વીના સરદારો બેકીમત હતા, તેમ તવંગરો ગરીબો વીના મોહતાજ–બેતાકાત હતા. ગરીબ વર્ગ તવંગરોના બરડાનો કાંઠો હતો. કામદારો થાપણદારોની થાપણનો સલામતી ભરીયો કીનારો હતો. જોન ડેલે તેઓના મગજની એટલી બધી હદ સુધીની ખીલવણી કીધી હતી કે હવે મજુર પક્ષની આંખ્યો ઉઘડવા માંડી હતી. તેઓ હવે સમજતા થયા હતા કે દોલતમંદો પોતાની દોલતના જોરે ચેરાગ સમાન હતા, ત્યારે કામદાર વર્ગ પોતાની મહેનતથી પ્રકાશતો ગોયા શુક્રના

સેતારા સમાન હતો. તેઓ હવે ખુલ્લી રીતે જોઇ શકતા હતા કે તવંગર વર્ગ કિલ્લાના મીનારા સમાન હતો ત્યારે ગરીબ અને કામદાર વર્ગ તે કિલ્લાના પાયા સમાન હતો.

જેટલો લોર્ડ હેરીસન આખા ઓલ્ડકેસલમાં ગરીબોથી હીણાતો, તેટલોજ જોન ડેલ તેઓથી પુજાતો, અને ગરીબ વર્ગ સદા તેની જય પોકારતો—તે ખરેજ તેઓને મનથી એક પુજય માહત્મા હતો!

વખત વહેતો ગયો. જોન ડેલનો લાગવગ કામદાર વર્ગમાં જયાદા થતો ગયો. જયારે તવંગરોમાં તરખાટ વધુ અને વધુ પયદા થતો ગયો. લોર્ડ હેરીસનના ગભરાટનો પાર હતો નહિ. જોન ડેલની નજર તેની ઉપર ચોંટી બેઠી હતી. એકેએક કામદારની નજર તેનેજ જોતી રહી હતી. તેની સેંકડો કોલસાની ખાણોના કામદારો તેની તરફ વીરૂધ લાગણીથી બેહદ ઉશકેરાઇ ગયા હતાં. અરધા અરધ કામદારોએ પોતાનું માથું ફેરવી નાખ્યું હતું, અને પરીણામની સહેજ પણ દરકાર કીધા વીના તેઓ બાકીના કામદારોને પોતાની સફમાં જીતવાની અણી ઉપર હતા. તેઓ મારફાડ કરવાને અટકયા હતા, તે માત્ર જોન ડેલની સમજાવટથીજ હતું.

જોન ડેલ જેટલો સુઘો, સાચ્ચો અને નેક હતો—તેટલોજ તે ખુબસુરત હતો. તે જેટલો શયાનો હતો તેટલોજ તે સોહામણો હતો. ઉંચું કદ, પોહોળી પેશાની, તેની બાહાદુરી અને ખુબસુરતીની નીશાની હતી. તે કોઇનું પણ ધ્યાન ખેંચે એવો હતો. તેની બાહાદુરીની જેટલી વખાણ થતી તેટલીજ તેની ખુબસુરતીની પણ ગવાતી. તે જેમ એક અચ્છો ભાષણકર્તા હતો તેમ એક કુશળ લેખક પણ હતો.

તેનું એકેએક પુસ્તક વખણાતું; તોપણ અજબ હતું કે તેને કોઇ તીસમારખાં તવંગર ઉતેજન આપતું હતું નહિ—કેમકે તે એક ગરીબ લેખક હતો.

બીજા હાથ ઉપર લોર્ડ હેરીસનની વડી બેટી જે આખા લંડનમાં અને તેની આસપાસના પરાઓમાં પોતાની અનહદ ખુબસુરતીથી જેટલી મશહુર હતી, તેટલીજ તે ગરીબોના ચાહથી દુર હતી. તેણી જેટલી ખુબસુરત હતી, તેટલીજ હુશીયાર અને હીંમતવાન હતી, પણ અફસોસ તેટલીજ મગરૂર અને મીજાજી હતી. તવંગરો તેણીને ચાહાતા, ગરીબો તેણીની મગરૂરીના સબબે ધીકકારતાં. તવંગરો તેણીને "ક્વીન કેટ" તથા "ખુબસુરતીની રાણી"ના નામે ઓલખતા. તેણીનો રોબ અને ઠાઠ એક રાણીજ જેવો હતો તેથી તેણીને આ નામ બરાબર માફક આવતું—પણ ગરીબો તેણીને "જીગર વગરની તથા ક્રુર રાણી" તરીકે પીછાણતાં! બેશક, તેણીની ખુબસુરતીની હદ હતી નહિ–પણ અફસોસ, કે તેણીના તન બદનના દરખ્તમાં દયાની જડ હતી નહિ. તે ખુબસુરતીનું દરખ્ત હતું, પણ દયાના એક પણ કતરા વીના તેણીનું જીગર પથ્થર કરતાં પણ વધુ સખ્ત હતું. "ક્વીન કેટ" જાહેરમાં સુફેદ હતી, બાતીનમાં તે કાતીલ સીહા હતી. હમદર્દી અને દીલસોજીથી તેણી નીરાલી હતી. તેણીની તનની ખુબસુરતી પારકી આંખ્યો માટે એક અનુપમ ન્યામત હતી–પણ તેણીની મનની બદસુરતી પારકી આંખ્યો માટે એક અફસોસકારક આફત હતી.

અફસોસ, કે રહેમના કતરા વિનાની તે સુંદરતા તદન નકામી હતી. દોલત અને દમામ તેણીનો બાહેરનો સણગાર હતો;

ઉમાખી અને તોર તેણીનો બાતેનનો અંગાર હતો! ગરીબોને ઠોકરે મારવા એ તેણીની મોટામાં મોટી મોજ હતી! જ્યારે તેણીની નાહની બહેન કેલેરા જુદીજ કીસમની પુટલી હતી. તે બે બહેનો વચ્ચે ઘણી સારી મોહબત હતી. કેલેરામાં ગરીબો માટે ચાહત હતી, મોહબત હતી. તવંગરીની મગરૂરીથી દુર રહેવાની, એ નાહની બહેનમાં તાકાત હતી. તે તવંગરીને ચાહતી, પણ ગરીબાઈને ધિક્કારતી નહિ. સાદાઇ અને સાલેસાઇ તેણીની મુખ્ય ખુબી હતી; દરેક ખાસીયતમાં તેણી પોતાની વડી બહેનથી જુદી હતી. તેણી ગરીબો માટે ભલી હતી, ત્યારે 'કવીન કેટ' ગરીબો માટે ભુંડી હતી. કેલેરાની આંખોમાં નરમાશ અને નમનતાઇ હતી—કેથરીનના ચહેરાનો સરવેથી વધુ ખેંચાણકારક ભાગ તેણીની સુંદર બે ભમર જેવી કાળી ચલકતી ચશમો હતી, જે ગુસ્સે થતાં તારાની માફક ચમકતી હતી. તેણીની એ આંખ્યોમાં કાંઇ એવું જાદુઇ ખેંચાણ હતું, જેથી જે કોઇ તેણીને એકવાર જોતું તે તેણીને અનેકવાર જોવાને તલસતું હતું, પણ તેણીને તેની સહેજ પણ દરકાર હતી નહિ. તેણી દરેકને તુચ્છકાર અને તુંદાઇથી એકજ લાકડીએ હાંકતી! સાચ્ચી મોહબત કે પાક પ્યારને તેણી ઠોકરે મારતી. તેણીએ કોઇ પણ જવાનને પોતાનું દીલ દીધું હતું નહિ; અને તે તેણી કોઇનેબી લેવા દેવા માંગતીબી હતી નહિ. તેણી પરણીને પોતાના ખાવીંદને ફરમાનદાર બનવાને બદલે તમામ મર્દોને પરણવા વગર પોતાના ગુલામ જેવા બનાવવા માગતી હતી! ટુંકમાં તેણી પોતાને ખભે લગનની ધુસરી નાખવા માગતી હતી નહિ. પોતાના ગમે તેટલાં સુખ અને આરામ વચ્ચે તેણીને એક મોટાંમાં મોટો

ગમ–બળાપો એજ હતો, કે તેણીએ પોતાના મરનાર કાકાના છોકરા હેનરી સાથે પરણવાનું વચન પોતાની મરતી માતાને આપેલું હતું !

લોર્ડ હેરીસનનો નાનો ભાઇ પોતાના વડા ભાઇ જેટલોજ જુલમગાર હતો. પણ ગરીબો ઉપર વધુ જુલમગાર બનવા માટે તેની જીંદગીએ તેને યારી આપી નહિ હતી. તે પોતાની વીધવા અને એકપુરા બેટા હેનરીને લાખોની દોલત અને મીલકત સોંપી આ જહાનથી વાસો ઉઠાવી ગયો. મોતના ફિરેસતાએ તેને એકદમ તેડી લીધો; પણ તેના મોહત ઉપર તેના વડા ભાઇ લોર્ડ હેરીસન સીવાય કોઇએ ગમ કીધો હતો નહીં.

હેનરી તેના બાપના ખવાસથી ઘણેક દરજજે જુદો પડતો હતો. તે ગરીબો તરફ પોતાના બાપ અને કાકા જેટલો જુલમગાર નહીં હતો—તેમજ તે છેકજ દયાળુ હતો નહિ. તેનામાં પણ હેરીસન ખાનદાનનું "એરીસ્ટોક્રાટીક ઉં" હતું—ખોટી ખાનદાની મગરૂરીનો તેને વારસો મળ્યો હતો. તે પોતાના કાકાની વડી બેટી કેથરીનને એટલા બધા તો દિવાના પ્યારથી ચાહતો કે તે પોતાનાં મનનાં મંદીરમાં ખુબસુરતીની દેવીની ગોયા પુજા કરતો. તે તેણીને પોતાની પરણેતર બનાવવાના અનેક ફાંફાં મારતો, પણ તેમાં તે હાર પામતો. તે સદા દર્દમંદ રહેતો, કેમકે તે મગરૂર અને તુમાખી ઓરતના મોહોડેથી પ્યારનો એક શબ્દ વટીક સાંભલવા અત્યાર તુલીક નસીબવંત નીવડયો હતો નહિ—જો કે તે મરનાર લેડી હેરીસનની ખાહેસથી તે પોતીકી મગરૂર કઝીનની સાથે અદરાઇ ચુકયો હતો. તે પોતાના મરનાર બાપની લાખોની દોલત અને શાહી મહેલ

જેવા મકાનનો માલેક બન્યો હતો, પણ તેને તે દોલત કેથ-રીનના પ્યાર વિના ઝેર સમાન થઇ પડી હતી. આખા ઓલ્ડ કેસલમાં બલકે આખા લંડનમાં તેનું મકાન તેના કીમતી બાગ બગીચા માટે સરવેથી વધુ જાણીતું હતું, પણ તેને તે શાહી મકાન કેથરીન વીના સુમસાન અને વયરાન લાગતું. કેલેરા તેની ખુગી પીછાની શકી હતી, તે એટલી હદ સુધી કે તે તેને છુપા પ્યારથી ચાહતી વટીક રહી હતી—પણ કેપ્ટી તરફના તેના સાચ્ચા પ્યારની કદી પણ આડે આવતી નહીં અને પોતાના મોહોડામાંથી તે માટેનો એક હર્ફ વટીક બાહર કાઢતી નહિ. તે પોતાનું આ જાલેમ કંગાળ દુઃખ ઘણુંજ મુગે મોહને સહન કરતી, અને તે કમનસીબ પ્યારને ભુલાવાં પાક ખુદાને ખરાં જીગરથી હર પળે અરજ કરતી. તે પોતાની વડી બહેનને પોતાના જાન કરતાં વધુ ચાહતી, અને પોતાના સુખને ભોગેગી તે વહાલી બહેનને હેનરી સાથે પરણાવી સુખી કરવા માગતી હતી. પણ તેણીનાં મોટી નીરાશી એ હતી, કે તેણીના આવા સ્વભોગ આપ્યાં છતાં તે વહાલી બહેનને જોઇએ તેટલી સુખી કરી શકતી નહતી. કેટ હેનરીને ચાહતી ન હોવાથી પોતે બેહદ દુઃખી થતી ને હેનરી સાથે પરણવાં ધીકકારતી તથા તેનેથી દુર નાહશ્તી. આ જોઇ કેલેરા ખચીત અંદરખાનેથી અતીસ્ય રંજીદા પામતી.

કેથેરાઇનને ઇનસાફ આપવા માટે કહેવું જોઇએ કે તેણી ગમે તેટલી મગરૂર ને તુમાખી હતી, તો પણ તેણી પોતાની અણુહદ ખુબસુરતીથી બીલકુલ બેખબર હતી. તેણી સમજીજ શકતી નહિ કે જવાન મરદો જેટલા કેલેરા પર કુરબાન નહિ હતાં તેટલા તેઓ તેણીની ઉપર શા માટે ઘેલા દિવાના બની

તેણીની ખુશામદ કરતાં હતા ! શા માટે તેઓ તેણીનો પડયો બોલ ઉંચકી લેવાની એક બીજામાં હરીફાઇ કરતા હતા ! આવા ખુશામદખોર જવાનો તેણીને મુદ્દલ પસંદ હતા નહિ. મર્દોમાં જો કોઇને પણ તે ચાહતી તો તે તેણીનો જુલમી બાપ લોર્ડ હેરીસન હતો, અને તેનેજ ખરાં મર્દ બચ્ચાંની વર્તણુકને લાયક ગણતી—બાકી બીજાઓને ધીકકારતી, અને ખુશામદખોરોથી ખરાં જીગરથી કમકમીને દુર નાહસ્તી.

તે સહવાર દીલકશ અને ખુશનુમાં હતી; મંદમંદ લેહરી વાતી હતી. આપણી વાર્તાની નાયકા "ક્વીન કેટ" યાને હેરીસન પેલેસની મગરૂર શેઠાણી રાઇડીંગ પોશાકમાં સજ થઈ પોતાના વીશાળ બગીચામાં સુંદર ગુલાબના ઝાડોની વચ્ચેની હમેશની માનીતી બેઠકપર પોતાના વ્હાલા પીતાની રાહ જોતી પુર દમામમાં એખલી વીચારમાં લીન થઇ બેઠી હતી. તેણી પાસે તેનો વફાદાર પણ વીકાલ મોટો બુલડોગ "પ્રીન્સ" તેણીના પાસામાં ફસડાઇ ગેલ કરતો તેમજ બાઇસાબનો ચેહેરો ટીકતો બેઠો હતો. તે તેણીનો અતીશય માનીતો કુત્રો હતો. જયાંબી કેટ હોય ત્યાં તેણીનો લાડકો "પ્રીન્સ" સાથે હોવોજ જોઇએ. કેથેરાઇન જેટલી મીજાજી અને મેજાની ફાટેલ હતી તેટલોજ ઝનુની ખાઉંકરડુ આ તેણીનો લાડકો કુતરો હતો. જરાબી મીઝાજ ગયો કે તે કડવાજ દોડતો ! આટલો ઝનુની છતાં તે કેટનો ઘણોજ તાબેદાર અને કહયાસર હતો. કયાં અને કોણને કડવું તે બધું તે મગરૂર શેઠાણીની મુનસફી પર હતું ! તે પોતાની વહાલી શેઠાણીને હદથી જયાદા ચાહતો. કેટ એક વીચીત્ર સ્વભાવની છોકરી હતી !

તેણીને કુતરાઓ તેમજ ઘોડાઓનો ઘણોજ શોખ હતો.

તેણી પાસે સઉથી સરસ કુતરા તેમજ ઘોડાઓનો એક મોટો સંગ્રહ ભરેલો હતો! તેણી જેટલી મુંગા પ્રાણીઓને ચાહતી તેટલીજ નાનાં નીરદોશ ભુલકાંઓ તરફ ધીક્કાર ને તીરસ્કાર બતાવતી! તેણીની હદ વીનાની કરડી અને ઠંડી રીતભાતથી બચ્ચાંઓ પોતેબી બીહને તેણીથી આઘે નાહસ્તાં!!

આજે લોર્ડ હેરીસને પોતાની વડી બેટીને રાઇડીંગ ઉપર જવાની કબુલાત આપી હતી. તેણીને રાઇડીંગનો બેહદ શોખ હતો. પણ તે પોતાની કબુલાત પાળવાને વખતસર હાજર થયેલો નહિ હોવાથી અને બેટીને આપેલી કબુલાત તોડવાનો આ પહેલોજ બનાવ હોવાથી, મીસીબાબાના ગુસ્સાની આજે હદ આવી રહી હતી! જેમ જેમ ગુસ્સો ઉતરતો ગયો, તેમ તેમ તેણીની ચિંતામાં વધારો થતો ગયો. તેણીને પોતાના બાપ માટે મોટામાં મોટી ધાસ્તી જો કાંઇબી હોય તો તે તેની તરફ ઉશકેરાયલાં કામદારો બાબેની હતી. ઝનુનપર ચહડેલા અભણ કામદારો કશાંબી ગંભીર પરિણામની દરકાર કરવા વગર શુંબી કરી મુકે તે માટે તેણીને મોટો ડર હતો. તેણીની નજર બગીચાના દરવાજા તરફ એક્કી ટગરે ટીંગાઇ રહી હતી. તેટલાજ કોઇએ તેણીના ખભાં ઉપર હાથ મુકયો. કેટીએ ચોકીને પાછળ જોયું. તેણીએ પોતાની બેહન કલેરાને ત્યાં હસ્તી ઉભેલી જોઇ કાંઇ ગુસ્સાથી મોહ ફેરવી નાખ્યું:—

"મારી પ્યારી કેટી, તું કોણુની આટલી બધી ચિંતાથી રાહ જોયછ? શું હેનરીએ તને આપેલુ પ્રોમીસ તોડકું? જો તું તેનીજ રાહ જોતી હોય તો મને તેની ખરેખરજ અદેખાઇ લાગેછ!"

વડી બેહને ગુસ્સાથી ભવાનો ચિલ્લો ચહડાવ્યો, અને

કાંઇક કચવાટથી બોલી, "હેનરી માટે હું કાંય રાહ જોઉં? હું કાંય તેને માટે મારૂં મગજ ખોઉં? મર્દો માટે મગજ ખોવા જેટલી હું દીવાની નથી. હું તો પપા ડીયરની રાહ જોઉં છ".

પોતાની વડી બહેનનો જવાબ નાહની કલેરાને મુદલ પસંદ પડયો નહી. કેલેરા સારી પેઠે સમજી ચુકી હતી કે હેનરી કેટીના પ્યાર માટે જેમ વધુ જુસતેજુમાં હતો તેમ કેટી તેનેથી વધુ દુર રહેતી હતી. તેણીની આ વર્તણુક માટે બે બોલ કહેવાની તે તક શોધતીજ રહી હતી—જે આજે તેણીને મલી હતી.

"પ્યારી કેટ, તારા હેનરીને તારી મોહબત વગર ના તવલાવ. તારી બેદરકારથી તેને તું ના જલાવ! તારી મોહબતના એકજ પ્યાર ભરયા શબ્દથી તું તેને નવાજી ખુશી કર!"

કેટીએ મોહોડુ ચઢાવી ઘણાજ અણુકાથી જવાબ દીધો, "હેનરી મારી મોહબતનો સહેજબી હકદાર નથી. તે મારા દીલનો સરદાર નથી. તેને માટે મારા મનમાં મોહબત સહેજબી નથી. કેલેરા, હુ તેને બીલકુલ ચાહતી નથી. એવો એક પણ જવાન હું જોતી નથી જે મને મારી મરજી મુજબ ચાહતો હોય, મારી ખુશામંદથી બાઝ આવતો હોય ને મારી ખુબસુરતી ઉપર ઘેલો દિવાનો નહી બનતો હોય."

"નહિ, નહિ, તે તારી મોહબતનો સાચ્ચો પુંજારી છે," કેલેરાએ ઉશ્કેરાઇ હેનરીની હિમાયત કીધી "તે તુને દિવાના પ્યારથી ચાહેછ."

"મને દિવાનો પ્યાર જોઇતોજ નથી. સાચ્ચો પ્યાર દિવાનો હોતો નથી. સાચ્ચો પ્યાર ખુબસુરતી કે બદસુરતી જોતો નથી."

"પ્યારી કેટ," કેલેરાએ પોતાની સમજાવટ ચાલુ રાખી "આપણી ગુજર પામેલી મધર આગળ હેનરીને તારા ખાવિંદ બનાવવાનો તેં આપેલો તારો પવિત્ર કોલ યાદ કર."

કેટી પોતાના પવિત્ર એકરારની યાદ થતાં કાંઈક નરમ પડી બોલી, "હા, તે મને યાદ છે. પણ, બહેન કેલેરા, મરણના બીછાના આગળનાં તે ફરજ્યાત કમનસીબ પ્રોમીસ મુજબ મને હેનરીની પરણેતર બનાવી મારી જીંદગી બરબાદ ના કર. ઓ! હુ કોઇને ચાહતી નથી. મને પરણેલી જીંદગી મુદલ ભાવતી નથી—અને તેમાં ખાસ કરીને પ્યાર વગરની પરણેલી જીંદગી! ઓ–કલેર!—તે મારે મનથી ખચીતજ જીવતું દોજખ છે!"

આ વેળાએ કેલેરાએ જોયું કે કેટીનું હૈયુ ભરાઇ આવ્યું હતું. તેણીએ પોતાનો વડી બેનના રેસમ જેવા બાલો સાથે રમત કરતાં સમજાવ્યું:—

"વહાલી કેટ, એ તારો ખ્યાલ સારો નથી."

"પણ હું શુ કરૂ? મહોબતમાં કોઇનો ચારો નથી."

કેલેરા પોતાની વડી બેહેનની આવી જીદથી શકમંદ બની, શંકાએ તેણીના દીલમાં ઘર કીધુ કે રખેને કેટી કોઇ બીજાને ચાહતી હોય, પોતાનો જાન કોઇ બીજા ઉપર ફીદા કરતી હોય! તેણીએ હિમ્મતથી સવાલ કીધો:—

"શું ત્યારે તું તારૂ દીલ કોઈ બીજાને અત્યાર આગમજ આપી ચુકીછ?"

આ સવાલ કેટીને મુદલ પસંદ પડયો નહિ. તેણીએ ગુસ્સાથી નેણ ચહડાવી જવાબ દીધો, "બહેન, ખબરદાર! એવી એવી

વાહીયાત વાતોથી મારૂં માથું ના ખા. વહાલી કેલેરા કુવારી જીંદગી મને વધુ પ્યારી છે."

"વારૂં-જેવી તારી મરજી! પણ-કેટ-મને કેહ, તું આજે એટલી બધી ઉદાસ કેમ છે!"

"પપા હજુર કેમ નહિ આવ્યા! મને ઘણી ધાસ્તી લાગેછ કે રખે વલી પેલો નીચ ડેમોક્રાટ એવણને રસ્તામાં હેરાન કરાવતો હોય! તુ શું ધારેછ, કેલેરા?" કેટે ધીકરમંદ ચહેરે પુછયું.

"તું કોણુને માટે બોલેછ, કેટ? હુ સમજી શકતી નથી! આપરા પપા ડીયરને કોણ હેરાન કરવાની હીંમત કરે," કેલેરે અજાયબીથી પુછયું.

"કેલેરા, હમણાં તારૂ ઠેકાણું હોય એમ મને લાગતું નથી! વળી બીજો કોણ હોય? પેલો ભીખારડાંઓનો ખાંખ્યો. પેલો ધીતુરી જોન ડેલ!" તેણીએ તીરસ્કારથી નાખનુ ટીચકુ ચઢાવી જવાબ દીધો!

"કોણુ? પેલો ગરીબનો પ્રીય રાહબર જોન ડેલ!" કેલેરાએ અજાયબીથી પુછયું. "જેને ગરીબો ખુદા માફક લગભગ પુજે છે તે? અરે તે કેવી સારી અને બોધ લાયક વાર્તાઓ લખેછ, તેમજ કેવાં જુસ્સાદાર ભાષણો કરેછ! ઓ હું તેને જોવા કેવી તલપી રહીછ!"

"એકદમ ચુપ થઇ જા, કેલેરા!" તે તુમાખી છોકરીએ ગુસ્સાથી પોતાની બેહનને વહુ બોલતાં અટકાવી કહયું. "હમના પપા સમજતે તો તારો શું હાલ થતે! તુને ઘણુંજ શરમાવું જોઇએ કે તારા જેવી એક ઉંચ વર્ગની છોકરી પોતાનો દરજ્જો ભુલી જઇ, એક મુફલેસ ભીખારીની આટલી બધી વખાણુ કરેછ! એ જોઇ મને ધીક્કાર છુટેછ! હલકા તે

હલકા, ઉંચ તે ઉંચ ! તે બેમાં ઘણોજ ફરક રહેછે ! હલકા પોતાની નીચ ખાસ્યત પર જવા વગર રહેતાંજ નથી ! તેની નજીસ ચોપડીઓની તું આટલી બધી તારીફ કરેછે તે જોઇ મને ઘણોજ ગુસ્સો આવેછે !"

"પણ કેટ ડીયર તુ વગર કારણુની મારી સાથે શા માટે ગુસ્સે થાયછ ! આપણુ બેઉ જણે જોન ડેલની હજુર સુરતબી જોઇ નથી કે તે કેવી છે, તે છતાં તું શાને માટે તેને આટલી બધી ધીકકારેછ ?"

"હજુર પુછેછ ! એ નીચ પ્રીતુરીએ ગરીબ અને અભણ વર્ગને વગર સમજના ભાષણો કરી તે લોકને હુલકાવી આપણા પપાની સામે ઉશકેરી, તે લોકો પાસે હડહડતું ઇનસલ્ટ પપાને કરાવ્યુંછ. તે માટે હુ તેને ખરા જીગરથી ધીકકારૂછ. એટલુજ નહિ પણ કલેરા, મારૂ ચાલે તો એના જેવાંપર તરતજ હમણાં સખત પગલા લઇ એને બરાબર બતાવું. એનાથીજ લોક એટલું હુલકઇ ગીયુંછ. જેઓ અગાઉ આપણા પપાને માન આપતા હતાં ને ડરતાં હતા, તેઓ હવે પપાને ખુલ્લુ અપમાન કરેછ. મને જે બહેદ ગુસ્સો આવેછ, તે એજ કે તે છતાં આપણા પપા હમણા મુએ મોહને બધું તામોશ કરી જાયછ."

બંને બેહેનોની વાત અહિજ અટકી. લોર્ડ હેરીસનને બગીચામાં દાખલ થતાં જોતાંજ કેટી તેની સામે દોડી ગઇ અને તેને વલગી પડી બોલી, "ઓ મારા પપા ડીયર ! તમે કાંહ ઉતા ? હુ તમારી ફીકરમાં અધમુઇ બની ગઇ ! ઓ પપા તમે તો ગભરાયલા જેવા લાગોછ. ખુદા ખાતર કહો કે કાંઇ બુરૂ બન્યુ તો નથીની ?"

આ વેળાએ પોતાના પપાને જોઇ કેલેરા પણ તે તરફ

દોડી આવી. તેણીએ પણ જોયુ કે તેણીનો સદાનો વ્હાલો પીતા ગભરાટથી ફીકકો પડી ગયો હતો.

"મારી વ્હાલી બેટીઓ," લોર્ડ હેરીસને બગીચાના 'રસ્ટીક' બાજટ ઉપર બેઠક લેતાં ખુલાસો કીધો, "સાંભલો, આજે હુ ખરેખર જાનથી બચીયોછ."

"ઓ ખુદા!" બંને બેહનો ગભરાટની મારી એકદમ પોકારી ઉઠી.

"હુ જ્યારે ગાડીમાં આપણા મકાન તરફ પાછો ફરતો હતો ત્યારે એક મોટું ટોળુ મારી ગાડી તરફ 'મારો, મારો'ના પોકાર કરતુ ધસી આવ્યું. એ ટોલાનો મોટો ભાગ કામદારોનો બનેલો હતો. તેઓ જખમી થયલા વાઘોની માફક ઉશ્કેરાયલા હતાં. ઘોડાવાળાએ સમયસુચકતા રાખી ગાડી પસાર કરવાની કોશેશ કીધી, પણ તેજ પલે એક મોટો પથરો તેના માથાં પર આવી અડકયો, અને તે બેહોશ થઇ તુટી પડયો. આ રીતે—ઓહ લોર્ડ—મારેથી બોલાતુંબી નથી!—"

"ઓ બોલો પપા પછી તમારૂ શું થયું?" વડી બેટી બેહદ ગભરાટથી પોકારી ઉઠી.

"સાંભલો મારી બેટીઓ," લોર્ડ હેરીસને હાંફતાંહાંફતાં આગળ ચલાવ્યું, "ઉશ્કેરાયલા લોકો મારી આસપાસ ફરી વલ્યા, અને એક દિવાના બદમાશે મને ગલચીમાંથી એવો તો જોશથી પકડયો કે મેં નકકી માન્યુ કે હું જરૂર ગુંગલાઇ મરશ."

"ઓ તે કંગાલ ભીખારી બદમાશો! પપા, હુ તે વખતે તમારી સાથે હોતે તો જરૂર તેને રીવોલવરથી ઠાર કરતે. પણ તે બદમાશે તમારા બદનને હાથ લગાડવાની હિમ્મતજ કેમ કીધી!" ફેટી ગુસ્સાથી બોલી.

"સાંભળો બેટીઓ! એકે મારા હાથ પકડી મને જાનથી મારી નાખવાની ધમકી આપી. પણ તેજ વખતે એક પોકાર ઉઠયો કે 'ખબરદાર! એકદમ હઠી જાવ!' આ આવાજની ઉશ્કેરાયલાં લોક ઉપર જાદુઇ અસર થઇ! તેઓ મેંઢાના ટોળાની માફક મારી નજદીકથી હઠી ગયાં. મેં મારી પાસે એક ખુબસુરત જવાનને ઉભેલો જોયો, કે જે જોન ડેલ હતો. તેનું એકાએક મારી પાસે આવી ચઢવું એ એક કુદરતનો ખેલ હતો. તે મને કાંઇ કહેવા જતો હતો, તેટલામાં તેની નજર બેહોશ બની ગયેલા ઘોડાવાળા તરફ દોડી. તે તેની તરફ એકદમ ધસ્યો. તેણે પોતાના મજબુત હાથોમાં ઘોડાવાળાને લીધો અને તેને પોતાના ખોળામાં સુવાડી એક બાહોશ તબીબની પેઠે તેનું વહેતું લોહી બંધ કીધું, અને જખમ ઉપર અજબ બાહોશીથી પાટો બાંધી ગાડી અહીં સુધી હંકારી લાવવા જેવી શકતીમાં તેને મુકયો. મારી ઉપર અને નિર્દોષ ઘોડાવાલા ઉપર હુમલો કરવા માટે તેણે ઝનુની લોકોને ઠપકાના તીરોથી એવા તો વીંધી નાખ્યાં કે તેઓ શરમાઇ ગયાં, અને હું જીવતો અહી આવ્યો."

કેટી હાથ ઉપર હાથ અફાલી બેહદ ખેજાલતથી પોકારી ઉઠી :—

"ઓ પપા, આપણે માટે આ કેવું નામોશી ભરયું કે જોન ડેલ જેવો ગરીબ ચીંઠડેહાલ ફીતુરી તમારા જેવા ઉમરાવી ખાનદાનનાં તવંગરનો જાન બચાવવા શકતીવાન થયો! પપા તેની મદદને તમોએ ઠોકડે મારવી જોઇતી હતી. આવા કમીના કુતરાની મદદથી જીવવાં કરતાં હિમ્મતથી મરવું બેહતર હતું! તે બદમાશે તમારો જાન બચાવી હેરીસન ખાંનદાનને મોટું

અપમાન કીધુંછ, અને તેમ કરી તેના જેવા ભુખે મરતા ભીખારડાએ આપણા જેવા તવંગર ઉપર હરહડતું વેર લીધુંછ!"

લોર્ડ હેરીસને ગંભીરાઇથી મુછમાં હસવા સિવાય કશો જવાબ દીધો નહિ. પણ કેલેરાથી બોલવા વિના રહેવાયુ નહી—

"પ્યારી કેટી, પપાનો જાન બચાવવા માટે તારે જોન ડેલનો ઉપકાર માનવો જોઇએ. તે બહાદુર જવાન વખતસર હાજર ન હોત તો કોણુ જાણે પપાનું શું થયું હોતે!"

"બરાબર છે, મારી પ્યારી કેલેરા," બાપે નાની બેટીને ટેકો આપતાં કહયું, "તે જવાનથીજ હુ જીવતો રહેવા પામ્યોછ, જેના બદલામાં તેણે મારી પાસથી એવી કબુલાત લીધીછ કે મારે આપણા મકાનમાં તેની મુલાકત લેવી, અને કામદારોની ફરીયાદ સાંભળવી."

આ તો હવે હદ થઇ! મગરૂર કેટી પોતાના મકાનમાં જોન ડેલની હાજરી કેમ શાંખી શકે? તેણી છેડાયલી વાઘણુની માફક ઉશકેરાયલી બોલી ઉઠી, "અને, અફસોસ કે પપા તમોએ તે માગેલી કબુલાત આપી. કહો કે પપા કે તેની કબુલત ના મંજુર કીધી!"

"નહીં કેટી," બાપે વધુ શાંત પડી ખુલાસો કીધો, "એ કબુલાત આપવા વિના મારી પાસે કશો ચારો નહિ હતો. મારો જાન મને વધુ વાહલો હતો."

આ સાંભળતાંજ કેટીનો ગુસ્સો માયો સમાયો નહીં. તેણી અત્યંત કડવાસથી બોલી, "ખામોશ પપા! હું તે મુફલેસ કંગાલની હાજરી મારા મકાનમાં કદીબી તામોશ કરી શકીશ નહિ."

ગરીબોથી સુગાતી અને મુફલેસોને ધિક્કારતી તે મગરૂર છોકરી પોતાની પ્યારી બેન અને વ્હાલા પીતાને ગુસ્સામાં છોડી ગઇ, અને પોતાના ઓરડામાં જઇ જોન ડેલથી થયલું કહેવાતું અપમાન ખમી નહી શકવાથી ચીડની મારી અફાડ-ઝીક કરવા લાગી. કેલેરા પોતાની બેનની આજની વળણુથી બહુજ નાખુશ થઇ. તે બાનુ પોતાના પિતાનો જાન બચાવવા માટે બહાદુર જોન ડેલને છુપી રીતે વખાણવા વગર રહી નહિ. લોર્ડ હેરીસન પોતાની વડી બેટીની દલગીરી નહિ સહન કરી શકવાથી તે બેહદ ઘભરાયલો પોતાની નાની બેટી સાથે એક પણ બોલ બોલવા વીના કેટી પાછળ દોડયો.

પોતાની વડી બેટીની દલગીરીથી તે બાપ બહુ નાખુશ બન્યો. તે તેણીને અજબ જેવા વ્હાલથી ચાહતો હતો. એખલી એજ બેટીમાં આખી દુનીયાનું સુખ સમાયલું તે સમજતો હતો. પોતાના પ્યારા બાપનુ તેમજ સર્વે બાહર-નાનું વ્હાલ જીતવામાં કેલેરા કમનસીબ હતી. તે આટલી બધી ભલી અને નેક હતી તે છતાં કેટી જેટલી નસીબવાળી લહેનાવાળી ન હતી. કેટીની મગરૂરી અને મીજાજ છતાં, તેનો પીતા તેમજ સર્વે કોઇ તેને ચાહતાં ને માન આપતાં. આટલુ છતાં કેલેરા પોતાની બેહનની જરાગી અદેખાઇ ન કરતાં ઉલટી તેનેથી મગરૂર થતી. ખરેજ કેલેરા જેવી બીન સ્વાર્થી અને ઉમદા ખવાસની છોકરીઓ ઘણીજ થોડી મલશે.

---

## પ્રકરણ ૭ મું.

---:o:---

### "એ તમારી 'ખાનદાનની ગુમાની' નથી—એ તમારી 'જીવતદાનની બે ઇમાની' છે!"

બીજા દિવસની તે એક ખુશનુમાં સાંજ હતી, જે વેળાએ આપણે ગરીબ કામદારનાં રક્ષણદાર જોન ડેલને "હેરીસન પેલેશ"ના વિશાળ કમપાઉન્ડમાં ધીમા પણ મજબુત કદમે દાખલ થતાં જોઇએ છીએ. પોરટીકોમાં તેને જોયું કે એક ઠઠેરાબંધ શોભાયમાન મોટારકાર ઉભેલી હતી. "હેરીસન પેલેસ"માં લોર્ડ સાહેબ હતા કે નહિ તે જાણી લેતાં તેને વિલંબ લાગ્યો નહિ. સારા નસીબે તે હાજર હતો—એટલુંજ નહિ, પણ મકાનમાંથી બાહાર જવાને તેને હજી ઘણો વખત હતો. જે માલેતોઝાર મોટરકાર પોરટીકોમાં ઉભી હતી તે લોર્ડ હેરીસન સાહેબને માટે નહિ, પણ તેવણની વડી બેટી ધી આનરેબલ કેથેરીનને તેવણનાં માનીતાં સહી લેડી ગ્રેશામનાં મકાને લઇ જવા માટે ખોટી થતી હતી! જેવો જોન સંગેમરમરની પગડીનાં દાદર ઉપર ચઢતા જાય છે કે તેજ પલે ક્રીમ કલરના પોશાકમાં સજ થયલાં એક જીવતાં પુટલાંને પગઠી ઉપરથી ઉતરતાં જોઇ તે અચકી ઉભો, અને પસાર થતી તે ખુબસુરત બાંનુને બેહદ માનથી નમ્યો. તેને તરત જાણી લીધું કે તેણી અનુપમ ખુબસુરતી ધરાવનાર બાનુ લોર્ડ હેરીસનની બેટી "ક્વીન કેટ"જ હતી.

આ ખ્યાલમાં જોન ડેલ દાદરની પગડીઓ ચહડી ગયો, પણ કેટી વીચારમાં મસ્ત બની ત્યાંજ ઉભી રહી. તેણીએ પોતાની મોટરમાં જગો લીધી નહિ.

"એ જવાન કોણ હોશે !" કેટીએ પોતાના મનને સવાલ કીધો પણ ત્યાંથી કશો જવાબ મલ્યો નહિ. તે સમજી શકી નહિ કે એ જવાનમાં એવુ તો શુ પણ ખેંચાણ હતું ? આજ તક કોઇપણ સખ્શ ઉપર તેણીનું ધ્યાન હજી સુધી જરા પણ ખેચાવાં પામ્યુ હતુ નહિ—પણ આ હેન્ડસમ યંગ મેનનાં સંબંધમાં એથી ઉલટુજ બનેલું હોવાથી તે પોતાની ઉપર ગુસ્સે થવા વિના રહિ નહિ. આવા ખ્યાલો વચ્ચે તેણીની કમ્પેનીયન મીસ કેનેટ તેણીની પાસે આવી ઉભી. તેણી ઘણી અજબ જેવી રીતે કેટીના કદ અને ઉંચાઇમાં મલતી આવતી હતી. જો કે કેટી જેટલી તેણી ખુબસુરત નહતી. પણ બંનેનો બાંધો એક સરખોજ હતો. બંનેએ મોટરમાં બેઠક લીધી. તુરતજ તેણીનો હમેશનો સાથી વફાદાર 'પ્રીન્સ' એક કુદકા સમેત કેટનાં પગ આગળ આવી ઉભો.

તુરતજ મોટર ઉપડી ગઇ, પણ પેલો નવજવાન તેણીનાં ખ્યાલની હદમાંથી દુર થઇ શકયો નહિ. તે કોણ જવાન હતો તે જાણવાની તેણીની જીજ્ઞાશા વધતી રહી, પણ જેમ દરેક ચીજની હદ આવે છે તેમ તેણીની જીજ્ઞાશાની બાબતમાં પણ બન્યું.

"મેડમ," કેટીની કમ્પેનીયન પોતાની શેઠાણીને તેણીનાં વિચારમાં ફારેગ થયલી જોઇ બોલી, "પેલા જોન ડેલને જોયો કે ?"

"કોણ ! જોન ડેલ !!" કેટીએ અજબ થઇને પડઘો કીધો.

"હા તે તેજ હતો," કમ્પેનીયને ખુલાસો કીધો. "તે લોર્ડ હેરીસનને મલવા માગતો હતો. તે જવાન—"

"ખામોશ !" કેટી ગુસ્સાથી લાલચોલ થઇ પોતાની

કમ્પેનીયનને વધુ ખુલાસો કરતાં અટકાવી બોલી. "હું એ ફિતુરીનું નામબી મારે કાને પડવા દેવા માગતી નથી."

કમ્પેનીયન ચુપ બેઠી. બીજી તરફ જોન ડેલ જેવા તેણીના બાપના કટ્ટા દુશ્મનથી એક પળ વાર પણ ખેંચાવા માટે કેટ પોતાની ઉપર બેહદ ગુસ્સે થઇ. જે પળે તે જોન ડેલની સાદી અને કુદરતી ખુબસુરતીથી ખેંચાઇ હતી તે પળે તેણીને સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ કે તે જવાન આરીસ્ટોક્રાસીનો હડહડતો શતરૂ જોન ડેલ હતો.

જોન ડેલ પોતાની કબુલાત મુજબ લોર્ડ હેરીસનની મુલાકાતે ગયો ત્યારે તે ઉમરાવ એક અગત્યનાં કામમાં પોતાની કોલસાની ખાણોમાં વડા મેનેજર સાથે વાતમાં રોકાયલો હતો; જેથી જોન ડેલને લાયબ્રેરીવાળા ઓરડામાં લોર્ડ હેરીશનનાં હોકમથી બેસાડવામાં આવ્યો.

જોન ડેલે જોયું કે તે તેજ આલીશાન મકાન હતું જેનો માલેક ગરીબો અને કામદારોનું લોહી ચુસી કરોડોની દોલત ઉપર આલોટીઆ મારતો હતો. એજ તે શાહી મહેલ હતો જે ગરીબોને લુટીને ઉભો કરવામાં આવ્યો હતો. લોર્ડ હેરીસન તેજ ઉમરાવ હતો જે ગરીબોના લોહીનો તરસીયો હતો, જેની સામે ગરીબો તરફથી લડત ચલાવવાને તે કમ્મર કસી હિમ્મતથી તેનાં મકાનમાં ચાલી આવ્યો હતો,–ગોયા તે સીંહનાં ગુફામાં તેને તેની ચાલમાંથી પકડવાને હિમ્મતથી આવ્યો હતો!

આ ખ્યાલમાં તે એટલો બધો તો મસ્ત થઇ ગયો હતો કે ત્યાં દાખલ થયલી કેલેરા તરફ પણ તેનું ધ્યાન ખેંચાયું નહિ.

"તમે શું મારા પપાને મલવા માગોછ ?"

કલેરાનાં આ સવાલે જોન ડેલને તેના ખ્યાલમાંથી

જાગૃત કીધો—અને ત્યારેજ તેણે જોયું કે એક મોહોક ખુબ-સુરતી તેની સામે આવી ઉભી હતી.

"હા બાનુ" જોન ડેલ પોતાની જગોએથી ઉઠીને કલેરાને નમતાં બોલ્યો, "હું લોર્ડ હેરીશનને ગરીબ કામદારો તરફથી અરજ કરવાને અહીં ચાલી આવ્યો છું. તમારા પીતા રોકાયલા હોવાથી મને અહીં બેસાડવામાં આવ્યોછ. બાનું, મારૂં નામ જોન ડેલ છે."

"જોન ડેલ!" કલેરાએ અજાયબીથી પ્રતી ઉત્તર કર્યો. પણ બીજીજ પળે તેણી હસ્તે મુખડે બોલી, "મી. ડેલ, ગરીબ કામદારો માટેની તમારી લડતની કેફીયત મારે કાણે આવીછ. જે માટે તમુને ખરેખર શાબાશી ઘટેછ, તેમજ હું તમારાં પુસ્તકોનીબી ઘણીજ મોટી વખાણનાર છેઉં. ઓ મી૦ ડેલ, હું તમુને મલવાં કેવી તલપી રહી હતી તે હું કલ્પી શકતી નથી."

કલેરાના મોહોડેથી નીકળેલાં આ શબ્દો સાંભળી જોન ડેલની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેણે સ્વપને પણ વકી રાખી હતી નહિ, કે લોર્ડ હેરીસન જેવા જુલમગાર બાપની બેટી અને ગરીબોને પોતાને પગ તળે કચડવા ચાહતી કેથ-રીનની નાની બહેન પોતાના બાપ અને બહેનની હલકી ખાસીયતથી આટલી બધી જુદી પડતી હતી!

જોન ડેલના આ ખ્યાલોનો સહેજ પણ વિચાર કરવા વિના કેલેરાએ આગળ ચલાવ્યું.

"ગરીબો તરફની તમારી પવિત્ર લડતને ખુદા યારી આપે, અને તમારાં એ કામમાં જશ અને જય બક્ષે!"

"તમારી મારી તરફની ભલી લાગણી માટે હું તમારો ઉપકારી છું, બાનુ" જોન ડેલે વળતો જવાબ કર્યો.

થોડીક મીનીટો સુધી લાયબ્રેરીવાળા તે ઓરડામાં શાંત ચુપકીદી ફેલાઇ રહી.

જોન ડેલ અને કલેરા એક બીજાની ખુબીઓનાં ખ્યાલ કરવામાં મસ્ત બની ગયાં હતાં. એજ પળે કલેરાએ પોતાના પપાના ખંખારનો સાદ સાંભળ્યો, અને તેણી ગભરાઇ ગઇ. કોઇબી સંજોગોપર તેણી પોતાના પીતાને જણાવવા બીલકુલ ચાહતી નહિ હતી કે જોન ડેલ સાથ તેણીએ વાત કરી હતી. લાયબ્રેરીનાં દરવાજામાંથી બહાર નિકળતાં બંને બાપ બેટી એક બીજાની સામે થઇ જવાનો સંભવ હોવાથી તેણીએ એક છેલ્લા ઇલાજ તરીકે ઝડપમાં એક જાપાનીઝ સ્ક્રીનની પાછળ આસરો લીધો. જોન ડેલ તેણીની હીલચાલ અને હેતુ પામી ગયો.

"ચાલો, તમે મને શું કહેવા માંગોછ?" લોર્ડ હેરીસને જોન ડેલની સાહેબ સલામનો જવાબ વટીક આપવા વિના પોતાની બેઠક ઉપર જગ્યા લઇ મીજાસમાંજ સવાલ કીધો.

"મારાં લોર્ડ, મને ઘણું કહેવાનું છે. હું ગરીબ કામદારો તરફથી તમારી પાસે આવ્યો છું. તેઓ તરફથી સંદેશો લાવ્યો છું." જોન ડેલે હિમ્મતથી સમજાવ્યું.

લોર્ડ હેરીસન થોડીક મીનીટની ચુપકીદી પછી બોલી ઉઠયો—

"મી૦ ડેલ! કામદારો તરફથી પીટીશનો સાંભળતાં હું હવે ખચીત કંટાલી ગયો છું. મેં તેઓ માટે પુરતું કીધું છે. હું હવે તેઓ માટે વધુ કરી શકતો નથી."

લોર્ડ હેરીસનના ઠરાવથી જોન ડેલે સહેજ પણ ઉશ્કેરાયા

વિના તે માતબર પણ દયાહિન ઉમરાવને સમજાવવાનુ ચાલુ રાખ્યું.—

"મારા લોર્ડ, ગરીબો અને કામદારો તરફની ફરજમાં તમો બીલકુલ પછાટ છો! તમો ગરીબ કામદારોના જેટલા સરદાર છો, તેટલાંજ તમો તેમનાં કરજદાર છો. ગરીબો અને કામદારો માટે તમે બંધાવેલાં મકાનો જંગલી હેવાનો ગારેનાં તબેલા જેવાં છે. એ મકાનો ઉભાં કરવા માટે તમોએ પરોપકારી અને પરગજુ બનવાનું ડોલ ઘાલીયું છે ખરૂ, પણ તમારો એ ખોટો ઢોંગ છે. એ મકાનો ઉભાં કરવાનો તમારો હેતુ ગરીબોનું લોહી ચુસવાનો છે."

જોન ડેલે જોયું કે તે મગરૂર ઉમરાવ ઘણી અજબ જેવી રીતે શાંતીથી પોતાની બેઠક ઉપર સાંભળતો બેસી રહયો હતો. આ એક મોટી અજાયબી હતી. તે તુમાખી આરીસ્ટોક્રાટ તેને છોડેલાં તાણાજાણીનાં તીરો સહનબી કેમ કરી શકયો તે જોન ડેલ સમજી શકયો નહિ. આથી તેને હિમ્મત આવી અને તેને આગળ ચલાવ્યું.—

"મારા લોર્ડ, ખુદાએ તમુને બક્ષેલી અખુટ દોલતનાં ખરાં દાવાદારો તમારા હાથ હેઠલ કામ કરતાં હાજતમંદ મજુરોજ છે. બોલો સાહેબ, કયાં છે તમારા કામદારોનાં બેટા બેટીઓ માટે મુફ્ત કેળવણી શાળાઓ? કયાં છે તમારા બિમાર કામદારો માટે મુફ્ત તબીબ મેળવવા માટેનાં ખાતાંઓ? કયાં છે બીમારીમાંથી ફારેગ થયલા અશકત કામદારો માટે સેનેટરીયમો અને કોનવેલેશન હોમો? બોલો સાહેબ, કયાં છે તમારા મરણ પામેલાં વફાદાર કામદારોની વિધવાઓ બાપ વગરનાં બચ્ચાંઓ માટે આબરૂ ઇજતથી ગુજારો કરવાનું ખાતું?

સાહેબ, જેઓ ખરેખર મનથી તવંગર છે, તેઓનેજ હું ધનથી તવંગર સમજું છું. તમો ગમે તેટલા પૈસાથી તવંગર હોવ, કરોડોની દોલતના ડુંગર ઉપર આલોટતા હોવ, અને શાહી સુખ અને આરામમાં મસ્ત બની બેઠેલા હોવ, પણ હું કહું છું કે તમો જેવા દયાહીન અને એકલપેટા શ્રીમંતો ગમે તેવા ગરીબ અને કંગાળ ચીંથરેહાલ કરતાં પણ વધુ દયાને પાત્ર છે. ગરીબો પૈસાથી તવંગર નથી, પણ તેઓ દયાથી અને રહેમથી તમો શ્રીમંતો કરતા વધુ તવંગર છે. હું કહું છું, કે તમો જેવા દયાહીન શ્રીમંતોનાં જીગરમાં ઇન્સાનીયતની નહિ, પણ હેવાનીયતની ખસલતો સમાયલી છે. સાહેબ—"

લોર્ડ હેરીસને જોન ડેલને આગળ બોલવા દીધો નહિ. ગરીબોના આ મદદગારને આગળ વધતા અટકાવી તે હવે તરડાઇ બોલ્યો, "સબર! હવે હું તને આગળ બોલવા દેવા માગતો નથી. મેં તને પુરતો સાંભળ્યોછ, મારા સ્વભાવને ન છાજતી સબુરીથી સાંભળ્યોછ. એ બધું તું કોણને કહેછ તેનો તને સહેજ પણ ખ્યાલ છે? મારા જેવા ઉમરાવને આટલું બધું ફાટુ બકવાનો શું તુને જરાબી હક છે?"

"બેશક છે! હું મારી ખુલ્લી આંખોએ જોઇ શકુછ કે તમો સાહેબ ઇનસાનો તરફની ફરજોને ભુલી ગયા છો. જે વાચા વગરનાં ગરીબોથી તમો પૈસે ટકે ગબ્બર બન્યા છો તેજ વાચા વગરના ગરીબોને તમે પગ તળે કચડવા માગો છો. ગરીબોની એ બદદુવાઓનો તમોને સેજ પણ ખ્યાલ નથી."

"મને તેની સહેજ પણ દરકાર નથી! ગરીબોની દુઆથી હું ખુશ થાઉં યા તેઓની બદદુઆથી હું દુ:ખી થાઉં એવો હું નબલો પોચો નથી."

"મારા લોર્ડ, ગરીબોની નેક દુઆ દુન્યાનાં તવંગરો માટે મોટામાં મોટી રાહાત છે. જ્યારે ગરીબોની હાય તેઓ માટે બુરામાં બુરી આફત છે."

"શું ગરીબોની દુવાથી તારૂ દલદર ટળશે ? શું મારા જેવી તવંગરી તું હાંસલ કરશે ?"

જોન ડેલ પોતાની સામે તવંગરીનાં તોરમાં મગરૂરીથી બેઠેલા ઉમરાવની કમઅકકલ તરફ હસી પડયો. પણ બીજીજ પળે તે આગળ કરતાં વધુ ગંભિર બની બોલ્યો, "મને દોલતની દરકાર નથી, મને તવંગરી ઉપર પ્યાર નથી. હું તવંગરી વચ્ચે બુરાઇમાં જીવવા કરતાં ગરીબાઇ વચ્ચે ભલાઇમાં મરવા માંગુછ. મને ગરીબો ઉપર ધિકકાર નથી, અને તવંગરો ઉપર હું નીસાર નથી."

જોન ડેલના આ હિમ્મત ભરીયા એકરારથી લોર્ડ હેરીસન અજાયબીથી બસ થસ થઇ ગયો. તે થોડીક મીનીટ સુધી વિચારમાં પડયો, પણ વિચારમાંથી એકાએક ફારેગ થયો હોય તેમ બોલી ઉઠયો—

"વેલ જવાન પુરૂષ ! તું શું કહેવા માગેછ ? ગરીબો તરફની શ્રીમંતો સામે તારી લડતમાં તું શું મેલવવા માંગેછ ? હું કહુ છું કે તું તારો પ્યારો જાન ખોહોવા માંગેછ."

"સાહેબ મને મારો જાન પ્યારો નથી." જોન ડેલે વધુ મક્કમ બની જવાબ દીધો.

"તો મને કહે કે જાન કરતાં તારે મનથી વધું પ્યારૂં શું છે ?"

"ભલાઇ અને નેકીની ખુશબુ."

"તુ ગરીબો પાસેથી શું હાંસલ કરી શકનાર છે? તેઓ પાસે ફુટી બદામની નથી!"

"બેશક નથી, પણ તેઓ શ્રીમંતો જેવાં બેઇમાન નથી."

(જુવો સફે ૭૭ મો.)

"તુ ગરીબો પાસેથી શું હાંસલ કરી શકનાર છે ? તેઓ પાસે ફુટી બદામબી નથી !"

"બેશક નથી, પણ તેઓ શ્રીમંતો જેવાં બેઇમાન નથી."

બસ થઇ ચુકયું ! લોર્ડ હેરીસનનો ગુસ્સો હવે તેના કાબુમાં રહયો નહિ. તે દીવાના હાથીની માફક જોન ડેલ તરફ બેહદ ઝનુનમાં ધસી ગયો, અને તે જવાન પોતાનો કંઇ પણ બચાવ કરી શકે તે આગમજ તેણે તેને ટોટામાંથી મજબુત પકડયો. તેને ચાહયું કે પોતાના મજબુત હાથે તે કંગાળ ગળચી દાબી દઇ આ દુન્યાની રંગભુમી ઉપરનું તેનું કામ તમામ કરી નાખે ! જોન ડેલે પોતાની ખરી સ્થીતિ પામી જઇ કાંઇક બોલવાની કોશેશ કીધી. પણ ફોકટ ! તેનો અવાઝ તેના ગળામાંજ ગુંગલાઇ મરણ પામ્યો.

લોર્ડ હેરીસને ખચીત પોતાના આંધળાં ઝનુનમાં જોન ડેલનું ગળું ભચડીજ નાખ્યું હતે—પણ અચાનક પાછળથી કોઇએ તેને ખભાંમાંથી પકડયો—એટલે ચોંકીને તેને પીઠ પાછળ ડોકયું ફેરવીને જોયું.

"પપા ! એ તમે શું કરોછો ?" કલેરા જીવ સટોસટ પળ જોતાંજ પોતાની ભરાવાની જગ્યાથી બહાર નીકળી પોતાનાં બાપનો હાથ પકડી પુકારી ઉઠી, "ઓ પપા ! આય નિર્દોષ જવાનની જીંદગીનો તમે નાશ કરશો, તો સાથે તમો પોતાનો પણ નાશ કરશો !"

"કોણ ! કેલેરા !" જાણે હમણાંજ ભાન આવ્યું હોય તેમ પોતાના મજબુત પંજામાંથી જોન ડેલને છુટો કરતાં લોર્ડ હેરીસન બેહદ ઉશ્કેરાયલી ઢપે પોકારી ઉઠયો.

"હા પપા ડીયર, હું તમારી કેલેરા છું. હું ખુશી છું

કે વખતસર આ જવાનની મદદે આવી !" કેલેરાએ છુટકારાનો દમ ખેંચી કહ્યું.

તેણીએ જોયું કે તેણીનો બાપ અકરાયલો ગભરાયલો અને પોતાની મકસદમાં હારેલો પોતાની બેઠક ઉપર ફસડાઇ પડયો હતો.

"મીસ હેરીસન, તમો બાનુએ વખતસર કીધેલા મારા બચાવ માટે હું તમારો જીંદગીભરનો હેસાનમંદ રહીશ. પણ યાદ રાખજો, ભલાં બાનું કે તમો લોર્ડ હેરીસન જેવા બાપનાં બેટી છો તે માટે હું સદા દર્દમંદ રહીશ. ખુદા તમારો નગેહબાન બનો."

જોન ડેલ વધુ બોલ્યો નહિ કે તે વધુ ઠોભીયો નહિ. તે કેલેરાને નમન કરી લોર્ડ હેરીસનનું મકાન છોડી ગયો.

કલેરા પોતાની નજરથી ગુમ થતા તે આકારને એકકી ટગરે પોતાના બાપના ઇતરાજીનો સહેજ પણ ખ્યાલ કીધા વીના મીનના પુતલાંની માફક જોતી ઉભીજ રહી. જયારે લોર્ડ હેરીસનની બે ઝનુની આંખો પોતાની નાની બેટીના ચહેરા ઉપર જળોની માફક ચીટકી રહી હતી.



## પ્રકરણ ૮ મું.



## મુફલેશ, મોહતાઝ, મીશકીન—પણ કેટલો મોટાં મનનો ! !

જે વેળાએ મુફલીશોને ધિકકારનાર લોર્ડ હેરીસનને જોન ડેલ પોતાની વાક ચાતુરીથી આજેઝ બનાવતો હતો, તે વેળાએ

ઓલ્ડ કેશલના એક બીજા લત્તા ઉપર તેની વડી દીકરી કેટ અને તેણીની કમ્પેનીયન કેનેટની હાલત ઉશકેરાયલાં ગરીબોના ટોળાંથી કેટલી બારીક થઇ પડી હતી તેનો ખ્યાલ લોર્ડ હેરીસનને કયાંથી હોય ? "બડા લાર્ડ સાહેબ"ની મોટરને જોતાંજ ટોળું ઉશકેરાઇ ગયું હતું, અને શોફરને ગાડી ઉભી રાખવાનો શુર પર ચઢેલાં લોકોએ હોકમ કીધો હતો.

શોફર ગભરાયો હતો. જુસ્સા અને ગુસ્સાથી તપી ગયલાં લોકોના હાથોમાં પથરાઓ તેમજ બામણુઓ હોવાથી તેણે ખાતરીથી માન્યું કે અગર જો તે હુલડાઇ બતાવશે, અને મોટરને આગળ અને આગળ વધવા દેશે તો તેને પોતાને અને અંદર બેઠેલી બે બાઇઓને મોટા જોખમમાં ઉતરવું પડશે. કેટના ગાડી ચાલુ રાખવાના મજબુત હોકમ છતાં મોટર થોભાવવા વિના તેણે બીજો ચારો જોયો નહિ હતો.

મોટર ઉભી રહેતાંજ ટોળુ મોટા પોકારો કરતું ગાડીની આસપાસ ફરી વળ્યું હતું. આ વખતે મીસ કેનેથની હાલત કેથરીનનાં કરતાં તદન જુદીજ હતી. તેણી જ્યારે ગભરાયલી હતી ત્યારે બહાદુર કેટે પોતાની હિમ્મત હારી હતી નહિ.

"મેડમ !" ટોળામાંનો એક કેટ આગળ ધસી આવી બોલ્યો, "તમારા પીતા ગરીબો તરફ જેટલા ઘાટકી છે, તેટલાંજ તમો પણ છો ! તમારાં ગરીબ કામદારોની વિધવાઓને મદદ કરવા માટે લોર્ડ હેરીસનના વડાં બેટી તરીકે તમો પર સંખ્યાબંધ અરજીઓ અમો તરફથી કરવામાં આવી છે. પણ અમારી કોશેશ ફાવી નથી !"

"તમો બાઇઓને સહેજ પણ હેરાન કરવાનો હમારો ઇરાદો નથી," ટોળામાંના બીજાએ કેટીને સમજાવીને કહયું,

"હમો તમો પાસે ફકત ઇનસાફ માગ્યે છીએ. ઓરત જાત સદા નરમ, અને દયાલુ જીગરની હોય છે. તેમનું દિલ, એકજ કાકલુદીથી મોમની મિશાલ પીગલી જાય છે, અને પોતાની દુ:ખી બેનપણીઓને જોઇ તેમનું જીગર જલી જાય છે. બોલો, બાનુ, તમો હમોને ઇનશાફ આપશો? તમારો એકજ બોલ હમો માટે પુરતો છે."

વળી એક ત્રીજો સખશ પોતાનો રસ્તો ખુલ્લો કરી ભવાં ચઢાવી બોલ્યો, "હવે અમો કામદારોમાં લોર્ડ હેરીસનનો વધુ જુલમાત ખમવાની શકતી રહી નથી. જેમ જીવ ઉપર આવેલી બિલાડી વટીક વાઘ ઉપર ધસી જાય છે તેવીજ હમારી હાલત છે! મેડમ–સાંભળી લેવો કે હમો પરિણામની કંઇ પણ દરકાર કરવા વગર એવું કરીશું કે તમારા પીતા તેમજ કોઇથી પણ નહિ ડરીશું."

ખુબસુરત કેટી જેણી ભવાનાં નેણ ગુસ્સાથી ચઢાવી કામદારોનું સઘલુ બોલવું સાંભલતી હતી તેણી તુફાન પર ચઢેલાં આ મોટાં ટોળાંનો સેહેજ પણ ડર કરવા વગર હવે તરડાઈ પડી—

"કંગાલ, રખડેલ માણુસો! તમુને એમ બજાજી કરતાં શરમ નથી લાગતી? શું તમોને મારા પીતા લોર્ડ હેરીસનનો પણ ડર નથી?"

"જરાબી નથી–મીસ! કેમકે તમારા પીતાને ખુદાનો ડર નથી!" તુર્ત એક જણે રોકડો જવાબ વાળ્યો.

"ચુપ! ખામોશ! સાંભળો તમે બધાં બે બદા-મનાં આદમીઓ! લોર્ડ હેરીસનને કે મને તમારી ધમકીની સેહેજ પણ દરકાર નથી! તમારી નજીસ લોકોની આવી હીચ-

કારી ગુંદઈના સમબે હું એક પણ બોલ વધુ સાંભળનાર નથી. ચાલો, બાજુ હટો ને મારી મોટરને રસ્તો આપો!"

મીસ કેનેથે જોયું કે ગુમાખી કેટીની આવી તાણાજાણીથી તે ટોળાં ઉપર સામી માઠી અસર થવા પામી હતી. જેઓએ એક નાજુક કોમળ અબલાની મરયાદાને ખાતર આટલો વખત સમજાવત ચાલુ રાખી હતી તેઓનો ચહેરો પણ ગુસ્સાથી ઉશ્કેરાયલો જણાયો. આથી તેણીએ આગમાં ઠંડુ પાણી નાખવાની જરૂર જોઈ.

"ભાઈઓ, તમે થોડાં દિવસ વધુ સબુરી રાખશો તો તમારાં માનીતા મેહરબાન જોન ડેલની મહેનતથી તમારૂં કામ પાર પડશે. તમારા એ સરદારે આજેજ લોર્ડ હેરીસનની મુલાકાત લીધીછ, અને મને આશા છે કે આ મુલાકાતનું પરિણામ સારૂંજ આવશે."

પણ મીસ કેનેથની સમજાવટથી સારી અસર તે ટોળાં ઉપર સહેજ પણ થઈ નહિ. અધુરામાં પુરૂં, શહેરમાં અહિ તહિ વિખેરાઇ ફરતાં લોકોના બેઅંદાજ વધુ ટોળાંઓ તે તરફ ખેંચાઇ આવ્યાં. લોર્ડ હેરીસનની વડી બેટીના છેલ્લા પાજી જવાબથી ટોળાંમાં એકદમ ખલભલાટ જાગ્યો હતો અને આખાં ટોળામાં ધુસ ધુસ ચાલી રહી હતી!

"તમો બેઉ બાનુંઓ મોટરમાંથી એકદમ નીચે ઉતરો," ટોળામાંના એકે ગુસ્સાથી તે બે અબલાઓને કહયું. "તમે તમારો જાન લઇ સલામત અહીંથી નીકલી જાઓ! ગરીબોના ગળાં ઉપર જુલમાટથી છરી ફેરવી મેલવેલી આવ મોટરનો જાન સલામત નથી!"

આ સખુનો બહાર પડતાંજ તે ટોળામાં મોટરને બાળી નાખવાની હિલચાલ ચાલી રહી. મામલો બીચકી જતો હતો એવું જોતાંજ મીસ કેનેથ ધાસ્તીની મારી તુરતજ ઉતરી પડી, અને પોતાની બાઇને ઉતરવાની વીનંતી કીધી; પણ ના–મગ-રૂર કેટી મોટરમાં પોતાની જગોને ચીટકી બેસીજ રહી. "પ્રીન્સ" પોતાની બાઇ કરતાં વધુ શ્યાનો હતો. બારીક સ્થીતી પામી ગયો હોય તેમ મોટરમાંથી તે કુદી પડયો. તુચ્છ કામદા-રોના હુકમોને શરણુ થવાની નામોશી કેટ ખમી શકી નહિ. પણ તેણીની આવી હઠ કયાં સુધી ચાલી શકે ? એક મજબુત બાંધાના કામદારે મોટરનો દરવાજો ઉઘાડી નાંખી તેણીનો હાથ એક જાતના ખવીસ ઝનુનથી પકડી તે સુંદરીને બાહાર ખેંચી કહાડી ! મીસ કેનેથે દોડી જઇ તેણીને પકડી લીધી ન હોત તો જરૂર આ મીઝાઝી મીસીબાબા જમીન ઉપર ઉંધે મસ્તક પડી હોત. એ વેળાએ કેટીએ ઘણું ઇચ્છયું કે તેણીનો ઝનુની કુતરો 'પ્રીન્સ' પોતાની બાઇને થયલા અપમાનનો બદલો તેણીને ખેંચી કાહાડનાર તરફ લે ! પણ તે શેહારૂં જનાવર સઘળો મામલો સમજી ગયું હોય તેમ પોતાની જગો ઉપર ઉભુંજ રહયું. કેટીના ગુસ્સાનો પાર રહયો નહિ.

છતાં આ સઘળું જોવાનું તે ઉશકેરાયલા લોકોને સહેજ પણ ભાણ હતું નહિ. બે ચાર જણાઓએ થોડુક પેટ્રોલ તે ૪૬ હઝાર રૂપીયાની "સેવન–સીટર" રોલ્સ રોઇસ ઉપર રેડી તેને સલગાવી મેલી ! જેમ જેમ મોટરનો આતશમાં ભક–ભક નાશ થતો ગયો તેમ તેમ કેટીના કમનાકાત ક્રોધનો 'સ્ટીમ' ઉપર ચઢતોજ ગયો ! પણ એ બધું તેણીનું "એરીસ્ટોક્રાટીક–ઉં" હમણા લાઇલાજ હતું ! પોલીસની મદદ મેળવવા મીસ કેનેથને

તેણીએ હોકમ કીધો, પણ કેટીને એકલી મુકી જવામાં તે દુર-અંદેશ 'કમ્પેન્યને' ડહાપણ જોયું નહિ.

પાંચ છ મીનીટમાં કીંમતી મોટરનો અંત આવ્યો! કેથેરીન એટલી બધી તો ઉશ્કેરાઇ ગઇ હતી કે જો તેણીની પાસે આ પળે એક રીવોલવર હોત તો જરૂર તેણીએ તેનો હિમ્મતથી ઉપયોગ કીધો હોત. ઘડીકમાં તે પોતાના પગો ગુસ્સાથી જમીન પર અફાળતી અને ઘડીકમાં તે પોતાના હાથ ઉપર હાથ દિવાના ઝનુનથી થોકતી હતી! વાંચનાર, આટલા બધા પોતાના પૈસા ટકાની માલેતોઝારી છતાં-પોતાની ઉંચે ઉપારેની આટલી બધી આરીસ્ટોક્રાટીક હેંકરાઇ ટેંહકરાઇ છતાં-ઉમરાવી ખાનદાનની પોતાની આટલી બધી ભેજામાં રાઇ ધરાવવા છતાં-આ પળે તે છોકરી સદંતરજ કમજોર કમતાકાત હતી! એ ખ્યાલે તેણી જાણે દીવાની જેવી થઇ ગઇ હતી! આપણે કહયું તેમ તેણીનું "આરીસ્ટોક્રાટીક ઉં!" હમણા સઘળું અવળું નીકળી ગયલું હતું!!

મીસ કેનેથની ધાસ્તીનો પાર હતો નહિ. વધુવાર ત્યાં ઉભાં રહેવામાં પણ તેણી જાનની સલામતી જોતી હતી નહિ, કેમ જે દરેક મીનીટે અભણ વર્ગનાં લોકોની ખફગી દેખાઇતી વધતી ચાલતી હતી! તે જગો છોડી જવાને તેણીએ પોતાની શેઠાણીને ઘણુંએ સમજાવ્યું, પણ તે ફટાંઉ છોકરી પોતાની જગો છોડી જઇ પોતાની ખાનદાની મગરૂરીને નિચે પાડવા માગતી હતી નહિ. તેટલાં-યા ખુદા!-

એક ખવીસ જેવા દેખાવના કામદારે કેથરીનની ગમ ધસી આવી તેણીની કાંડી વીક્રાળ જોરથી કકડાવીને પકડી! કેથરીને તેમજ મીસ કેનેથે બંનેએ હેબતાઇને ચીસ પાડી.-

તેજ પળે "ખબરદાર! એકદમ હટી જાઓ!!" એક જબરદસ્ત પુકાર અચબુચ ત્યાં ધમધમી રહયો! બીજીજ પળે સઉ કોઇ ડાએબાંએ થઇને ખસી ગયું. પેલા ઝનુની પુરૂશે કેટનો હાથ છોડી દીધો! પછી આખાં ટોળામાં શોર પોકાર થઇ રહયો કે "ખુદા જોન ડેલને સલામત રાખે! ખુદા જોન ડેલને ફ્તેહ ફીરોઝી બક્ષે!"

હા! તે કામદારોનો વગર તાજનો રાજા—તેઓનો મુરબ્બી—જોન ડેલજ હતો!

ડેલ અને કેટીની નજર એક થતાં તે મગરૂર છોકરીએ એવા તો કોઇ તુમાખથી પોતાનો સુંદર ચહેરો ફેરવી નાંખ્યો, કે જાણે તેણીની આજની નામોશીનો સબબ તેજ બહાદુર જવાન હોય! જોન ડેલે આ હીલચાલ તરફ સહેજ પણ દરકાર કરવા વિના આસપાસ જોયું. તેની નજર તેનેથી સહેજ દુર બળીને રાખ થઇ ગયલી મોટર તરફ દોડી.

આ વેળાએ ફરીથી જોન ડેલની જયના કાનના બહેર ફાડી નાખનારા પોકારો થઇ રહયા.

"ખામોશ!" પોતાના બંને હાથો ઉંચા કરી ડેલે તે ટોળાંને ચુપકીદી પકડવાનો પોકાર કીધો! "મુગાં રેહો—એકદમ! જ્યારે મારી નજર પેલી મોટર પર પડેછ ત્યારે તમારા બુમબરાડા મારા કાને મોતના પોકારો જેવા કઠોર લાગેછ! તમો વગર વીચારના લોકો! આ તમોએ શું કરીયું? બે નીરાધાર જવાન બાઇઓને મોટરમાંથી ખેંચી કાહડી તે ગાડીનો તમોએ નાશ કીધો? શરમ છે—લ્યાનત છે! હું કહું છું કે તમોએ ગાડીનો નહિ, પણ આપણી પવીત્ર લડતનો આપણી હોરમતનો, અને આપણી ઇજતનો, નાશ કીધો છે!

તમોએ મોટરને બાલી ભસ્મ કીધી નથી પણ મારાં જીગરને બાલી ભસ્મ કીધું છે! તવંગરોના ગરીબો તરફના જુલમાટ માટે તમોએ પવિત્ર જંગ માથે ઉઠાવી છે, પણ તવંગરો તરફ એવાજ જુલ્મી કામો કરવા તમો તકશીરવાર ઠર્યાં છો! તમારી બેકારીની બેકરારી હિમ્મતથી ઉપાડવાને બદલે તમોએ તેને એવો કાળો કલંક લગાડયો છે કે જે કદી પણ મિટનાર નથી. હું ફરીથી કહું છું કે તમો લોકોએ આવાં ફીટકારા પણાં માટે શરમાવું જોઇયે!"

આ વેળાએ ત્યાં અજબ જેવી શાંત ચુપકીદી પંથરાઇ રહી હતી. જોન ડેલના મહોડામાંથી એકે એક સખુન બહાર પડતા આખાં ટોળાંએ નીચી મુંડીએ અને કુમલાયલા ગભરાયલા ચહેરાએ સાંભલ્યા હતા. બીજીજ પળે તે માનવંત ગુમ્બીના કકડાવેલા ડોળા અને તેની આંગળીની એશારતને આધીન થઇ જમાવ થયલું તે જબરદસ્ત ટોળું વધુ એક પણ બોલ બોલવા વગર જાણે બીધેલાં સસલાઓના અદાથી જરા છેટે હટી ગયું!!

"મહેરબાન બાનુઓ," જોન ડેલે ગંભીર દલગીર ચહેરે તે બે જવાન નારો તરફ નમીને બોલ્યો, "આ અભણ કામદારોએ તમુને પોહોંચાડેલી હલાકી માટે હું બેહદ શરમીંદો છું અને હું તેઓ તરફથી તમો બાઇઓની માફી માગુ છું. ચાલો, હું તમોને 'હેરીસન પેલેસ'માં સલામત પુગાડી આઉં. તમો માટે એખલું જવું સલામત ભરીયું નથી."

"કદી નહિ!" કેથરીન ગુસ્સાથી પોકારી ઉઠી, "ગરીબોના ઉપકારમાં જવું એ શ્રિમંતોનો ધર્મ નથી. હું તમારા જેવા

ભીખારીઓની મદદ લેવા ચાહતીજ નથી. મને તમારી મદદની દરકારબી નથી."

પોતાની તેમજ પોતાના સરખાં ગરીબો તરફ તે મગરૂર છોકરીને આવો ખુલ્લો તીરસ્કાર અને તુચ્છકાર બતાવતાં જોઇ તે જવાન સખ્શનો સોહામણો ચહેરો એક પળ લાલ બની ગયો; પણ બીજીજ પળે તેણે પોતાના મન ઉપર મજબુત કાબુ મેળવી દીધો, ને ઘણાજ ઠસ્સાથી તેણી તરફ ફરીને બોલ્યો–

"યોર લેડીશીપ! શું તમો શ્રીમંતો ગરીબોને એટલા બધા ધીક્કારો છો, કે તેવો તરફથી મદદ વટીક લેવા કમકમો છો? ગરીબોના ઉપકારમાં જવું એ શ્રીમંતોનો ધર્મ નથી એમ તમો કહો છો, પણ તે વખતે તમો પોતે કેમ ભુલી જાવો છો કે એજ ગરીબોના આભાર હેઠલ તમો તવંગરો કચડાયલાં છેવો, એજ શીખ્યા વગરનાં ગરીબ કામદારોની ખડટલ મહેનતથી તમો તવંગર બન્યા છો. અફસોસ તે છતાં તમારો ક્રુર પીતાએ તેજ ગરીબ કામદારોના તેમજ તેઓના બચ્ચાંઓને કંગાલ્યતમાંથી રીબતા બચાવવાની દરકાર કરી નથી એ શું વાજબી કહેવાય?"

"શટ અપ!" કેટે પોતાનો નાજુક પગ બેહદ ગુસ્સાથી અફાલી ગુસ્સાથી પોકાર કર્યો. જોન ડેલ જેવા એક કંગાળ ભીખારીએ તેણીને ને તેના ઉમરાવ પીતાને આવું હડહડતું અપમાન કરવાની પહેલવહેલી હીમત કીધી તે છતાં તે આટલો વખત કેમ ખામોશ રહી શકી તેની તેણીને સમજ પડી નહિ. તેના હેન્ડસમ ચહેરાથી તે પહેલેથીજ તેની તરફ અજબ જેવી રીતે ખેંચાઇ હતી, પણ તેને પોતાના બાપના કટ્ટા

દુશ્મન પીતુરી જોન ડેલ તરીકે પીછાન્યા પછી એક પળ-વારબી તેની તરફ ખેંચાવા માટે તે પોતાપર બેહદ ખીજવાઇ.

જોન ડેલ હવે જરા વધુ તેણીની નજદીક આવ્યો—

"તમારી હમણાની ઉશ્કેરાયલી લાગણી હું સમજી શકું છું—પણ, તમો લેડીશીપને હું ભલામણ કરૂંછ કે જલદી અહીંથી—"

"ખામોશ, ઓ બેઅદબ! તારી તુચ્છ ઝબાં એકદમ બંધ કર! આ બધું તું કોણને બોલવાની હીમત કરેછ?" તું કોણ કંગાલ માણસ છે?"

"મેડમ—હું જોન ડેલ પોતે છું!"

"હા, તે તુજ કમીનો છે, કે જે ગરીબોનો કેહેવાતો મ્હોડાં પરનો ખોટો દોસ્ત છે, મગર બાતેનમાં ગરીબોને લુટી તેવોનો ખરો નાશ કરનાર દગાખોર લુટારો તુંજ છે! તેઓનાં અભણ ભેજાંને તારા પીતુરી ભાષણથી ભમાવી અશાંતી બધે ફેલાવીને મારાં પીતાની સામે તે ગરીબ લોકોને ઉકલાવી હુલડ રમખાણ કરાવનારબી તુંજ મુજી ચંડાલ છે. મારા વ્હાલા પીતાને આવી રીતે હેરાન કરવાં માટે હું તુને તેમજ તારા સર્વે ગરીબ સાથી-ઓને ખરા જીગરથી ધીકકારૂંછ—એટલુજ નહિ, પણ હમણાબી આય મીનીટે તારાં જેવાં રેચ્ચેડ રઝીયનોની મદદને ઠોકરે મારૂંછ!"

એટલા તો ગુસ્સા સહીત પોતાનાં નાજુક પગ થોકીને તેણી આટલું બોલી ગઇ કે જોન ડેલથી ગંભીરપણું છોડી સેહજ હસવા વગર રહેવાયું નહિ. જોનને હસતાં જોઇ તે છોકરી વધારે ગુસ્સે થઇ.

મીસ કેનેથ તરફ ફરી તેણી મીજાસમાં બોલી. "જલદી ઘરે ચાલો."

જોન ડેલ હવે ઘણુંજ શાંત ચહેરે તેણીની અડોઅડ આવ્યો અને નરમાશ ભર્યા ધીમા સાદે બોલ્યો.

"મીસ હેરીસન, હું ખરેજ દીલગીર છું. મારેથી કાંઇ બહુ બેઅદબી થઇ હોય તો હું દરગુજર ચાહું છ. તમો ધારો છ તેમ હું જરાબી તમારા પીતાનો કે તમારો દુશમન નથી, પણ આ ગરીબોને રીબવા નહી જોઇ શકવાથી મેં તમો બાનુ આગળ ફરીયાદ કીધી. મીસ હેરીસન; હું આશા રાખું છ કે તમો લેડીશીપ હવેથી રહેમી બનો! તમારા પીતાને સમજાવીને તેવોને કંગાલ્યતમાંથી રીબતા બચાવશો."

ડેલ આ પ્રમાણે બોલતો હતો તેટલાં તેને કાને કાંઇક અવાજો આવ્યા. તેને આસપાસ નજર ફેંકી અને જોયું તો થોડે થોડે તફાવતે ઉશ્કેરાયલાં લોકો ટોળાં થઇ પોત પોતામાં પાછી ચોકકસ ઘુસ ઘુસ કરતાં હતા. તે કેટ ગમી જોઇ નરમીથી બોલ્યો.

"યંગ લેડી! ખુદા ખાતર અહીંથી હવે જલદી ચાલો! અહીં વધુ રહેવામાં ધાસ્તી છે. જુઠી તમારી હઠ ને મગરૂરી છોડો! એકલાં જવામાં હું કહું છું કે તમારા જાનની સલામતી નથી. તમો મારી સાથે આવવા ન ચાહતાં હોવ તો તમારી પાછળ દુરથી પણ તમારા પાસબાન તરીકે ચાલવાની મને રજા આપો!"

"કદી નહિ!" કેટીએ જુસ્સાથી પુકાર કર્યો—પણ ઓ!—

તેણી વધુ આગળ બોલી શકે તે અગાઉ એકાએક જોન ડેલે તેણીનો નાજુક હાથ પોતાની જોરાવર કાંડીમાં પકડી લીધો—

અને કકડાવીને તે પકડી રાખી પોતાના બે મોટા ડોળાઓ ઉંઘાડીને તેણીની ગમ કાંઇ અજબ દ્રઢતાથી જોયું.

"એક્ષક્યુઝ મી–મીસ હેરીસન! પણ તમુને આય વખત મને તાબે રહેવુંજ પડશે," તે થોડા ધીમા અવાજે બોલ્યો, "અહીં હું ઉભો રહીને તમો બે બાનુઓને આય બીન જોખમદાર લોકોથી હલાક થતાં જોઇ શકનાર નથી. પ્લીઝ ચાલો!"

તે અવાજમાં અજબ ગીડાસ અજબ નરમાશ, પણ અજબ મકકમપણું હતું! એક પળ કેટની આંખ્યો ડેલનાં જોરેમંદ હીપનોટાક આંખ્યો સાથ મળી. કાંઇ નહીં સમજ પડે તેવો વિજળીક પ્રવાહ તે યાદગાર અડધી મીનીટ દરમ્યાન તેણીના તનબદન માંહે ફરી વળ્યો. એ શું હતું તે તેણી સમજી શકી નહીં. ડેલના અદ્દભુત બે ડોળાઓમાં જોતાંજ તેણીની આંખ્યો નમી ગઇ. જાણે જોને તેણીને કાંઇ જાદુ કીધું હોય તેમ તે મગરૂર મીજાજી છોકરી ઓચીંતી એક તાબેદાર બકરાં મીસાલ નીચી નજરે પોતાની મરજી ઉપરાંત કાંઇ અજબ લાગણીને આધીન થઇ ગઇ! જોને તેણીનો હાથ પકડીજ રાખ્યો હતો. મુગે મોહડે તેણીએ ચાલવા માંડયું. મીસ કેનેથે પણ તેણીનો દાખલો લીધો.

પોતાના માનવંત મુરબ્બીનો હાથ પકડીને ચાલતી આ આરીસ્ટેક્રાટીક અબળા ગમ ગુપચુપ લોકોએ જોયાજ કરયું! જોન ડેલની પાસબાની તળે તેણી જાણે આખી રેજીમેન્ટની પનાહ હેઠળ સલામત હોય એમ તેણીને અંદરખાનેથી લાગયું! આખો રસ્તો કેથરીને એક પણ બોલ બોલવા વિના પસાર કીધો. તેણીની મમે તેવીગા ના મરજી છતાં તેણીની છાતીમાં ઠકક–ઠકક જાણે લોખંડી હથોડા વાગ્યા કીધા!

"હેરીસન પેલેસ" ના કમ્પાઉન્ડના દરવાજામાં તે બંને ઓરતોને દાખલ કરી, જોન ડેલે તેણીનો હાથ છોડી દીધો— અને પછી બહુજ ઇઝતથી "બાઉ" કર્યું. અલબતાં કેટીએ તો તે જવાનને ઉપકારનો સખુન કહેવાની લાયકી વટીક બતાવી નહિ. પણ મીસ કેનેથે તેનો ઉપકાર માનવા વિના કમ્પાઉન્ડમાં દાખલ થઇ નહિ.

"થેંકયુ સો મચ, મી૦ ડેલ ! ગોડ બ્લેસ યુ ફોર યોર હેલ્પ !" તેણી ગળગળતે સાદે બોલી.

એક મીનીટ વધુ થોભવા વગર જોન ડેલ ત્યાંથી ચાલતો થયો.

લોર્ડ હેરીસનની વડી બેટીની ખુબસુરતીથી જેટલો જોન અજબ થયો હતો તેટલોજ તેણીની મગરૂરીથી નારાજ થયો હતો. ખરેખર તેને લાગ્યું કે તે ઓરત સહેજ પણ દયા અને નમનતાઇના સણગાર વીનાની એક એવી ખુબસુરતી હતી કે જેની દુન્યાભરમાં જોડીજ નહિ હતી. એજ પળે તેણીની નાની બહેન કેલેરાની સલુકાઇ અને ભલાઇ તેની નજર સામે આવી ઉભી ! ગરીઓ તરફનો વડી બહેનનો ધીકકાર અને નાની બહેનનો પ્યાર—આ બે ઉલટાં સુલટી ચીત્રોથી તેની દલગીરી ને ખુશીનો પાર રહયો નહિ. તોપણ તેને લાગ્યું કે લોર્ડ હેરીસનની નાની મીલનસાર બેટીએ નહિ પણ વડી મગરૂર બેટીએ તેના મગજ ઉપર એક એવો કાબુ મેળવ્યો હતો, કે જેનો અર્થ તે પોતે સમજી શકતો નહિ હતો !

સંભાલ જોન ! તારી સરજત તુને કયાં લઇ જાયછે તે તુને થોડીજ ખબર છે !



# પ્રકરણ ૯ મું.

—-:o:—-

## કાંદા ખાઇને મ્હોડું સુંઘાડવા કોણુએ જવું ?

તે એક દુઃખી અબલા હતી જે દુઃખના ડચકાં સહીત નવધાર આંસુઓ રેડતી હતી. તેણીના પગ આગળ એક કાગળ પડેલું હતું. જે તેણીએ વાંચવા પછી ભોંય ઉપર બેહદ ગુસ્સાથી પટક્યું હતું, અને દુઃખથી દિવાની જેવી તે કમનસીબ ખુબસુરત હીલડા કાઉન્ટેસ બરનાડ પોતાના ભપકાદાર આલીશાન મહેલમાં એક કીમતી સોફાપર ફસડાઇ પડી બાલકની માફક ધોધમાર આંસુઓ ખેરવતી હતી.

કાઉન્ટેસ બરનાડ કોઇનુબી ધ્યાન ખેંચે તેવી એક રૂપાળી નાઝનીન હતી, તેણીએ તદન સાદો શુદ્ધ સફેદ સાતીનનો પોશાક સજ્યો હતો. તેણીનો ગોરો ચહેરો તેણીને લાગેલા ગમના જખમથી બિલકુલ ફિકો અને ઉદાસ હતો. તે છતાં પણ તે મુખડો ખુબસુરત લાગતો હતો.

આ દીલજીત પણ દુઃખી કાઉન્ટેસ હીલડા બરનાડ મીο દર્સ્ત નામના એક મુફલેસ કામદારની એક પુરી બેટી હતી. તેણીનો બાપ " કવીન કેટ " ની બેદરકારીથી થયલા મોટરના પ્રાણુઘાતક અકસમાતનો ભોગ થઇ મરણ પામ્યો હતો.

તે પિતા પોતાની બેટીને ઉમરાવની ધણીયાણી થયલી જોવા ઇચ્છતો હતો નહિ. તેની મરજી આબરૂદાર પણ ગરીબના ઘરે તેણીને ઠેકાણે પાડવાની હતી. તે પોતાની બેન મેરીના દીકરા વીલી ગ્રે સાથે તેણીને પરણાવા માગતો હતો. વીલી જો કે ગરીબ હતો, પણ તે ભવિષ્યની સારી ઉમેદ આપનારો ચંચલ

જવાન હતો. પરીણામ એ આવ્યું કે હિલડાને વીલી ગ્રે સાથે અદરાવવામાં આવી, અને આવી રીતે બાપની મરજી આખરે ફાવી.

હીલડા જેટલી ભોળી તેટલીજ ઉછાછળી હતી. તે ભપકાદાર પોશાકો, જર ઝવેરાત, દોલત, દોર, અને દમામ ઉપર અસલથીજ દિવાની બની ગઇ હતી. એ સઘળુ મેલવવાને તેણીના બાપીકા ગરીબ મકાનમાં તેણીનો જીવ તલપાપડ થઇ રહયો હતો. પોતાની સાદી જીંદગીથી તેણી તદન કંટાલી ગઇ હતી. તેણીના મનથી જીંદગીનું દુન્યાભરનું સુખ ફકત દોલત અને ભપકાદાર પોશાકમાંજ સમાયલું હતુ. એ તકદીલી સુખ વગર તે પોતાની જીંદગી કાંટા અને કવચની બનેલી સમજતી હતી. તે મગરૂર 'કવીન કેટ' ને કીંમતી ફાંકડા પોશાકમાં સજ થઇ ફરતી જોવામાં બહુજ ઉલટ લેતી તથા બહુજ મુઝાતી, અને પોતાના મન સાથ બોલતી કે "ઓ ખુદા! હું બી કાં નહિ એક દોલતમંદ બાપને ત્યાં અવતરી? કે હું પણ 'કવીન કેટ' બનતે!" પણ હીલડાને કયાં ખબર હતી કે આ પોતાની એકજ ભુલથી તેણીની સરજત કેવી ઉંધી વળનાર હતી?

પોતાની માતાને માત્ર ખુશી રાખવા ખાતર વીલી તેણીને પરણનાર હતો, તે હીલડા સારી પેઠે સમજી ચુકી હતી. તેનો તેણીને ભારે ફફડાતો હતો, એવા વખતે ન ધારેલો એક બનાવ ફુટી નિકલ્યો. આપણે જોયું તેમ તેણીનો બાપ કેટના હાથે મોટરના અકસમાતનો ભોગ થઇ મરણ પામ્યો. આ દુ:ખદાયક બનાવે હીલડાની જીંદગીનો સફો ફેરવી નાંખ્યો. બાપના મરણથી આવી પડેલી મુફલસી અને ભુખમરા સામે તેણી ટકી શકી નહીં. અધુરામાં પુરૂ તેણીની માતા ન

ધારેલી આ આફતથી બિમારીના બિછાણે પડી, જેથી ઘર ચલાવવાનો સઘલો બોજો નાની હીલડાને માથે આવી પડયો, જે તેણી ઉપાડી શકી નહિ. તે એટલી હદ સુધી કે ગરીબાઇના જાલેમ ડંખથી દુર થવાને કોઇપણ ભોગે તેણી તઇયાર બની. અંતે લાચારીથી તે મા દીકરીએ લોર્ડ હેરીસન પાસે મદદ માગી. તે જુલમગાર લોર્ડે ખોટી દમડીબી આપવા સાફ ના પાડી. તેજ વેલા એક બીજો કમનસીબ સંજોગ તેણીની જીંદગીમાં ન ધારેલો ઉભો થયો.

એક બહુજ અભાગ્યાં ચોઘડીએ હીલડાને કાઉન્ટ બરનાડ નામના એક લુચ્ચા ઇસ્કી લટખટ જવાન પુરૂષ સાથે દોસ્તી પડી. પોતાની બિમાર માતાને મકાનમાં એકલી છોડી આ ચશમચોર ચંડાલની સાથે અનેક મોજમજાહ અને અયશ આરામમાં કલાકો હીલડાએ પસાર કરવા માંડયા. અને તેની દોલત સંબંધી મોટી મોટી વાતોથી આ ભાણુભુલી છોકરી હર્ષ-ઘેલી બની ગઇ ! અફસોસ !

નાસા ગોશાની આવી મુલાકાતોથી દીવસો અને મહીનાઓ કયાં અને કેમ પસાર થઇ ગયા તે બેવકુફ પણ ભોલી છોકરી સમજી શકી નહીં. કાઉન્ટ સાથની તેણીંની દોસ્તીના સબબે તેણી આગળ કરતાં વધુ ભપકામાં ફરતી. તેણીને સારી રકમ તેની તરફથી મળતી, અને જ્યારે પણ તેણીની માતા તેણીને એ માટે સવાલ કરતી ત્યારે હીલડા તેણીને ઉડાવતી. એ દરમ્યાન કાઉન્ટે તેણીંના કાનોમાં ઝેહેર રેડવાનું ચાલુ રાખ્યું. પરિણામ એ આવ્યું કે રૂપવંતી પણ હીણુભાગ્ય હીલડા પોતાની બિમાર માતાને દયાહિન બની તજી ગઇ, અને કાઉન્ટને આસરે ન્હાસી ગઇ ! નીરદોશ, બેસમજ,

બીન અનુભવી છોકરીઓને પોતાના ઝેરી ફંદમાં ફસાવનારા દયાહીણ મુજી કારગાઓનો-અરે અફસોસ-આ પાપી જગતમાં કાંઇ તોટો નથી !

હીલડા લંડનમાં એકાંત રસ્તા ઉપર આવેલાં એક શોભાયમાન મકાનમાં ઠરીઠામ થઇ. તકલીદી મોજમજાહ અને તકલીદી એશઆરામ માટેનો તેણીનો સ્વપ્નો અંતે ખરો પડયો હતો. શરૂઆતમાં આ સઘળું તેણીને ઘણું પ્યારૂં લાગ્યું, અને હીલડાએ પોતાને હવે નવીજ દુનિયામાં જોઇ. મોટે ખાંચરેના મેલાવડાઓ અને જલસાઓમાં તેણી હવે બેધડક જાહેર રીતે જવા લાગી. પણ કાઉન્ટની મરજીથી તે એખલીજ જતી. તેણીની સાથની પોતાની "દોસ્તી" તે નાપેકાર કાઉન્ટ જાહેરમાં લાવવા માગતો હતો નહિ! પણ પોતાની મોહક ખુબસુરતીથી હીલડા ઘણાઓનું ધ્યાન પોતા તરફ ખેંચી શકતી હતી તે દુરથી દેખીને આ બુરો બદમાશ મનમાં કાંઇ ઓર મોજ લેતો હતો.

વખત વહેતો ગયો. પૈસાથી મળતી ચાઇ-ચાઇઓ માટે તેણીનો જોશ ઠંડો થતો ગયો. તેણીએ પોતાની બેહદ દલગીરી વચ્ચે હવેજ જોવા માંડયું કે કાઉન્ટ બરનાડ તેણી ઉપર ધુમ પૈસા રેડવા છતાં લગન માટે તેણીને ઉડાવતો હતો! હકદાર ધણીયાણી બનવા વગર તે તવંગર કાઉન્ટ સાથે આમ છડેચોક જીંદગી ગુજારવાના અખતરાથી હવે તેણી કંટાળી ગઇ. તેણીનું દિલ વખતના વહેવા સાથે ડંખવા લાગ્યું. જે પરડો તેણીની આંખ ઉપર કાઉન્ટે કાનોમાં રેડેલા ઝહેરથી ફરી વળ્યો હતો તે હવે એકાએક ઉડી ગયો. તેણીની બિમાર માતા તેણીને હઇડે અહડી આવી. પાપી દોલતથી મલતુ તુચ્છ એશઆરામ

(જે તેણીના બાપીકા મકાનમાં એક સ્વપ્ના સરીખુ થઇ પડયુ હતું) તે હવે અકારૂ થઇ પડયું. આથી તેણીએ હવે બેવડા જોશથી કાઉન્ટ બરનાડનો પીછો તેણીને હકદાર ધણીયાની બનાવવા માટે પકડયો. તેણીએ બેહદ અજાયબી અને ખુશાલી વચ્ચે જોયું કે મહિનાઓની ઢીલ પછી તે ઉમરાવ અંતે તેણીની મરજીને શરણ થયો.

જો કે તે આ પછી હીલડા કાયદાસર રીતે કાઉન્ટેસ બરનાડ બની હતી ખરી. પણ જાહેરમાં તે પોતાનો આ પ્યારો હક રજુ કરતાં કાઉન્ટની ખાસ મરજીથી હજુ સુધી બાકાત રેહેવા પામી હતી! આ દુઃખ તેણીને માટે અસહય થઇ પડયું. તેણીએ અનેકવાર કાઉન્ટને કાકલુદી કીધી કે તેણીના હકદાર લગન તે જાહેરમાં મુકે; પણ તેની સેહેજ પણ અસર કાઉન્ટ બરનાડ પર થવા પામી હતી નહિ.

આ તુટેલાં તકદીરની ઓરતે વખતના વેહેવા સાથે જીગર ચીરી નાખનારાં દુઃખ વચ્ચે જોયું કે કાઉન્ટ બરનાડ પોતાના ખરા રૂપ–રંગમાં તેણીની નજર સામે ખુલ્લો થતો ચાલ્યો. તે દિવસો સુધી મકાનની બાહાર રેહેતો, અને તેણીને ઝાંખીને જોતો પણ નહિ હતો! જયારે તે પાછો ફરતો, ત્યારે તેની હાલત એક ખુની ખવીસથી સેહેજ પણ ઉતરતી દેખાતી નહિ હતી. જયારે હીલડા તેને તાણાજાણુંના તીરોથી વિંધી નાખવાની હિમ્મત બતાવતી ત્યારે તે પોતાનો પાજી પાપી સ્વભાવ બતાવતો, અને તેણીના નાજુક તનપર હાથ–બલકે લાકડી–પણ ઉચકતો.

"ઓ ખુદા! મારી બિમાર માતા અને મારા અદરાયલા નેક ખાવિંદને તજી આવવાની આ પાપની સજા હોય તો

મારા પર રેહેમ કર." ઉધાં કીસ્મતની હીલડા આવી રીતે પરતાતી અને દુઃખના આંસુઓ રેડતી, પણ કાઉન્ટ બરનાડને સહેજ પણ દયા હતી નહિ.

આ પ્રકરણની શરૂઆતમાં એજ હીલડાના પગ આગળ પડેલું કાગળ આપણે જોઇ ગયા છીએ. એ તેજ કમબખ્ત કાગળ હતું જે વાચવાંથી તેણીએ જોયું હતું કે તેણીની કમબખ્તીનો પ્યાલો છલાછલ ભરાઇ ચુકયો હતો. થોડીક પળો તેણીએ રડીને પોતાનું દીલ ખુલ્લું કીધું. પછી ઓચીંતો એક વિચાર મગજમાં ધસી આવ્યો હોય તેમ કાંઇ મજબુત ઠરાવ સાથે પોતાની જગ્યાએથી તેણી ઉઠી, અને કાઉન્ટ બરનાડના ઓરડામાં દિવાનીની પેઠે ધસી ગઇ. કાઉન્ટ બરનાડ દિવસોની ગેરહાજરી પછી તુરતનોજ મકાનમાં પાછો ફરી પોતાનાં ખાનગી ઓરડામાં પિંજરામાં કેદ પડેલા વાઘની માફક અહિંથી તહિ ફેરા ખાતો હતો.

"કોણ ! મારી વ્હાલી હીલડા !" હીલડાને ગુસ્સાભેર જોતાંજ કસરવેજ કાઉન્ટે કાંઇ જુઠ્ઠો હસતો ચેહેરો કરવાની કોશેશ કરતાં કહયું.

"હા, હું હીલડા છું ! કમનશીબ કમબખત હીલડા છું ! હું પુછુંછ કે તું હવે શું કહેવા માગેછ ? એક નીચ નાલેસી ભરીયો કાગલ તારા જેવા એક બદમાશ દોસ્ત ઉપર લખી તું શું મને જીવતી મારવા માગેછ?"

"કાગળ !" બદમાશ કાઉન્ટ અજાયબીથી પોકારી ઉઠયો, "હું એવા કોઈ પણ કાગલની વાત જાણુતો નથી. શાનું કાગળ ? હીલડા, તું દિવાની બનીછ ?"

"હા, એકવાર હું તારી પર દિવાની બની હતી, પણ

આ પ્રકરણની શરૂઆતમાં એજ હીલડાના પગ આગળ પડેલુ કાગળ આપણે જોઇ ગયા છીએ. એ તેજ કમબખ્ત કાગળ હતું જે વાચવાંથી તેણીએ જોયું હતું કે તેણીની કમબખ્તીનો પ્યાલો છલાછલ ભરાઇ ચુકયો હતો.

(જુવો સફો ૯૬ મો)

આજે હું શિયાની બનીછ. એ ખવિસ ખાવીંદ જો, આ જો, એ તારી આંખ ફાડીને જો! ન ધારેલું મારે હાથ લાગેલું આ તે કાગળ છે કે જેથી હું પાગલ બનીછ, દિવાની બનીછ." હીલડાએ પોતાના હાથમાં તે કાગળ મજબુત પકડી તેની આંખ આગળ બેહદ ગુસ્સાથી ધરયું અને ચીચવાઇ પડી,

લુચ્ચો બરનાડ તુરત પામી ગયો, અને તેણે ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો.

"કહે મને! આ કાગલનાં પેટામાં સમાયલી ખબરમાં સહેજબી સચ્ચાઇ નથી એમ કહે! તારી રગોમાં મારે માટે સેહેજબી બેવફાઇ નથી એમ કહે! ઓ હું મુઇ–હું મુઇ!!" હીલડાં રડમસ ચેહેરે પોતાના ખાવિંદના પગ આગળ ધપ કરતી કે ફસડાઇ બેઠી અને દયાજનક રીતે ડચકાં ખાવા લાગી.



## પ્રકરણ ૧૦ મું.



### "એવી સોબત પર થુ!! એવી મોહબત પર થુ!!!"

થોડીક પળો શાંત પસાર થઇ. કાઉન્ટ સોફા ઉપર ઢગલો પુંજો થઇને પછડાઇજ પડયો. પોતાના જે નીચ નજીસ ભેદને તે દુર લઇ જવા માગતો હતો, તે ભેદનો પરપોટો હીલડાની આંખ્યો આગળ ફુટી જવાથી તે બદમાશ પેહેલાં તો ઘણો ગભરાયો; પણ બીજીજ પળે જાણે પોતે કશુજ કીધુ નહિ હોય તેમ ઠાવકું મોહડુ કરી હીલડાની દયા ખાતો બોલ્યોઃ–

"હીલડા–માઇ લવ! ખરેખર તું નસીબની લીલી છે!

એક વખત તું મુફલેસ હીલડા હતી, ભુખથી ટવળતી હતી, ગરીબાઇના હાયસોસારામાં સબડતી હતી; આજે તું પૈસા ટકા સાથ મારા આશરા હેઠલ ચમન કરેછ! તે છતાં વધતી દુઃખી બનવાની તું ફરીયાદ કરેછ! વેલ–તારા આવા ધખારા માટે હું તારા કરતાં ઓછો દલગીર નથી. મારૂં આય છુપું કાગળ તારા હાથમાં આવ્યું તેબી એક રીતે ઠીકજ થયું છ! હીલડા, પુઅર કમબખત હીલડા, સાંભળ અને ધુજ–કે આ કાગળમાં લખાયલી લીટીઓ સચાઇ ભરીજ છે! આપણાં લગન એક ખોટો ઢોંગ હતો એ વાત ખરીજ છે!"

"ઓ ખુદા, ત્યારે તો મારો નાશ થયો!" એટલું બોલી હીણભાગ્ય હીલડા જ્યાં તેણીનો ઢોંગી ખાવિંદ બેઠેલો હતો તે તરફ ધસી ગઇ, અને જુસ્સાથી પોકારી ઉઠી.

"ઓ બેરેહેમ ઇનશાન! સાધુના રૂપમાં સંતાયલા શયતાન! કહે મને કે મારા જેવી એક નિરદોશ છોકરીને તારા હવશી ફંદમાં લેવાનો શો સબબ?"

"સબબ? સબબ તારી મીઠી સુરત! તારી અનહદ ખુબસુરતીની જાલમાં હું ફસ્યો, .હીલડા–પણ પાછલથી મેં મારી ભુલ જોઇ. હું પસ્તાયો. એક પળના દિવાનાપણામાં હું તારી મોહક બ્યુટી પર લોભાયો. તું મારી દોલતથી એક પતંગ્યાં મીશાલ મારી તરફ ખેંચાઇ. મારો ખ્યાલ તારી સાથે લગનથી જોડાવાનો પહેલેથીજ બીલકુલ હતોજ નહિ. પણ તારી જીદ પુરી પાડવાને મેં જુઠાં નામ તળે જુઠાં લગનનો ઢોંગ કીધો, અને હું કબુલ કરૂં છ કે મેં તુને દગો દીધો. તારા જેવી એક ગરીબ માબાપની બેટીને મારી પરણેતર બનાઉ, એવો હું ભોલો હતો નહિ! મારી દોલત પર તારો જાન હતો, હું

તારા રંગરૂપ ઉપર કુરબાન હતો; જેથી મેં જાણ્યું કે તું મારી મરજીને તાબે થશે, અને પરણેલી જીંદગીની જુસરી વગર—"

"બસ!! ચુપ-ચુપ! તારૂ જીગર છે કે પથ્થર! ઓ તું એવો દીવાનો ખ્યાલ કરીજ કેમ શકયો? હા—હું ગરીબ હતી, કીસમતની ફુટેલી હતી, પણ તારી પાપી મરજીને સરણ થવા જેવી શહેતાનની શરીક નહિ હતી. હું દોલતની ભુખી હતી, મોજ મજાહ અને એશઆરામની પ્યાસી હતી—પણ ઓ, બદમાશ, હું તારા જેવી હું હવશી નહિ હતી. બોલ હવે તું શું કરવા માગેછ?"

"પ્યારી હીલડા, જરા સાંભળ—હું—"

"પ્યારી? ઓ ઠગારા દગલબાજ! મને 'પ્યારી' ના નામથી બોલાવવાનો તુને સહેજબી હક નથી. મને 'પ્યારી' પોકારતાં શું તારૂં દિલ ડંખતું નથી? તારૂ નાકદર જીગર બળી જળીને રાખ થતું નથી? ઓ નાકદર માણસ! તું મને પ્યારીનો ઇલકાબ આપવાજ માંગતો હોય તો હજીબી તું મને તારી હકદાર ધણીયાણી બનાવ!"

"હું તને મારી હકદાર ધણીયાણી બનાઉં! એક નહિ જણાયલા મુફલીશ માણસની છોકરીને મારી કાઉન્ટેસ બનાઉં? અને અમીર ઉમરાઓની હશીમાં આઉં? નહિ, નહિ, હીલડા તારો આય વિચાર માત્ર સ્વપ્નોજ છે! તારો આય ખ્યાલ દિવાનો છે. સાંભળ! અગર જો તું મારી સાથે દોસ્તી ચાલુ રાખવા માંગતી હોય તો મારૂં આય આલીશાન મકાન અને હડીસો પાઉન્ડનો માસીક મુસારો તું કબુલ કર! ખબરદાર, ઇનકાર કરવાની ના ભુલ કર. હું તને કદી પણ ભુલી જવશ

નહિ. હું વખતો વખત તારી મુલાકાત લેવશ. કેમ કબુલ છે ?"

કાઉન્ટના મોહોડામાંથી આ સખુનો બહાર પડતાંજ હીલડાં હતી તે કરતા વધુ ઉશ્કેરાઇ ગઇ. છેડાયલી વાઘનની માફક ઝનુન પર ચઢી તેણી ગુસ્સાથી બુમ પાડી ઉઠીઃ—

"હિચકારા હેવાન ! તું શું મને એટલી બધી નિતીમાં ઉતરતી સમજેછ કે તારૂ પાપી અંતકરણ વાંચવા પછી હું તારી સાથની શરમભરી દોસ્તી એક પળવાર પણ ચાલુ રાખશ ! નહિ, નહિ, ખુદા તારી લ્યાનતભરી સંગતથી હવે મને બચાવે !"

"ત્યારે તો, દિવાની, તું ભુખે મરશે ! સમજ, ઓ બેસમજ, કે ત્યારે તો મારા આલીશાન મકાન, અને દરે મહિનાની હડીસો પાઉન્ડની આવકને તારે છેલ્લી સલામ કરવી પડશે."

"અરે ધુટ ! તારી દોલત પર આગ પડજો ! તારા મકાન પર ધગધગતો અંગાર પડજો ! તું કાંટા અને કવચના બિછાના ઉપર રીબી રીબીને મરજો ! તું શું એમ ધારેછ, ઓ દોજખી દેવ, કે મને તારી ખોટી બદામની પણ દરકાર છે ? નહિ નહિ મારો પાલનહાર તે પરવરદેગાર છે. ઓ બેશરમ. લ્યાનતી કુતરા ! તું શું એમ ધારેછ કે મને તારાં આય પલીદી મકાનની પરવા છે ? નહિ નહિ મારો આશરો તે ખુદાની દરગાહ છે, જયાં મારી આંખોથી લોહીના આંસુઓ રેડી ખરા જીગરથી પ્રશ્ચાતાપ કરી, મારા બારેહકતાલા બાપ પાસે મારા પાપની તોબેસ કરીશ. સાંભળ, ઓ ખવિસ ખુની ! મારી કબરમાંથી પણ હું તારાં હાડેહાડ ધુજાવીશ ! સારી જેહાનને મારી ફરીયાદથી ગજાવીશ કે તું ઇનશાનના રૂપમાં એક હઇયાં ફુટો

હેવાન છે, જેની રગોમાં મનશાનીયતની સેહજગી નિશાણુ નથી, દયાના એક કટરાનું સેહજ પણ નામ નથી."

કાઉન્ટ બરનાડે નાનકડી હીલડાને આટલી હદસુધી જુસ્સામાં આવીને હઠીલી બનતાં જોવાનો કદી સ્વપ્ને પણ વકી રાખી હતી નહિ. તે તો એમજ સમજતો હતો કે તેના દબદગાભર્યાં મકાન, અને માસીક હડીસો પાઉન્ડની આવક–લાલચથી તેની ગમે તેવી નીચ મરજીને તે આશાયાળી છોકરી પોતાના મરણ સુધી શરણ થવા વગર રહેશે નહિ. પણ જ્યારે તેને તેણીને છેલ્લે પાટલે બેઠેલી જોઇ ત્યારે તેણીને વધુ ઝનુની બનાવવાનો તેનુ દીલ ચાલ્યું નહિ. તે ઠંડો પડી ગયો.

"પ્યારી હીલડા, તારા દુઃખથી હું ખરેખર બેકરાર છું. પણ અફસોસ કે હું લાચાર છું! હવે મારી આંખ્યો ઉઘડી ગઇછ, અને હું સમજી ચુકયોછ કે મારો ખરો પ્યાર તારી ઉપર નહિ પણ મારી સરોબરી પંકતીની એક અતી ખુબસુરત છોકરી ઉપર ઉતરી ચુકયોછ, જે કોઇજ નહિ પણ લોર્ડ હેરીસનની બ્યુટીફુલ દીકરી કવિન કેટ છે! તેણી સાથે મારી માતાની ખાસ મરજીથી હુ આજકાલમાં લગન કરવા ચાહુંછ. મારા ખાનદાનને શોભાવનારી અને મારૂ સર આસમાને લઇ જનારી તે છોકરી કવિન કેટને હું મારી પરણેતર બનાવવા માંગુછ."

"ઓ ખુદા કોણ? પેલી કેટ!" એક કાળા નાગે જાણે ડંખ માર્યો હોય તેમ ચોંકીને હીલડા બોલી, "તું તેણીને ચાહેછ? જે ઘાટકી છોકરીએ મારા પીતાને વગર દયાએ મારી નાંખી મારી આવી દયાનક હાલત કરી–હમારા આખાં કુટુંબને મુફલેસીમાં નાખ્યું–તે દયાહિન છોકરી સાથ તું મને દગો દઇ પરણે? કદી

નહિ! હું તુને તેમ કદીભી કરવા દેવશ નહિ! હું તેણીને મારાં ખરાં જીગરથી ધિક્કારૂંછ! જ્યાં સુધી હું મારા પીતાનો બદલો તેણી પર લેવશ નહિ ત્યાં સુધી જંપીને બેસીશ નહિ. તું મને ચાહતો નથી તેની મને પરવા નથી, પણ મારી પાક હોરમતને ખાતર તુને અબઘડી મારી સાથેજ લગનના ગાંઠથી જોડાવું પડશે." હીલડાએ ઠઠરાવનારા અવાજે કહયું.

"તે હરગેજ બનશે નહિ!" કાઉન્ટે જરા ગુસ્સાથી હવે પુકારયું. "તું મારી મરજીની માલેક નથી. શું તારા જેવી એક હલકાં કુટુંબની છોકરીને ખાતર મારી નેકબખ્ત માતાની એ મરજીને તરછોડી કહાડું?"

તેને જોયું કે હીલડાએ નવધાર આંસુઓ રેડવા સીવાય કશો જવાબ દીધો નહિ. તે એમજ સમજ્યો કે તેના બોલ-વાની અસર તેણીના મગજ ઉપર સાબુત થવા પામી હતી, અને તે રાહ ઉપર આવી હતી. આથી રડીને તેણીનું જીગર ખુલ્લું કરવાની તક આપવા માટે તે થોડીક પળ તે ઓરડો છોડી ગયો.

"ઓ નાતરસ ખુની કસાઇ!" તે બદબખ્ત બાળા પોતાના મન સાથ બડબડી, "હું તારી બુરી ખસલતનો એક વધુ પળ પણ ભોગ થવશ નહિ."

તેણી આગળ બોલતાં અટકી, અને પોતાના ખ્યાલો વચ્ચે લીન બની ગઇ.

"હા, મારે એજં રસ્તો લેવો પડશે! આય પલીદ મકાન અને મારૂં પાપી સુખ અને આરામ હું સદાનું છોડી જવશ, અને મારી આ ગલીચ જીંદગીને છેલ્લી સલામ કરશ. જે ગરીબાઇથી હું એક વાર સો કોશ દુર નાહાસતી હતી,

આ તેજ ગરીબાઇ—નહિ નહિ, તે કરતાં વધુ જાલેમ ગરીબાઇ—હું સહન કરી. ભુખમરાના જાલેમ ડાચામાં હું સબડશ. મોહલ્લે, મોહલ્લે ભીખ મારતી રખડશ, પણ મારી આય પાપી જીંદગીથી સદાની કમકમતી રહેવશ!"

તેણી વધુ બોલી શકી નહિ. પોતાના છેલ્લા ખ્યાલોથી, તેણીને લાગ્યું કે તેણીનું દિલ ખુલ્લું થઇ ગયું હતું, અને મનને શાંતી મલી હતી. એજ પળે કાઉન્ટ બરનાડ દાખલ થયો.

"કેમ, બાનું, શું ખ્યાલમાં છો? મારી માંગણી ઉપર ખ્યાલ કીધો."

"હા," હીલડાએ કાંઇ નરમ પડવાનો દેખાવ કરી જવાબ દીધો.

"ધેટસ એ ગુડ સેનસીબલ ગર્લ!" કાઉન્ટે કાંઇક મલકાઇને કહયું, "ત્યારે કેહ, હીલડા! તારો જવાબ શું છે?"

"કાઉન્ટ, તમારી માગણી મને કબુલ છે; પણ મને એ ઉપર પુરેપુરો વિચાર કરવાની જરૂર છે."

"પ્યારી હીલડા, મનેબી એ મંજુર છે." કાઉન્ટ ખુશાલીથી છલાછલ ઉભાતી છાતી સાથે બોલી ઉઠયો, "મને મારી માતા સાથે ગોઠવણુ કરવાને તેણીની પાસે જવાને જરૂર છે. હું ત્યાં આઠ દિવસ રહેવશ, અને તારો જવાબ લેવાને પાછો ફરૂં ત્યારે તું મને બેવડો ખુશાલ બનાવજે!"

આ બોલતાં તે કંગાલ કાઉન્ટે હડીસો પાઉન્ડની નોટોનું એક બંડલ પોતાના ખિસામાંથી ખેંચી કાહડયું અને હીલડાના ઠંડાગાર હાથોમાં મુકતાં કહયું, "મારી ગરીબડી હીલડા! આપણી વચ્ચેના કરારનો આ પહેલો હફતો કબુલ કર ને તારાં જીગરને શાંત કર!"

એક પણ બોલ બોલ્યા વગર હીલડાએ તે બંડલ અચબુચ તરાપ મારીને ઉંચક્યું અને હજી તો કાઉન્ટ ડોળા ઉંચકીને જોઇ શકે તે અગાઉ ચડપ કરતું કે તેણીએ તે એમનું એમ પાસેની ધગધગ બળતી સઘડીમાં હોમાવી દીધું!

"જાઓ, કાઉન્ટ! ખુદાને ખાતર હવે મને છોડી જાઓ! મને એખલી પડવાની ઘણી જરૂર છે!" તેણી ધુજતા પણ અતીશય ધાસ્તીભર્યા શાદે બોલી.

કાઉન્ટની ગુચવણનો પાર રહ્યો નહિ. ચુપચુપ તે તે ઓરડો એક બીધેલા કુતરાની માફક છોડી ગયો!

કાઉન્ટની હીલચાલ તપાસતી બારી આગળ ઉભેલી હીલડા તેને મોટરમાં હંકારી ગયેલો જોઇ પોતાના મન સાથ ખરાં ઝેતુનથી બડબડી:

"જા! મારી ગરીબાઇના સુખ આરામના લુટારા, જા! મારી નજરથી દુર થા! ગરીબોના સુખી સંસાર અને તેમના સદગુણનો બુરામાં બુરો પ્યાસો પૈસો! આહ-પૈસો! મારા જેવી અભાગણી ઓરતો માટે તવંગરોના હાથમાં બુરામાં બુરો તે કેવો ફાંસો છે! પૈસા! એકવાર આ જીવ તારે માટે તલબગાર હતો, તારે માટે મને અજબ પ્યાર હતો, પણ ઇમાનીને બેઇમાન બનાવનાર, ઓ બેમરવ્વત પૈસા! તારી પર આખી દુન્યાનો ફીટકાર વરસજો, તારી ઉપર ખુદાનો માર પડજો!"

સગડીમાં બળીને રાખ બની ગયલી નોટો તરફ તેણીની નજર જળોની માફક ચીટકી રહી હતી. બોલ બોલતાં તે બસેં પચાસ પાઉન્ડો બળીને ભસ્મ થઇ ગયા હતા!!

"બસ ખલાસ! દોલતમંદ બનવાનો મારો સ્વપનો

ખલાસ થયોછ!" તેણી રડમસ અવાજે બોલી, "અને મને પાપી બનાવનાર આ પૈસાની જીંદગી પણ ખતમ થઇછ!"

કાઉન્ટ અને ઢીલડાને થોડોજ ખ્યાલ હતો કે તેઓ વચ્ચેની વાતચીત તેઓની દાસી લુસીએ બોલેબોલ સાંભળી હતી!



## પ્રકરણ ૧૧ મું



### "પ્યાર?–ઢીંગલી ગુડીયાનું એ નોનસન્સ હું કાંઈ સમજતીજ નથી!!"

પોતાના ઓરડામાં એક ફાંકડા સોફા ઉપર પોતાના નાજુક માંથાને હાથનો ટેકો આપીને ઉંડા વીચારમાં લીન થઇ ધી આનરેબલ કેથેરાઇન હેરીસન બેઠેલાં હતાં! ચેહ! શું તેણીનો દમામ! તેણીનો માનીતો "પ્રીન્સ" વટીક તેણીના પગ આગળ ફસડાઇ બેસીને આ શેઠાણીના મનોહર મીઝાઝ-વાળા મુખડા ગમ ટીકયા કરતો હતો! કેટની આંખ્યો ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢેલો ખુલ્લો જણાઇ આવતો હતો. સોફાના પગ આગળ તેણીની માનીતી નોવેલ પડેલી હતી, જે તેણીએ વગર દયાએ ગુસ્સાથી જમીન ઉપર પટકી હતી. પોતાને અને પોતાનાં માનવંત પીતાને જોન ડેલથી થયલું અપમાન ભુલી જવા થકી તેણીએ પોતાના હાથમાં અધુરી રહેલી આ નોવેલ વાંચવાનું ઘણુંબી મન કીધું હતું–પણ તે નોવેલની લીટીઓ વચ્ચે જોન ડેલનો હેન્ડસમ ચેહરો બસ આવી આવીને તેણીને એટલો તો સતાવતો રહયો હતો–કે ચીરડાઇને તે વોલ્યુમ

જમીન ઉપર પટકવા શિવાય તેણીની પાસે બીજો ચારો રહયો હતો નહીં. વાંચતા, લખતાં, ફરતાં, હરતાં અને ખાતાં પીતાં તેણીની ગમે તેટલી નામરજી છતાં–જોન ડેલની આકૃષીત આકૃતી તેણીની નજર સામે ઓચીંતી ઉભી થયાજ કરતી હતી ! આથી તે પોતાનીજ ઉપર ગુસ્સે થયલી સોફા ઉપર વિચારમાં હમણા મશગુલ બની બેઠી હતી.

લાયબ્રેરીવાળા ઓરડામાં જોન ડેલની સાથે પોતાને થયલી તકરાર–અને તે વેળાએ કેલેરાએ ભજવેલા ભાગ–ની ખબર જ્યારે લોર્ડ હેરીસને પોતાની વડી બેટીને જણાવી, ત્યારે તો જેમ જેમ ડેલની ઉપર તેમ કેલેરા ઉપર તેણીના ગુસ્સાનો પાર રહયો નહિ. કેલેરાએ જોન ડેલ તરફ બતાવેલી લાગણી લોર્ડ હેરીસનને પણ પસંદ પડી હતી નહિ. પોતાની આ નાપસંદગી તણે તે રાતના ખાણા વેળાએ જાહેર વટીક કીધી હતી. પણ કેલેરાએ ચુપકીદી પકડવામાંજ ડહાપણ જોયું હતું.

કેટ પોતાના ઓરડામાં ઝાઝો વાર એખલી પડી નહિ. નોકરે તેણીના કાકાના છોકરા હેનરીના આવવાની ખબર આપી. આજે તે એટલી બધી તો ચીરડાયલી હતી કે તેણીને એખલી પડવાની મોટી જરૂર હતી, અને તેથીજ તે લોર્ડ હેરીસન અને કેલેરાને છોડી પોતાના ઓરડામાં ઘસડાઇ આવી હતી. પોતાના અદરાયલા ખાવિંદને મલવાને આ ભેજાં ફાટેલ સુંદરી જરા પણ ખુશી હતી નહિ. જો કે તેણીનો બાપ હેનરી સાથે તેણીના લગન કરી આપવાની દોડાદોડીમાં પડયો હતો, પણ તે મગરૂર છોકરી પોતાનાં બાપને અનેક ઉલઠાપ આપી લગનને અત્યાર તુલીક દુર અને દુર લઇ જઇ રહી હતી.

કેટ પોતાના ઓરડામાં ઝાઓવાર એખલી પડી નહિ. નોકરે તેણીના કાકાના છોકરા હેનરીના આવવાની ખબર આપી. આજે તે એટલી બધી તો ચીરડાયલી હતી કે તેણીને એખલી પડવાની મોટી જરૂર હતી, અને તેથીજ તે લોર્ડ હેરીસન અને કલેરાને છોડી પોતાના ઓરડામાં ઘસડાઇ આવી હતી. પોતાના અદરાયલા ખાવિંદને મલવાને આ ભેજા ફાટેલ સુંદરી જરા પણ ખુશી હતી નહિ. જો કે તેણીનો બાપ હેનરી સાથે તેણીના લગન કરી આપવાની દોડાદોડીમાં પડયો હતો, પણ તે મગરૂર છોકરી પોતાનાં બાપને અનેક ઉલટાપ આપી લગનને અત્યાર તુલીક દુર અને દુર લઇ જઇ રહી હતી. અને તેજ માણસ પાછો ઉખરા જેવો તેણીને "મળવા" આવ્યો હતો ! ! ઓહ—ન્યુસન્સ ! !

આવા ખ્યાલો વચ્ચે હેનરી તેણીની સામે આવી ઉભો.

(જુઓ સફો ૧૦૭ મો.)

અને તેજ માણુસ પાછો ઉખરા જેવો તેણીને "મળવા" આવ્યો હતો !! ઓહ--ન્યુસન્સ !!

આવા ખ્યાલો વચ્ચે હેનરી તેણીની સામે આવી ઉભો. 'પ્રીન્સે' તેની તરફ વગર કારણે ભોસવા માંડ્યું. જાણે તે જનાવરળી સમજી ગયલું હતું કે હેનરી પોતાની વહાલી શેઠાણી માટે અણુગમતો પરોણો હતો! હેનરીની વય ત્રીસેક વર્ષ જેટલી લાગતી હતી. તે કદ, ઉંચાઇ અને બાંધામાં સાધારણ હતો. તેનો ચહેરો જેમ ઘણો દેખાવલો હતો નહિ તેમ કદરૂપો પણ હતો નહિ. પણ ઇનસાફ આપવા ખાતર એટલું તો જણાવવું જોઇએ કે તે કેટી તરફના પોતાના પ્યારમાં ઘણોજ મજબુત હતો. તે કેટીને દિવાના પ્યારથી ચાહતો હતો.

"પ્રીન્સ ! કીપ કવાએટ-એટવન્સ-સર !" કેટીએ પ્રીન્સને ભોંસતા સાંભળી ગુસ્સાથી પોકાર્યું "નાહકનો કાંય તારો જીવ કહાડેછ !"

વફાદાર પ્રીન્સ પોતાની શેઠાણીના ઠપકાથી શાંત થયો, કેટી પણ હેનરીની હાજરી જાણે ભુલીજ ગઇ હોય, તેમ પ્રીન્સનું માથું પસવારવામાં રોકાઇ ગઇ. હેનરીનું પાકી તો ઘણું આવ્યું પણ બેહદ સબુરીથી ગુસ્સાનો ગોટ ગળી ગયો!

અંતે હાકીને હેનરીજ કેટીની સામેની ખુરસી ઉપર નાસીપાશીથી ગોઠવાઇ બસતાં બોલ્યો, "પ્યારી કેટ ! તું જેટલું તારા કુતરા ઉપર વ્હાલ કરેછ-તેના એક નાનામાં નાના ભાગે પણ તારા અદરાયલા ખાવિંદ ઉપર કાંય વ્હાલ કરતી નથી? મારી તરફ તું આડી નજર વતીક કરવાની આજે દરકાર કરતી નથી !"

"લુક ડીયર–હેનરી! આજે પ્યાર ફ્યારના ખોટા નાટકો કરવાના 'મુડ' માં હું નથી!"

"પણ તારા કુતરા સાથ ગેલ કરવાના 'મુડ' માં છે!" હેનરીએ કડવાસથી કહયું.

"હા તે ખરૂ છે! કેમકે હું તુને મારા 'પ્રીન્સ' જેટલી ચાહાતી નથી!" કેટીએ રોકડું પરખાવ્યું, "આમ કુતરામાં જેટલી વફાદારી છે તેટલી તમો મર્દોમાં પા હીસ્સેબી નથી!"

કેટીના આટલી બધી હદના તોછડા જવાબથી હેનરીને માથાથી તે પગ સુધી મજબુત ઝટકો લાગ્યો. પણ તે તેણીને એવા તો દિવાના પ્યારથી ચાહતો હતો કે તે તેણીનું દરેક અપમાન લોહીના ગોટ ગળીને ખમી જતો હતો! તે સહેજ હસવાનું ડોળ ઘાલી બોલ્યોઃ—

"મારી પ્યારી કેટ, ત્યારે તો હું કેવું ઇચ્છું છ કે હું તારા કાકાના છોકરા તરીકે આ દુન્યામાં આવવાને બદલે હું તારા કુતરા તરીકે જન્મ પામ્યો હોતે! તેમ થતે તો તારાં આવાં નિર્દયપણા માટે મને દલગીરી ઉપજતે નહિ!"

કેથરીન તુચ્છકારથી સેહજ હસવા સિવાય કશુ બોલી નહિ.

"ઓ કેટ, કેટ," હેનરી વધુ ગંભીર બની બોલ્યો, "તું જેટલી મારી તરફ ઠંડી છે તેટલીજ તું ઘાટકી છે. બોલ, શું તને મારી જરાબી દરકાર નથી? તું મને અહીં જોઇને શું રાજી નથી?"

'પ્રીન્સ' ને પડતો મેલી તેણી પોતાના ભવિષ્યના ખાવિંદ તરફ દયામણે ચહેરે જોઇ હસી અને જુસ્સાથી બોલી, "હેનરી! એમાં તેં શું નવી સોધ કીધી? મારો હમેશનોજ સ્વભાવ

ઠંડો અને મગરૂર છે. હું દરેક મર્દ તરફ સદા ઠંડાઇ અને મગરૂરીથી જોતી આવીછ અને સદા જોતીજ રહીશ! તુંને અહીં આવેલો જોઇને વળી ખુશી તે શું થવાનું હોય! તું થોડોજ અહીં નવઇનો ચાલી ચલાવીને આવ્યોછ!"

કેટીના આવા વધુ અને વધુ ધાટકી મીઠ્ઠણાંઓથી હેનરીને એટલું બધું તો લાગ્યું કે નાઉમેદીનો માર્યો તે બિલકુલ ફિક્કો પડી ગયો. તેણે ઘણું ચાહયું કે આવા અપમાનનો બદલો તે અપમાનથીજ વાળે; પણ બીજીજ પળે તે આ "તીખાં મરચાં" ને છેડતાં બીધો! તેને હઇએ નેહ હતી કે તેનાં મ્હોડામાંથી એક પણ આડો શબ્દ નીકલતાં આ તેની ફેરાવણ બ્યુટી હમેશની ફરી બેસવા વગર રહેશેજ નહિ! આથી તે એકવાર ફરીથી લોહીનો ગોટ ગળી ગલગલતા સાદે બોલ્યોઃ—

"કેટ, માહરી વ્હાલી કેટ! આવા દયાહીન શબ્દો બોલતાં મારે માટે તુને સહેજબી લાગણી થતી નથી? તું સારી પેઠે જાણેછ કે હું તુને કેવી ઉંડી દિલગીરીથી ચાહુંછ, અને તારાજ પ્યાર માટે હું રાત અને દીન તલવળુછ. હું ધારૂંછ કે કોઇએજ પોતાની ઓરતને મારા જેવા ઘેલા પ્યારથી ચાહી હશે, અને પોતાની શુધ ખોહી હશે! મારી પ્યારી કેટી—"

"ઓહ—ઓધર!! વળી પાછો એ મ્હોડે પીક લાવનારો પીજનપાટલો તેં ચલાવ્યો!!" કેટે તેને આગળ બોલતાં અટકાવી કહયું, "સાંભળી લે-હેનરી. એક વખત પાછું આય પચાસમી વખત સાંભળી લે! ઓરત ઉપર ઘેલો દિવાનો પ્યાર કરનારા, ઓરત ખાતર પોતાની સુધ બુધ ખોહી દેનારાં હેમક હુસ્સાઓ તરફ મારી સહેજ પણ દયા કે દિલસોજી

નથી. તું મારો ભવિષ્યનો ભરથાર છે, પણ ચોક્કસ આસી બાયલાઓને તેઓની આવી ધીકકારભરી નબળાઇ સારૂં ધિકકાર છે તેવોથી તું સેહેજ પણ જુદો નથી. મરદ-ખરો મરદ બચ્ચો આવો તારા જેવો રાણી મરઘો હોયજ નહીં! ઓરત જાતની સમ બેદરકારીથી જોનારો-પોતાની મરદાઇ પર મુસ્તાક રેહનારો-ગોરી ચામડીને ખુબસુરત મ્હોનાંથી અંજાઇ જવા સાફ ના પાડનારો ખરો શુરો મરદ હું જોવા માગુછ! તે મને જડનો નથી."

"છોકરી! ત્યારે તો મને કહેવા દે કે તારા દિલમાં જીગર જેવું છેજ નહિ," હેનરી જુસ્સાથી પોતાની બેઠક આગળ ઉભો થયો, અને ધપ કરતો કે કેટના પગ આગળ ગુંટણએ પડી કરગરી બોલ્યો, "કેટ, પ્યારી કેટ! હું તુને બચપણથી એવા તો જોરાવર પ્યારથી ચાહુંછ કે મને તારી મોહબતની નહીં તો તારી દયાની જરૂર છે. મારી પર દયા કર. આવી જાતના તારા તીરસ્કારથી મારૂ દીલ વીંધાઇ જાયછ! તું મને ચાહતી નથી તો ખેર-પણ તુને ચાહવાની મને રજા આપ! વખત જતાં કદાચ તારાં દીલમાં મારે સારૂં કંઇ નરમ લાગણી ઉરપા થશેજ એવી મારી ખાત્રી છે!"

ગરીબ બિચારો હેનરી! તે તો એમજ સમજ્યો કે તે એટલું બધું તો કાંઇ અસરકારક બોલ્યો હતો કે ગમે તેવી કઠણ દીલની કેટી પણ આંખમાંથી આંસુ પાડવા વિના રહેશે નહિ.

પણ કેટી આંખોમાંથી આંસુ પાડવાને બદલે મોટેથી તેણી ખડખડાટ હસી પડી!

"નાઉ-નાઉ! ડોન્ટ બી સીલ્લી, હેનરી! તારાં આવાં

ઘેલાં ચેડાંથી હુ તો આ હસતાં હસતાં મરીજ જવશ ! પેહેલા તેં એબીયલ લાંબુ દાચુ કીધું ત્યારે હું તો ખરેખર બીની; પણ જ્યારે તેં તારો સ્ટુપીડ પીજન પાટલો શરૂ કીધો ત્યારેજ મારી ધાસ્તી દુર થઇ ! પ્યાર ? લવ ?–એ બધું શું બચ્ચાં સહી નોનસન્સ નથી? તમો એકલપેટા ઉજબખ પુરૂષોનો પ્યાર તે વળી કેવો હોય ? એક પીતાનો પ્યાર હોય, એક દીકરાનો પ્યાર હોય, એક કુતરાનો પ્યાર હોય ! પારકા પુરૂષનો પ્યાર વળી કેવો હોય ? સાંભળ–હેનરી–મર્દોના પ્યાર તરફ મને બિલકુલ ભરોશો નથી. તમો લોકોનો આવો ઇડીયોટીક "પ્યાર"નો ઉભરો જેટલો મતલબી, જેટલો શરમ ભરયો તેટલોજ તકલીદી છે ! તે એક પતંગીયા જેવો છે. આજે એક ચેરાગ પર તો કાલે બીજા ચેરાગ પર તે ભમીયા કરેછ. હેનરી સાંભળ, કે આ દુન્યામાં હું કોઇબી પારકા પુરૂષને ચાહી શકુ એમ છેજ નહીં. પ્યાર એ ખોટો ધકારો છે. હું પ્યારને સુદલ માનતી નથી. હું મારા પપા, મારી કેલેરા ને મારા 'ફ્રીન્સ' સિવાય કોઇને ચાહી શકતી નથી. માટે હેનરી મારૂ માન, અને મારી ઉપરના તારા એક પળના આવાં વાહીયાત દિવાનાપણાંથી બાઝ આવ."

હેનરીના હોશ કોશ ઉડી ગયા. તે વધુ અને વધુ ફિકકો પડતો ગયો. કેટ જેવી દયાહીન ઓરત તેને કદી પણ જોઇ હતી નહિ. "ઓ કેટ, હું કેવું ધચ્છુંછ કે તું કેહછ તેમ તારી ઉપરના મારા પ્યારનું ઘેલાપણું માત્ર એકજ પળનુંજ હોતે ! તારા આય કંગાલ કુતરા પર તું હેત રાખેછ–ને મને હડધુત કરેછ !! એ જનાવર કરતાંબી ત્યારે હું ઉતરતો છેઉં ?"

"એ જનાવરના પગની એક આંગળીમાં જેટલી લાગણી

ને વફાદારી ને ઉપકાર શકતી છે તેટલી તમો મરદોના આખા શરીરમાં નથી ! મારા બોલવાથી તુને ગુસ્સો લાગેછ તેથી હું દલગીર છેઉં-પણ તુંજ મને ખોલ્લું બોલવાની આજે ફરજ પાડેછ, હેનરી !"

"મારા પ્યારની તું મશ્કેરી કરેછ ! બસ-બસ ! ઓ નાતરસ છોકરી, તારા આવા કઠોર સખુનો ખુદાને ખાતર બંધ કર ! પણ ખુદા મારો બદલો તારી ઉપર લેશે."

કેટી વળી મોટેથી હસી પડી બોલી, "તારો બદલો મારી ઉપર લેવાની ખુદાને તક મલશે ત્યારેજ કેની ! હું કોઇબી મર્દના કહેવાતા પ્યાર ક્યારની ગુલામડી કદી પણ બનવાની નથી ! હેનરી, હવે મને એખલી પડવાની જરૂર છે !"

પાંચેક પળો શાંત ચુપકીદી ફેલાઇ રહી. અંતે હેનરી પોતાના ખ્યાલોમાંથી બેદાર થઇ ઉઠી ઉભો થયો, "કેટ, તું મને ખેરવવાજ માંગેછ તો હું જાઉંછ; પણ મારા દિલમાં એવી આશા લઇને જાઉંછ કે તારી મરતી માતાને આપેલાં વચન મુજબ તું આજે નહિ તો ભવિષ્યમાં મને ચાહવાની કોશેશ કરશે."

હેનરીને વધુ બોલવાનો વખત મલે તે આગમચ નોકરે એક નવા વીઝીટરની પધરામણીની ખબર આપી.

"ડયુક ઓફ એશેમ, યોર લેડીશીપ !"

"મોકલો તેવણને અંદર !" કેથેરીને તોરમાંજ હુકમ આપ્યો.

"ડયુક ઓફ એશામ ! નોકરના જવા પછી હેનરીએ ઓરડો છોડી જતાં ગુસ્સાથી કહયું, "કેટી, યાદ રાખજે કે જ્યારે હુ જાણુશ કે તેં મને દગો દીધોછ, અને બીજાને

તારો હાથ દીધોછ, તો મારા પ્યારના લુટારાને પહેલ્લે ગોળીથી ઠાર કરી હુ પોતેએ આય દુન્યા મારે હાથે સદાની ત્યાગ કરીશ. હું તુને એવા તો અખુટ પ્યારથી ચાહુંછ કે તુને બીજાની થયલી કદી પણ જોઇ શકવાનો નથી."

તે વધુ બોલ્યો નહિ; તેમજ તે ત્યાં વધુ વાર થોભ્યો નહિ. બેહદ જુસ્સા સહીત કેટીને શેકહેન્ડ વટીક કરવા વગર તે ધસારાબંધ ઓરડો છોડી ગયો. તેની આ તોછડાઇ 'પ્રોન્સ'ને ગમી નહિ. તેણે ધિક્કારથી હેનરી પાછળ જઇને ધુરકવા માંડયું. હેનરીને ભારી તો ઘણું પડી ગયું, પણ પોતાને કેટીથી થયલાં અપમાનના વિચારમાં તે એટલો બધો તો લીન થઇ ગયેલો હતો કે તેણે પ્રોન્સે આપેલા સરપાવની કશી દરકાર કીધી નહિ.



## પ્રકરણ ૧૨ મું.

## સોનેરી પીંજરામાં કેદ પડેલી કેનેરી !

રાતનો અમલ હતો. નવનો ડોકો ઠોકાઇ ચુકયો હતો. બદતાલે હીલડા ખાણાની ટેબલ ઉપરથી રાબેતા મુજબ પોતાના ઓરડામાં ચાલી આવી, ત્યારે તેણીનો ચહેરો મોત જેવો ફિકકો ફચ હતો. તેણીના પગો દારૂની નીશામાં ચકચુર બનેલા એકાદ છાકટના પગથી ઓછા લઠડતાં હતાં નહિ. અસહ્ય દુઃખના ભાર અને વિચાર વચ્ચે તેણી ઓરડામાં આમથી તેમ ફેરો ખાતી હતી, પણ બીચારી બિલકુલ હોશ કોશ વિનાની જણાતી હતી. કોઇ કોઇ વાર તે પોતાના મન

સાથ બકબક કરતી–અને કોઇવાર બેહદ ગુસ્સાથી પોતાના હોથો કરડી હાથ ઉપર હાથ અફાળતી !

થોડીક પળો બેચેનીમાં પસાર કીધા પછી તેણી સોફા ઉપર ફસડાઇ પડી અને નવધાર આંસુએ રડી. આ રીતે પોતાનું જીગર ખુલ્લું કીધા પછી તે અભાગણી બાલા બિછાના ઉપર નસોસ પછડાઇ પડી. છેલ્લા આઠ દિવસો થયા ઉંઘ સાથે તેણીએ આરામનેબી તજી દીધો હતો. ઉંધે મસ્તક પલંગ ઉપર પોતાના તુફાની તુરંગોમાં દસેક મીનીટ મશગુલ રહેવા બાદ જાણે અચબુચ કાંઇ ચોકકસ ઠરાવ ઉપર આવી હોય તેમ તેણી ઝબકીને ઉઠી અને અજબ જુસ્સા સમેત બિછાનું છોડયું. કાંઇ મજબુત ઠરાવ સાથે તેણી એક કબાટ આગળ ગઇ અને તે ધ્રુજતા હાથોએ ઉંઘાડી માંહેથી અસલનો જુનો સાદો એક પોશાક ખેંચી કાહડયો. જો કે તેણીએ બિમારીનું બાહણું કાહડી પોતાની દાસીને આજે રાતે પોતાને નહિ છેડવાનો હુકમ કીધો હતો, તો પણ સાવચેતી ખાતર તેણી ઓરડાનું બારણું બંધ કરવાને ભુલી નહિ.

તુરતજ તેણીએ પોતાના તન ઉપરનો સુંદર લેબાસ કાહાડી નાખ્યો, અને બોલ બોલતામાં કબાટમાંથી ખેંચી કાહાડેલો જુનો પોશાક પહેડી લીધો. તે એજ પોશાક હતો જે પોશાકમાં કરમની ફુટેલી હીલડા એક અવર ચોઘડીએ પોતાની મરતી માતાને, અને વીલીયમ શ્રે જેવા પોતાના ઉમરાવ દિલના ભવિષ્યના ખાવિંદને દગો દઇ કાઉન્ટ બરનાડના મુજી મકાનમાં તેના આશરા હેઠલ એક અંધારી રાતે નાસી આવી હતી. ઓ તે બદબખ્ત ઘડી ! કાઉન્ટની લતરાઝખોર લુલીથી તે બેવકુફ એટલી બધી તો

ફુલી ગઇ હતી કે ખુદ પોતાને પણ ભુલી ગઇ હતી!

ચીરાઇ જતાં જીગર સાથ હીલડાને હવેજ ભાણ આવ્યું કે દોલતના ડુંગર પર આરામથી લેટી દુન્યા ભરની મોજમજાહ અને એશઆરામ ભોગવવા માટે તેણીએ પોતાની આબરૂ ઇઝતભરી ગરીબાઇની રોટીને છતી આંખે આંધળી બની ગંધાતા ગારમાં ફેંકી દીધી હતી. તેણીને હવેજ લાગ્યું કે શ્રીમંતાઇના મહેલમાં દાખલ થવા માટે તેણીએ પોતાની ગરીબાઇની ઝુંપડીનો પણ સદંતર નાશ કીધો હતો! પણ હવે એજ કંગાલ કાળા હઇયાંના કાઉન્ટનું મકાન તેણી આજે રાતે છુપાછુપ છોડી જનાર હતી. જે અખુટ દોલત, જે ભપકાદાર પોશાકો અને હીરા મોતીના જવાહીરો ખાતર તે પોતાની મરતી માતાને છોડી આવી હતી તે સઘળું ત્યાંજ પડતું મેલી તે તેણી આ હ્યાનત અને શરમીંદગીનું ઘર સદા માટે તજી જવા તઇયાર થઇ હતી. કાઉન્ટની એક વાલની વીંટીને પણ પોતાની સાથે લઇ જતા તેણી કમકમી. સંભાળથી સઘળાં ઘરેણાં જર ઝવેરાત તીજોરીમાં મુકવા પછી, તેણી લખવાની એક ટેબલ આગળ ગઇ, અને ગરમ આંસુએ રડતાં ગુંગલાતી છાતીએ થોડીક નીચલી લીટીઓ તેણીએ ચીતરી કાહાડી:—

"હું જાઉંછ. સદાની જાઉંછ. તારો પાપી આશરો અને આ પલીદ મકાન છોડી જાઉંછ. મારી મીઠ્ઠી હોરમત અને હશમતના લુટારા કાઉન્ટ! તારૂં આ નજીસ ઘર અને નીચ આશરો તુટેલા દીલે સદાની છોડી જાઉંછ! મારા તન બદન ઉપરથી દરેક નજીસ ચીજ મારી પાછળ અહીંજ મુકી જાઉંછ. જેવો તેં મારો નાશ કીધોછ તેથી જયાદા નાશ ખુદા તારો

કરે, અને કુદરતનો તે બાપ મારો બદલો તારી ઉપર લે! હું મારી પાછળ તારે માટે ઉંડા અંતકરણના શ્રાપ અને બદદુઆનો ડુંગર છોડી જાઉછ. મારી બેમુલ હોરમત લુટવામાં તું ફાવીયો છે, પણ ખુદા તે સાંખશે નહિ. તારી બેવફાઇ મારી વાજબી સજા છે, અને તે માટે હુંજ એખલી જોખમમદાર છું. મારે પોતાના બુરા પરીણામ માટે હું દરેક રીતે સજાવાર છું. પણ તું–તું નાપેકાર મુજી!–તું સુખી રહેવાનો નથી–હીલડા."

હીલડાએ કાગલ કાઉન્ટની નજરે પડે તેમ લખવાની ટેબલ ઉપર મુકયું. પણ તેજ ઘડીએ દરવાજે ઠોકાયો. તેણી ખરેખર ચોંકી. આ વેળાએ તેણીની દાસી સિવાય દરવાજો ઠોકવાની કોઇપણ હિમ્મત કરે એમ હતું નહિ. આજે રાતે તેણી પોતાના ઓરડામાં એકલી સુવાની છે એવી ખાસ તાકીદ દાસીને આપવાં છતાં લુસી બારણું ઠોકે એમ હીલડા માની શકી નહિ. ગમ અને સીતમના મારાથી આજેજ થયલી તે ઓરત માથાંથી તે પગ સુધી ધ્રુજવા લાગી. જે વખતે એક વિકરાલ સિંહનો ગુફા છોડી જવાની તેણી તઇયારીમાં હતી, તેજ આબાદ વખતે તેજ સીંહને ગુફામાં પાછો મલવાની ધાસ્તીથી તેણી દિવાની જેવી બની ગઇ. તેણી પોતાના જાનથી ડરતી હતી નહિ, પણ તે કાઉન્ટનો ચેહરો મરતાંમી પાછો જોવા માગતી હતી નહિ. પણ જ્યારે તેણીએ બાહેરથી પોતાની દાસીનો અવાજ સાંભળ્યો ત્યારેજ તેણીને જીવ આવ્યો.

પણ તે ઓરડાનો દરવાજો ઉઘાડી શકે એવી સ્તીથીમાં હતી નહિ. તેણીને આવા રૂપમાં જોતાં તે શું ધારશે તેનો ખ્યાલ કરતાં હીલડા ખરેખર કમકમી.

"મી લેડી! તમે દરવાજો ઉઘાડતાં નાહક ગભરાઓછ." બાહારથી બુઢી દાસીનો અવાજ હીલડાના કાન પર પડ્યો. "હું લુસી છું. ખુદા ખાતર દરવાજો જલદી ઉઘાડો."

એક પળ પણ ખોટું થવા વિના હીલડાએ ચાવી આપેલાં પુટલાંની માફક દરવાજો ખોલ્યો. દાસી લુસી એક નાના બેગ સાથે દાખલ થઇ; પણ તેણી પોતા પાછળ દરવાજો બંધ કરવાને ભુલી નહિ હતી. દાસીએ જોયું કે હીલડા વાઘના પંજામાંથી નાસી આવેલા એક ઘેટાંની માફક કાંપતી હતી! પણ જદફ લુસીએ માયાથી પોતાની બાઇનો ધ્રુજતો બરફ જેવો ઠંડો હાથ પોતાના હાથમાં લીધો, અને તેણીને સોફા ઉપર નરમાશથી ગોઠવતાં કહ્યું.—

"મી લેડી! ગભરાવો ના, શાંત થાઓ! હું તમારી દુશમન નહિ પણ દોસ્ત છું. આઠ દિવસની વાત ઉપર, કાઉન્ટના ખાનગી ઓરડામાં તમો ધણી ધણીયાની વચ્ચે—"

"ધણી ધણીયાણી?" હીલડા લુસીને આગળ બોલતાં અટકાવી ઝનુનના આવેશમાં પોકારી ઉઠી.

હીલડાના ઝનુનનો અર્થ પુરેપુરો સમજી દાસી લુસીએ તેણીનું માથું પસવારયું—

"ઉશ્કેરાવો ના! મી લેડી, હું બધું જાણું છ! તમારા એ ઢોંગી ધણી વચ્ચેની તમારી વાતચીત મેં મારા કાનોકાન છુપાઇને સાંભળીછ. તમારી કાહાણી કોઇ પણ ઓરતને દિવાની બનાવે એવી છે!"

"શું તેં અમો વચ્ચેની વાત સાંભળી?" હીલડાએ વળી દાસીને બોલતી અટકાવી બેહદ નાસીપાસ થઇ પુછયું.

"હા, મેં તે સાંભળીછ, અને બોલેબોલ સાંભળીછ. મારે સાચ્ચો એકરાર કરવો જોઇએ કે તમારા તે ઢોંગી ખાવિંદના જવા પછી તમારી દરેક હીલચાલ મેં મારી નજરો નજર જોઇછ. તમો આજ રાતે આ પલીદ મકાનને છેલ્લી સલામ કરી જવા માગોછ?" દાસીએ પોતાની શેઠાણીને માથાથી પગ સુધી ધારી ધારી જોઇ રોકડું પરખાવ્યું.

"ઓ ખુદા–ત્યારે તો થઇ ચુકયું!" હીલડા પોતાનું માથું સોફાની પીઠ ઉપર નાખી દેતાં નાઉમેદીના અસહ્ય દુઃખ વચ્ચે પોકારી ઉઠી.

"મેડમ!" દાસીએ હીલડાનો ગભરાટ પામી જઇ વધુ દયાજનક સાદે કહયું, "હું તમુને ફસાવવા આવી નથી, પણ ભુખ્યા વરૂના પંજામાં ફરી ફસી જતાં તમુને બચાવવા આવીછ. હું તમુને તારા દુઃખમાં સતાવવા આવી નથી. પણ તમુને સલામત નસાડવા આવીછ. પણ મી લેડી–તમારી આવી હાલતે આ મકાન છોડવું હમણા અશકય છે. સમજો–કાઉન્ટના હોકમથી તમારી દરેક હિલચાલ ઉપર છુપી નજર રાખવામાં આવીછ. એ માટેનો તેવણના નોકરોને અપાયલો હોકમ મેં મારા કાનેકાન સાંભળ્યોછ."

આ વેળા હીલડાની હાલત પથ્થરનું દિલ પીગલાવે એવી દયાજનક થઇ પડી હતી. નાઉમેદી અને નાસીપાસી તેણીના ચેહેરા ઉપર ખુલ્લી જણાઇ આવી, લુસીએ તેણીને એવી તો લાગણી સાથે આ ખબર આપી હતી કે તેણીને નહિ માનવાનું કશું કારણ હતું નહિ.

"ઓ લુસી, લુસી!" હીલડા પોતાની એક વારની દાસીને એક બેટીના વ્હાલથી વળગી પડી ડચકાં ખાતાં બોલી, "ત્યારે

શું મારા જેવી અભાગણી ઓરતે આ પલીદ મકાનમાં બેહોરમતની અને બેઇઝતની લટકતી નાગી તલવાર હેઠળ સબડયાજ કરવું ? ઓ લુસી ! હું મારી મરતી માતાને છોડી અહીં નહાસી આવી, પણ તે મરેછ કે જીવેછ તેની હું જાણતી નથી. હું ધારૂંછ કે તે મુવેલીજ હશે, કેમકે મેં લખેલાં સંખ્યાબંધ કાગલોમાંથી એકનો પણ જવાબ ફરી વળ્યો નથી. મારા કહુલેલા ભરથારે વતીક, દયા તરીકે પણ મારાં કાગલોનો જવાબ દીધો નથી. લુસી ! આજે તું મારી મુવેલી માતાની જગો લે-અને તારા આશીશ દે, અને મારી સાથના દગાનો બદલો દગાથી લે."

હીલડા વધુ બોલી શકી નહિ. તેણીનું નાજુક હય્યું એટલું ભરાઇ આવ્યું હતું કે તેણી ધસાધસ રડવા પડી ગઇ. બુઢી લુસીએ માતાનાજ વ્હાલથી હીલડાના કપાલ ઉપર કીસીઓ લીધી.

"મારી ગરીબ છોકરી, સાંભળ ! તેં લખેલું એક પણ કાગલ આ મકાનથી બહાર ગયુજ નથી ! તારી માતા અને તારા અદરાયલાં ખાવિંદ ઉપર લખેલાં કાગળો બધાં તારા ઢોંગી ખાવિંદના કબજામાંજ છે. પણ એ સઘળા ધોલાયલાં દુધ ઉપર વિલાપ કરવાનો આય વખત નથી. તે કંગાલ કાઉન્ટ તારેથી હજુર દુર છે, તેટલાં તે નાતરસનું આ મકાન જેમ બને તેમ જલદી છોડી જવાની જરૂર છે."

"પણ એ તે કેમ બને ? તુંજ કેહછ કે હું ચોકી પાહરા હેઠલ છેઉં ! બોલ, હું એવો કયો રસ્તો સોધું કે આ નજીસ મકાન સલામત છોડી શકું ?"

તે દાસી હવે હીલડાની છેક અડોઅડ ગઇ અને તેણીના

કાન પર પડી અત્યંત ધીમા સાદે કહ્યું.

"હીલડા—આ મકાન તું દાસી લુસી તરીકે છોડી શકશે!"

"દાસી લુસી તરીકે?" હીલડાએ ચમકીને તે વફાદાર બુઢી દાસી ગમ જોયું. "પણ તે કેમ બને? તું બુઢી છે ત્યારે હું જવાન છું?"

પણ હીલડાની મોટી અજાયબી વચ્ચે ઘરડી લુસી પોતાની જગાએથી નવજવાન એક ઓરતને ભુલાવે એવા એક કુદકા સમેત ઉઠી.

"હીલડા! હું બુઢી છેઉં? હા—જેવી તું નાદાન છે તેવી એકવાર હું પણ હતી. જેવી તું જવાન છે તેવી હું આજે પણ છું! કયાં છે તારા હીલડા તરીકેનાં કપડાં? લાવ, મને આપ."

બોલ બોલતામાં હીલડા પાસેથી કપડા પોતાના હાથોમાં લઇ તે દાસી પાસેના ટોઇલેટ—રૂમમાં દોડી અને પોતા પાછળ તેણીએ તે નાના ઓરડાનું બારણું બંધ કરી દીધું! હીલડાની અજાયબી તેમજ શકાનો પાર હતો નહિ! લુસી શું ખેલ રમતી હતી તે તેણી મુદલ સમજી શકી નહિ હતી!

—:o:—

## પ્રકરણ ૧૩ મું.

—•—

## "મારગ્રેટ!!—એ તું બરતાંમાંથી પાછી કેમ કુદી નીકળી!"

આ સ્થીતીમાં હીલડાને વધુવાર રહેવું પડયું નહિ. તુરતજ ટોયલેટ રૂમનો દરવાજો ઉઘડી ગયો. હીલડાએ બેહદ

અજાયબી વચ્ચે જોયું કે તેણીના પોતાના પોશાકમાં લુસી તો એક બુઢો ઓરત નહિ, પણ હુબહુ તેણીના વય જેટલીજ એક તદન જવાન બાનું હતી!

"ડીયર હીલડા, અજબ થવાનું તું છોડી દે. જો સાંભળ—હું બુઢી લુસી નથી, પણ તારીજ વયની એક જવાન ઓરત છું હું જુદા જુદા સોંગ સજવાનો એવો તો અચ્છો હુન્નર ધ-રાઉં છું કે કોઇ પણ બારીકીથીથી પિછાણી શકે નહિ. આ હુન્નર મારી ઇજીપશીન માતા તરફથી મેં હાંસલ કીધોછ. મેં શા માટે બુઢી લુસીનો સોગ સજ્યો, તે હું હાલમાં કહેવા માંગતી નથી. તારી પાસે વખત થોડો છે. દોડ, ટોયલેટ રૂમમાં દોડ, અને મારો પોશાક પહેડી લે. તુને લુશી જેવી બુઢી કેમ બનાવવી તે પછી મારૂં કામ છે."

થોડોક વધુ વખત સપાટામાં પસાર થયો, અને બે બાનુઓ તે નાના ઓરડામાંથી બહાર નીકલી. જેમાની એક લુસી હતી જે હીલડાના પોશાકમાં નવજવાન બાલા બની ગઇ હતી. જ્યારે બીજી ઓરત કોણ હતી? તેણી હીલડા હતી; મગર તેણી હવે જવાન નહિ પણ બુઢી સ્ત્રી હતી! લુસીના જવાનને બુઢા બનાવનારા હુન્નરથી હીલડા એટલી બધી તો ફેરવાઇ ગઇ હતી, કે આઇનામાં પોતે પોતાને પણ ઓલખી શકી નહિ હતી!

હવે સહેજ પણ વધુ વખત ખોહોવાની જરૂર હતી નહિ. બંને ઓરતો એક બીજાને મલી ભેટી છુટી પડી.

ખરેજ કમભાગ્ય હીલડા! તેણી ઉપર દેખરેખ રાખવાની તેણીના જુલમગાર "માસ્ટર" ની ગમે તેટલી ચાંપતી છુપી ગોઠવણો છતાં બુઢી લુસી તરીકે કોઇને સહેજ પણ શક ઉપ-

જાવવા વગર તેણી તે પલીદ ધામ આશાનીથી છોડી ગઇ. તે મકાન છોડતાં તેણીની લાગણીને કેટલો બધો આંચકો લાગ્યો હશે તે કલ્પી શકવું કઠણ નથી.

બીજી તરફ લુસી હીલડાના પોશાકમાં હવે ખરેખાટજ ખુબસુરત લાગતી હતી. હીલડાને તે મકાનમાં લાવવામાં આવી તે વેળાએ આ ઓરતને હીલડાની દાસી તરીકે રોકવામાં આવી હતી, પણ તે મુદતથી તે હમણા સુધી તેણીએ લીધેલા સોંગનો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ.

લુસીને પોતાની નવી હાલતમાં વધુવાર એકલું રહેવું પડયું નહિ. મકાનના કમ્પાઉન્ડમાં એક મોટર દાખલ થવાનો અવાજ તેણીના કાને પડયો. તેણીએ તુરત જાણી લીધું કે આ નવો આવનાર વીઝીટર બરનાડજ હતો. તેણીએ તેની સામે થવાને પોતાની હિમ્મત એકઠી કીધી, અને સહેજ પણ ડર વગર હીલડાનાજ બેડરૂમમાં તેણીના માનીતા સોફા ઉપર નજદીક આવતા ભય સામે ટકકર ઝીલવા ચકા હિમ્મતથી ખડી બેઠી.

કાઉન્ટ પોતાના વીસવાસુ નોકરો સાથે કેટલીક મસલત ચલાવી લાગલો સુવાના ઓરડા તરફ ચાલ્યો. લુસીએ તે ઓરડામાં એકજ બતી સલગાવેલી રાખી હતી.

"વેલ, હીલડા!" કાઉન્ટે ઓરડામાં દાખલ થતાંજ વાત શરૂ કરી, "હું કબુલાત મુજબ તારો જવાબ લેવાને અહીં દોડી આવ્યોછ. બોલ, હીલડા–મારી શરત તુને કબુલ છે?"

લુસીએ કશો જવાબ દીધો નહિ તે હીલડાના પોશાકમાં પીઠ ફેરવીને પોતીકા હાથોમાં માથું નાખી બેઠેલી હોવાથી તેણી હીલડા નહિ પણ લુસી હતી એમ જોવાની બરનાડની

"ઓ ખુદા ! કોણ? મારગ્રેટ ! મારગ્રેટ, તું અહીં? ઓ નહિ, નહિ ! તું અહીં કયાંથી હોય? કહે મને કે તું હીલડા નથી, પણ મારગ્રેટ છે !"

"નીચ, દગાખોર, જુલ્મગાર પુરૂષ ! પહેલે મને કહે કે તું કાઉન્ટ બરનાડ નથી, પણ ડયુક ઓફ ગ્રેશેમ છે. તેજ ચંડાલ ગ્રેશેમ કે જેનેથી તારૂ આખું ખાનદાન બદનામ થયું છે ! કેદખાનામાં—"

(જુઓ સફો ૧૨૩ મો.)

આંખો અશક્ત હતી. તે લુસીની વધુ નજદીક ગયો અને તેણીનો હાથ ઘણીજ મમતાથી પોતાના હાથમાં લીધો.

"મારા લવ! ખુદા ખાતર મારી તરફ જો, અને તારી કબુલાત મુજબ મને તારા જવાબથી સુખી કર."

આટલું બોલતાં કાઉન્ટે જેવી લુસીની પાસે સોફા ઉપર બેઠક લીધી કે લુસી તેની સામે છેડાયલી દેવીની પેઠે ઝનુનથી ઉછળી ઉભી થઇ અને પોતાની કમ્મરે બે હાથો ટેકવી ચઢાવેલાં નેણ સાથે તે બદમાશ ગમ ડોલા કકડાવવા પડી.

"ઓ ખુદા! કોણ? મારગ્રેટ! મારગ્રેટ, તું અહીં? ઓ નહિ, નહિ! તું અહીં કયાંથી હોય? કહે મને કે તું હીલડા નથી, પણ મારગ્રેટ છે!"

"નીચ, દગાખોર, જુલ્મગાર પુરૂષ! પહેલે મને કહે કે તું કાઉન્ટ બરનાડ નથી, પણ ડયુક ઓફ ગ્રેશેમ છે. તેજ ચંડાલ ગ્રેશેમ કે જેનેથી તારૂ આખું ખાનદાન બદનામ થયુંછ! કેદખાનામાં—"

"ચુપ–ચુપ! બસ મુગી રેહ!" કાઉન્ટ બરનાડે ઉર્ફે ડયુક ઓફ ગ્રેશહામે પોતાના બને હાથોથી લુસી (ઉર્ફે માર-ગ્રેટનું) મોહોડું દાબી નાખતાં કહયું, "ખુદાને ખાતર, મારગ્રેટ, તે ગઇગુજરી બાબદ યાદ ના કર, અને હરગીઝ તારી ઝબાન ઉપર તે વાત ના લાવ. નહીં તો–ખુદાના કસમ–હું તારૂં ખુન કરશ. ખુનના પરિણામથી હરગીઝ નહિ ડરશ. બોલ, મારગ્રેટ, તું અહીં કેમ આવી?"

"મને તારી બેવફાઇ અહીં લાવી. જો સાંભળી લે! જે હક તું આય નાદાન હીલડાને આપવા માગતો હતો તે હક મને બખ્શ. આય આલીશાન મકાન અને દર માસે હડીસો

પાઉન્ડ સિવાય હું તારી પાસે બીજું કશું માગતી નથી. મને તારૂં દીલ જોઇતું નથી. જ્યાં સુધી મારી બાપીકી દોલત જે તેં મારા હાથમાંથી લુટી લીધીછ, તે તું ફરીથી મારા હાથમાં જોય નહિં ત્યાં સુધી આય તારા મકાન અને દર માસે હડીસો પાઉન્ડની રકમ ઉપરથી હું મારો હાથ કદી પણ ઉઠાવીશ નહિ. પણ એમાંબી જો તું મને દગો દેશે તો બંદીખાનામાંની તારી—"

ડયુકે મારગ્રેટને આગળ બોલવા દીધી નહિ. તેણે ફરીથી પોતાના બંને હાથોએ તેણીનું મોહોડું દાબી દીધું. થોડીક પળો શાંત ચુપકીદીમાં પસાર થઇ. બંને પોતપોતાના ખ્યાલોમાં મસ્ત બની ગયાં હતાં. ડયુક સમજીજ શકયો નહિ કે મારગ્રેટ એકાએક હીલડાના બેડ રૂમમાં કેમ અને કયારે ફુટી નીકલી ? ત્યારે હીલડા કયાં હતી ? શું મારગ્રેટે હીલડાને સઘળા ભેદ ભરમથી વાકેફ કીધી હતી ? મારગ્રેટ તે મકાનમાં નોકરોને સખ્ત તાકીદ કીધાં છતાં દાખલજ કેમ થઇ શકી એ ખ્યાલથી તેના ગુસ્સાની હદ રહી નહિ. આ સઘળુ તે જાણવા માંગતો હતો, અને તેટલા માટે તે મારગ્રેટને હાલ તુર્ત છેડવા નહિ માગતો હતો. વળી તે સમજી શકયો નહિ કે તેની સામે હીલડાના પોશાકમાં ઉભેલી ઓરત ખરેખર મારગ્રેટ હતી કે કોઇ બીજી ?

અરે ? તેણે ખુદ પોતે પોતાના બંને મજબુત હાથોએ મારગ્રેટને ઉંચકીને પુલ ઉપરથી નાઇલ નદીમાં ફેંકી દીધી હતી—અને ત્યારે હવે વળી આ બીજી મારગ્રેટ કયાંથી આવી ? નાઇલના પાહાડ પેઠે ઉછળતા મોજાઓ વચ્ચે તેણીને પોતાની નજરો નજર ઘસડાતી તે ચંડાલે જોઇ હતી—તેણે બરાબર

જોયું હતું કે મારગ્રેટ તોફાની નાઇલના પેટામાં ગરક બની ગઇ હતી–તો પછી તે દદા પાછી ભરતામાંથી જીવતી આવી કે શું? આ સઘળા ખ્યાલો વચ્ચે તેનું મગજ ઘુમવા લાગ્યું!

મારગ્રેટ પણ ચુપકીદી પકડી ઉભીજ રહી. તેણીએ ડયુકને તેના ખ્યાલો વચ્ચે રોકાયલોજ રહેવા દીધો. લગનનાં ગાંઠથી જે સોહવામણા જવાનને તે પોતાનો હકદાર ખાવિંદ બનાવવા માંગતી હતી, અને જે પુરૂષની ઉપર તેણીએ પોતાનું તન મન ધન ફીદા કીધું હતું, તેજ સખ્શ તેણીનો જમ બન્યો હતો! તેણીને પોતાના માર્ગમાંથી દુર કરવા નાઇલ નદીને તેણીનો ભોગ આપવા જેટલી હદેખી તે તઇયાર થયો હતો! પણ કુદરતે તેને માહાત કીધો હતો. કાઉન્ટ સારી પેઠે જાણતો હતો કે તેણીના હાથમાં તેનો ભેદ મોજુદ હતો, જે ખુલ્લા કરવાની શકતી બેમાંજ હતી–એક કુદરતમાં અને બીજી આ ઓરત મારગ્રેટમાં! તેનો તમામ ભેદ જાણવા છતાં તેને પોતાનો હકદાર ખાવિંદ બનાવવાને આ સ્ત્રી એટલી બધી તો દિલોજાન કુરબાન બની ગઇ હતી કે તેણીએ તેની સમજાવટથી પોતાની તમામ મિલકત વટીક તેને સપુર્ણ કરી દીધી હતી!

મારગ્રેટની માતા એક ખુબસુરત ઇજીપશીયન હતી, જ્યારે તેણીનો બાપ એક માતબર અમેરીકન હતો. જ્યાં સુધી ડયુકને તેણીની ગરજ હતી ત્યાં સુધી તેને તેણીને એક અખુટ ખજાના તરીકે સાચવી રાખી હતી, પણ ગરજ પુરી થતાં તેણીને લાગ જોઇને નાઇલ નદીમાં ફેંકી દઇ કાટલું કાહાડી નાખવા માંગ્યું હતું! પણ મોજેજાથી આવા મ્હોત-માંથી છુપાછુપ બચી જવા પછી મારગ્રેટે આ જાલીમ દગલબાજની પુઠ પકડવાનું ચાલુજ રાખ્યું હતું. અંતે તે ઓલ્ડ

કેશલમાં ફાવી, અને લુસી તરીકે તે તેની નોકરીમાં ઠર પડી ત્યારેજ તેણીની ભટકતી જીંદગીને કાંઇક રાહત મલી હતી.

પણ ચાલો–આપણે આપણી કથામાં હવે આગળ વધ્યે.

"મારી પ્યારી મારગ્રેટ," ડયુક પોતાના વિચારોના વમલમાંથી બેદાર થઇ બોલ્યો. મને ખરૂ કહે કે નોકરોને મેં આપેલી સખત તાકીદ અને ગંભીર ચેતવણી છતાં તું અહીં કેમ દાખલ થઇ શકી? ખરૂ કહે મને! હીલડા કયાં છે?"

મારગ્રેટે તમામ સાચ્ચો એકરાર કીધો. ડયુકની અજાયબી અને દલગીરીનો પાર રહયો નહિ. હવેજ તેના નજર સામે ભેદનો પરદો ખુલ્લો થઇ ગયો.

"ઓ મારગ્રેટ મારગ્રેટ! ડયુક બેહદ નાસીપાસી વચ્ચે પોકારી ઉઠયો. "મારો તેં કેવો નાશ કીધોછ તેનો તેં સેહેજ પણ ખ્યાલ કીધોછ?"

"ડયુક!" મારગ્રેટ જુસ્સાથી બોલી ઉઠી. "તુને સહેજબી ખ્યાલ છે કે તેં મારો કેવો બુરો હાલ કીધોછ? મેં તારી ઉપર દીવાનો વિશવાસ મુકયો; તેં મારો નાશ સોધીયો; મેં બાવફા બની તારો ભેદ છુપાવ્યો–તેં બેવફા બની મારા મોતનો ચારો સોધ્યો. તારો બીજો ભેદ એવો છે કે હું ખુલ્લો કરૂં તો તું એક પળમાં ભીખારી બને. તારી માતા અને બેન લાચાર બેચાર બને! બોલ તને કયો માર્ગ પસંદ છે?"

ડયુક થોડીક પળ વિચારમાં પડયો અને પછી પોકારી ઉઠયો, "મારગ્રેટ, હું તારેથી હારીયોછ. મને તારી સરત કબુલ છે. પણ યાદ રાખજે કે અગર જો તેં મને સેહેજબી દગો દીધોછ તો હું તારી જીંદગી હલાક કરશ, અને હું

મારા જાનથી બેજાન બની દુન્યાને ત્યાગ કરશ. કેમ તારે કબુલ છે ?"

"હા–મારે કબુલ છે !" તેણીએ ધીમા અવાજે કહયું.

"ત્યારે મને તારો લેખીત એકરાર આપ," ડયુકે માગણી કીધી.

"એકરાર ! ઓ બરકરાર દિલને બેકરાર બનાવનાર ડયુક ! ઓરતનો સાચ્ચો એકરાર જાણવો હોય તો જો પેલી ટેબલ પર !"

તુરતજ ડયુક તે ટેબલ આગળ ગયો, અને હીલડાનો એકરાર ધડકતા દિલે વાંચ્યો. વાંચતાજ તે હિચકારો હાડેહાડ ધ્રુજ્યો અને "ઓ ખુદા" પોકારતો ખુરસી ઉપર ફસડાઇ પડયો. તેનો ચેહરો ફિકકો મારી ગયો હતો, હોઠો ધ્રુજતાં હતાં, અને કપાલ ઉપર કરચલીઓ વળી હતી.

## પ્રકરણ ૧૪ સું.

### "દીકરા ! એ ઝેરી સાંપોથી ચોંકીને તું દુરજ રહેજે !!"

સુંદર સરોવરોના કાંઠા આગળ "ડેલ કોટેજ" આવેલું હતું, જયાં જોન ડેલ પોતાની અપંગ માતા સાથે રહેતો હતો. આ મકાન જેટલું નાનું તેટલુંજ સુઘડ હતું. તે જો કે ગરીબાઇનો ભાસ આપતું હતું, પણ સ્વચ્છતાનો તે નાદર નમુનો હતો. આ નાના મકાનને મુખડે નાનો બગીચો બનાવવામાં આવ્યો હતો–જયાં સુંદર ગોલાબો, ડેલ્યાસો, અને રંગ બેરંગી ફુલો આંખોને ઠંડક આપતાં હતાં. જોન ડેલની

માતાએ પોતાની બંને આંખોનુ નુર ખોઇ દીધું હતું. આ અપંગ માતા પોતાના બેટા જોન માટે મગરૂર હતી. સખ્ત દીલનાં શ્રીમંતો વીરૂધ ગરવાં ગરીબો તરફની તેની લડતને તે માતા ઉત્તેજન આપતી અને તેને અતી વ્હાલથી ચાહાતી. જોન ડેલની લડત દિવસોના વેહેવા સાથે વધુ અને વધુ મજબુત થતી ચાલી. ગરીબ તથા કામદાર વર્ગ તો તેને ચાહતો, પુંજતો અને માન આપતોજ હતો, પણ તેની મજુર મંડળ માટેની ખીસ્વારથી લડતથી સમજું કેટલાંક તાલેવંતો પણ તેની સફમાં જોડાવવા લાગ્યાં.

ડયુક ઓફ ગ્રેશહામના જાણીતા અને તવંગર કુટું-બની નબીરી મરશીયાની દીલસોજી ખાસ કરીને તેના તરફ જયાદા હતી. હજી સુધી કામદારોએ, તેની સરદારી હેઠલ હડતાલ ચાલુજ રાખી હતી. તેઓના ગુજારા માટે જોન ડેલ પોતાની અખુટ મહેનતથી સારી રકમ જમા કરી શકયો હતો, જેમાં તેની માતા દુશીલા ઘણી સારી મદદ કરતી, અને અપંગ છતાં બેકારો માટે રકમ ઉભી કરવા બીજી ગરીબ બાઇઓને માથે આખા શહેરમાં ફરતી. તેણીની આવી કાલજીથી આ ભલી માંશનરી બાનુ શ્રીમંતો પર પણ સારી અસર કરતી, અને ઘણું સારૂ નાણું જમા કરતી હતી. અપંગ છતાં એ માતા ઘણી કીમતી લેશ ગુંઠી શકતી અને પોતાનો એ નાદર હુનર ગરીબો તથા બેકારોની ઓરતોને મુફત શિખવતી. આ લેસોનો ઘણો સારો ઉઠાવ લંડનમાં હતો, અને આવી રીતે બેકારોના લાભમાં ચાલુ અચ્છી રકમો જમા થતી રહી હતી. આવા સંજોગો વચ્ચે લોર્ડ હેરીસન અને તેના જેવા એરીસ્ટોક્રાટીક

હ માસ્ટરોનો ગુસ્સો જોન ડેલ અને તેની માતા ઉપર વધ્યો જાય તેમાં શી નવાઇ ?

આખો ગરીબ વર્ગ જોન ડેલ પર જાન પ્રાણુથી ગોધા દિવાનો બની ગયો હતો. તેઓ માટે તેની છેલ્લી આંગળીની એકજ ઇશારત બસ હતી. તવંગરો જો કે આજેઝ થતા ચાલ્યા હતા, પણ તેઓ પોતાના અખુટ પૈસાના બળથી પોતાને નીચા પડેલા દેખાડવા માગતા નહિ હતા. આણીમેર જોન ડેલે ગરીબો અને કામદારો વચ્ચે ભાષણો આપવાનું ચાલું રાખ્યું હતું. ભાષણો કરવાની તેની છટા અને ઝમકથી તેની તરફ સરવે કોઇ ખેંચાઇ જતું, અને તેની દલીલોની વખાણ ગાતું.

જોન ડેલ પોતીકી રાંક અસરાફ પણ આંધળી માતા સાથે પોતાનો સંસાર ગરીબાઇમાં ગુઝર કરતો હતો. કરકસ-રીથી જે નાણું બચાવતો તે તે ગરીબો અને બેકારોના લાભ માટે ખરચતો. તેને આ હેતવંતી રૂડી માતા તરફથી મલેલું શિક્ષણ અનુપમ હતું. તેજ આધારે તે ગરીબોમાં જાણીતો માણીતો થઇ પડયો હતો.

અપંગ દુશીલા પોતાના ખુદા તરફની ફરજ બજાવી બેટાની રાહ જોતી એક નીચી આમચેરમાં આળેટાઇ પડી હતી. "મારો બેટા આજે એટલો બધો મોડો કેમ !" તેણી પોતાના મન સાથ પટપટી. "એ લોર્ડ હેરીસનવાળાંઓની વધુ અને વધુ અડ-ફતમાં આવતો જાયછ તે મને મુદ્દલ પસંદ નથી. તે દિવસે મારો બેટા લોર્ડ હેરીસન જેવા વિકરાલ સિંહને તેના ગુફામાં માહાત કરી આવ્યો તે જાણુતાંજ મારૂં હાડેહાડ ધ્રુજ્યું. એ ખુદા ! હેરીસન કુટુંબ મારા હીરામોતીના દીકરા ઉપર રૂઠયું

તો મારેથી બદતર બુરો હાલ મારા એક પુરા ફરઝંદનો કર્યા વગર રહેશે નહિ ! તે એમ કરતાં ખુદાથી પણ ડરશે નહિ."

આ વેળાએ બાહારનો દરવાજો ઠોકાયો. માતા બેહદ ખુશાલીથી ઇઝીચેર ઉપર ટટાર થઇ બેઠી.

"બેટા, તું કાંહ હતો ?" જોન ડેલને ઓરડામાં દાખલ થવાનો સંસારો સાંભળી દુ શીલા બેહદ ઇંતેજારીથી બોલી ઉઠી.

"માતા !" બેટાએ પોતાની માદરને બેહદ મમતાથી જવાબ દીધો. "હું કમનશીબ વીલીયમ ગ્રેનો તથા હીલ્લડાનો પત્તો મેલવવા મારા એક દોસ્તની મુલાકાતે ગયો હતો, પણ ત્યાંથા પણ હું નાઉમેદ થઇ પાછો ફરયો. મમ્મા ડારલીંગ, જ્યાં છે ત્યાં મારો એ કમનશીબ દોસ્ત એકાદ દુરદરાજ મુલકમાં નીકલી ગયેલો હોવો જોઇએ."

"મને પણ એમજ લાગેછ, બેટા ! પોતાની માતાના મરણનો ઝખમ ઓલ્ડ કેશલમાં રહી વખતો વખત યાદ કરવાના જાલેમ દુઃખમાંથી બચવા ખાતર તેણે બસ દેશવટો લીધેલો લાગેછ ! એટલોજ મારો અફસોસ છે કે તે તેની માતાના મોત પછી આપણા મકાનમા પુરો પાધરો એક અઠવાડયું પણ રહયો નહિ."

એજ વખતે નોકરે ખબર આપી કે લોર્ડ હેરીસનને ત્યાંથી એક દાસી ચીઠ્ઠી લઇ આવી હતી !

"કોણ ? હેરીસન ?" દુશીલા ધાસ્તીની મારી પોકારી ઉઠી, "ત્યારે શું અંતે મારો ભય ખરો પડયો ? ઓ ખુદા, ઓ ખુદા !" દુશીલા લોર્ડ હેરીસનના નામથી એટલી બધી તો બેખબર બની ગઇ હતી કે પોતાના બેટાની હાજરી પણ ભુલી ગઇ હતી.

"મમા, મમા !"બેટાએ માતા આગળ જઇ તેણીનો હાથ પોતાના હાથમાં લઇ માયાથી સવાલ કીધો, "તમુને શું છે ? લોર્ડ હેરીસનના નામથી બીહોછ ધ્રુજોછ શાના ?" આટલું બોલી તે પોતાના નોકર તરફ ફરી બોલ્યો. "હું તે દાસીને મલવા માગુંછ. તેને અહીં મોકલ."

દાસી દાખલ થઇ. તેણીએ જોન ડેલના હાથમાં સીલ કીધેલું એક નાનું પરબીડું મેલ્યું જે તેણે બેહદ અજાયબી વચ્ચે ખોલ્યું. વાંચતાંજ તે પોકારી ઉઠયો.

"શાબાશ ! કેલેરા, ધન્ય છે તારી માતાને !"

તે વધુ બોલ્યો નહિ. દાસીને તે પત્રનો જવાબ આપી તેણીને રવાના કીધી.

"બેટા એ દાસી શું કાગળ લાવીછ? કાગળમાં એવું તે શું છે જેથી તું એટલો ખુશી થઇ ગયલો લાગેછ ?"

"મમ્મા ! લોર્ડ હેરીસનની નાની બેટી કેલેરાએ બેકાર કામદારોના લાભ માટે તેણીને પોતાના પોકેટ મની તરીકે મલતા પૈસામાંથી એકઠા કીધેલા ત્રણસો પાઉન્ડની નાદર રકમ મારી ઉપર મોકલી આપીછ ! અને આવી રીતે મારાં એ કામની એ બાનુંએ પુરેપુરી કદર કીધીછ. લોર્ડ હેરીસનની નાની બેટી તેની વડી બેટી કરતાં ઘણી ઉમદા ખાસીયત ધરાવેછ—અને એ રકમ મેં મોટા ઉપકાર સાથ કબુલ રાખીછ. મારી વ્હાલી માતા, હવે મને કહો કે તમો લોર્ડ હેરીસનના નામથી જયાર ત્યાર કાંય બીહ ધ્રુજી જયા કરોછ ?"

બેટાએ પુછેલા આ સવાલથી માતા કાંઇક વિચારમાં પડી, પણ બીજીજ પળે તે પોતાના હોઠો હસ્તા કરી બોલીઃ—

"મારા પ્યારા જોન, લોર્ડ હેરીસનથી આખુ ઓલ્ડ કેશલ ત્રાહે ત્રાહે પોકારેછ તે તું જાણેછ. તેની સામે તારૂં માથું ઉંચકવાની તું હિમ્મત કરે—"

"નહિ મધર ! મને ઉડાવો ના. હું જોતો રહયોછ કે તમો લોર્ડ હેરીસનના નામથી ધ્રભરાઇ જાંઓછ. કેટલી વાર મેં જોયુંછ કે એ નામ સાંભળતાંજ તમારી રગેરગમાં કમકમાટની લાગણી ફરી વળેછ !" મધર ! જોન ડેલે પોતાની માતાના ખભાં ઉપર પોતાનું માથું પ્યારથી નાખી દઇ આગળ ચલાવ્યું. "તમો એક એવો ભેદ તમારા દિલમાં લઇ ફરોછ કે તે મારી આગળ ખુલ્લો કરતાં તમે ડરોછ. માયજી, તમારો એ ભેદ શું છે–બસ મને કહો !"

કુશીલા હસી પડી. તે પોતાના બેટાને પ્યારથી વળગી પડી. "દીકરા, હું તુને સદા કહેતી આવીછ કે લોર્ડ હેરીસન અને તેની ખુબસુરત બેટી કેટી અને તેના કુટુંબથી સદા તું દુર નાસતો રહેજે. તેમના ગુસ્સાથી ડરતો રહેજે, અને એકેક કદમ બેહદ શાવચેતીથી ભરતો રહેજે. કેલેરા ગમે તેટલી ભલી હોય, પણ કેટીથી સદા ખબરદાર રહેજે. કેટી શેરનું બચ્ચું શેર છે. તું કેટીને તારી દુશમન બનાવે તે મને મુદ્દલ પસંદ નથી. સાંભળ, માઇ બોય, ઓરતો બાઝે વખત ઘણીજ કીના ખોર બનેછ. લોર્ડ હેરીસન માટેનો મારો ભેદ એજ છે, બેટા, કે તું તેમનાથી બસ ખબરદાર રહે, અને એ ઝેરી સાંપોથી મારી માફક સદા બિહતો રહે."

જોન ડેલ કાંઇ વિચારમાં પડયો. લોર્ડ હેરીસનનું નામ સાંભળતા તેની વહાલી માતા જે ગભરાટ બતાવતી હતી તે શું માત્ર તેનેજ માટે હતું ? ત્યારે તેનો શક શું ખોટો હતો ?

માતાનું કહેવું નહિ માનવાનો તેને સેહેજ પણ સબબ નહિ હતો.

"અગર જો, મમ્મા, એમજ છે તો હું કહું છું કે મારી છાતી ઉપરથી આજે દસ મણનો ભાર ઉંચકાઇ ગયોછ. હું જેટલો લોર્ડ હેરીસનને તેટલોજ તેની મગરૂર છોકરી કવિન કેટને મારા ખરાં જીગરથી ધિક્કારૂંછ."

તે માતા હસી પડી. "વહાલા બેટા, મને ડર છે કે રખેને એ તારો ધિકકાર કોઇ વાર પ્યારમાં ફેરવાઇ જાય ! તુંબી તેની ખુબસુરતી ઉપર આંધળો બની રખે લોભાઇ જાય, જોન—"

"મધર ! મારી વહાલી મધર ! કેથરીનની ખુબસુરતીની જાલમાં હું ફસી પડું એવો હું નબળો કે પોચો નથી. પણ પણ મારે શા માટે એટલું બધું બોલવું જોઇએ ? તે મીજાજનાં ખોરીયાંને મારી પરણેતર બનાવવાનો ખ્યાલ વટીક કરૂં એટલો હું દિવાનો નથી. તેણીને જીતવાનો ખ્યાલ કરવો એ મારે માટે આસ્માનને હાથ લગાડવા બરાબર છે."

" મારાં પ્યારાં ફરજંદ ! " માતાએ કાંઇ શંકાથી ડોકું ધુણાવી કહયું. "સરજત આગળ સઉને નમવું પડેછ. જે તરફ આપણો ઘણો ધિકકાર દોડેછ તેજ તરફ કોઇ વાર પ્યારબી દોડેછ. સરજત કોઇનેબી છોડતી નથી. ઓરતની સીફત આગળ ભલભલાઓ હાથબી જોડેછ, અને પોતાનેજ માટે ખાડો ખોડેછ."

જોન આ ભલી બુઝોર્ગ બાઇને વધુ ઉશકેરવા માંગતો હતો નહિ. તે પોતાની વહાલી માતાની રજા લઇ ઉઠયો, અને

પોતાના ઓરડામાં જતાં કેટ બાએની માતાની શંકા ઉપર મુછમાં હસતો તે ઓરડો છોડી ગયો.

જોનના જવા પછી તે કમનશીબ માતા ગુડણુમંડીએ પડી અને આસમાન તરફ પોતાના બંને હાથો ઉંચા કરી ઉશ્કેરાયલે અવાજે બોલી—

"ઓ ખુદા, ખુદા ! મારો દિલનો ડંખ હું કયાં સુધી તામોશ કરી શકું ! મારો કમનશીબ ભેદ મારા જીગરમાં કયાં સુધી છુપાવી શકું ? મારા વહાલા બેટાથી તે છુપાવવા માટે હું તેની તકસીરવાર છું. તેના ગમે તેવા શ્રાપને સઝાવાર છું. મારી નામોશી તે જાણવા પામશે તો તે કદીબી મને માફ નહિ કરશે. હેરીસનવાળાઓએ જેવો મારો નાશ કીધો છે તેવોજ તેમનો નાશ થજો. ઓ ખુદા ! મારી પર રહેમ કર, અને મારા એકના એક ફરઝંદને તે ઝેહેરી ઉમરાવથી બચાવ !"

## પ્રકરણ ૧૫ મું.

### ગ્રેશામ હોલનો ગ્રાંડ રીસેપશન મેળાવડો.

બેન્ડો અને જુદા જુદા વાંજીત્રનાં શરોદ વચ્ચે "ગ્રેશ હામ હોલ" આજે ગાજી વાજી રહયો હતો. ભભુકદાર વીજળીની રોશનીથી તેને એવી તો અચ્છી રીતે આરસ્તા કરવામાં આવ્યો હતો કે તેની અંદરનું એક પણ ખુણું ઝકઝકીત રોશની અને સણગારથી ખાલી હતું નહિ. એ ભવ્ય મકાનનાં બગીચાનાં તમામ ઝાડો ને વીજળીક રોશનીમાં ગોયા ઢાંકી દેવામાં આવ્યાં હતાં. રંગબેરંગી વાવટાઓ, તોરણો અને કીમતી

રેશમી ઝાલરો સાથે "ગ્રેશામ હોલ" આજે બસ લાઇટો અને સણગારોનો મીનારો બની ગયો હતો. આખા મકાનમાં કીમતી પરશીયન ગાલીચાઓ બીછાવી દેવામાં આવ્યા હતા. ડરોઇંગ રૂમ જાણે પરસતાનનો માળો બની ગયો હતો. લંડનની જાણીતી ખુબસુરતીઓ, લંડનની અખુટ દોલત અને જાણીતા ખાનદાનની "મગરૂરીઓ" ત્યાં જમા થઇ હતી ! ઉમરાવી ખાનદાની બાનુઓના કીમતી ઝવાહીરો અને સોલે સણગારોથી "ગ્રેશમ હોલ" જાણે બેમુળ હીરા, મોતી, માણેક, લીલમનું એક પ્રદર્શણ બની ગયું હતું ! "એરીસ્ટોક્રાટીક-ઉં"નો આવો ભપકાદાર સામટો જમેલો ઓલ્ડ કેશલમાં અગાઉ કદી પણ જમા થયો હતો નહિ. પોતાના માતબર પરોણાંઓને લંડનથી "ગ્રેશમ હોલ"માં લઇ આવવા માટે નવા ડયુક ઓફ ગ્રેશમનાં ખરચથી સ્પેશીયલ ટ્રેનો છોડવામાં આવી હતી. એ ઉપરાંત મોટરોની મોટી અલગાર લાગી રહી હતી. કોલશાની ખાણોવાળું ઓલ્ડ કેશલનું આ નાનકડું શહેર ઇંગ્લાંડની ટીપટોપ તીસ્માર્ખાં સોસાયટીનાં "ધપધપેયાં વાજાં"ની ધમચકરીથી આજે ગાભરૂ દીવાનું બની ગયું હતું.

અરે-પણ એ બધી ધમાધમી શાની હતી ?

આજનો મોટો મેળાવડો ડયુક ઓફ ગ્રેશમની માતાની ખાસ મરજીથી કરવામાં આવ્યો હતો. પહેલા ડયુક ઓફ ગ્રેશમનાં મરણ પછીનો આ પહેલોજ મેળાવડો હોવાથી તેને જેમ બને તેમ દમામદાર બનાવવામાં આવ્યો હતો. હાલનો વારસ બીજો ડયુક ઓફ ગ્રેશમ પોતાનાં બાપનાં મરણ પછી દુન્યાની મુસાફરીએ નીકળ્યો હતો; જ્યાંથી તે પાછો ફરવાની

ખુશાલીમાં આજનાં મેળાવડાને મનોહર બનાવવામાં કાંકરાની માફક પૈસા ખરચવામાં આવ્યા હતા.

પહેલા ડયુક ઓફ ગ્રેશમના ગુજરવા પછી ત્રણ સાલનો ગાળો વહી ગયો હતો. તેનાં મરણ પછી એક મહીનાની ટુંક મુદતમાં તેનો એક પુરો બેટો ચારલસ ડયુક ઓફ ગ્રેશમનાં ખેતાબ સાથે દુન્યાની મુસાફરીએ નીકળી પડયો હતો! માતાએ બેટાને ઘણીજ આનાકાનીથી પોતાથી જુદો કીધો હતો. તેણી તેને અજબ વ્હાલથી ચાહતી હતી. ચારલસ જ્યારે દુન્યાની મુસાફરીએ બાહાર પડયો ત્યારે તેને એવી કબુલાત આપી હતી કે દુન્યાનો અનુભવ મેળવી એક સાલમાં તે જરૂર પોતાની માતા અને બહેનને પાછો આવી મળશે. પણ બેટાએ આ કબુલાત પાળી નહિ હતી. તેણે લંડન પાછા ફરતાં પોતાના અનેક વાયદાઓ ઉપર પાણી ફેરવ્યું હતું—અને તેથી ડાવેજર ડચેસ ઓફ ગ્રેશામ તેમજ તેવણની દીકરી ધી આનરેબલ લેડી મર્શીયાની નાખુશી અને દલગીરીનો પાર હતો નહિ. મહીનાઓ ઉપર મહીનાઓ પસાર થયા, અનેક વાયદાઓ ઉપર વાયદાઓ ખોટા ઠડયા, પણ રમતાપંચી ચારલસનું લંડન આવવાનુ ઠેકાણું મળે નહિ! જો કે તે થોડી થોડી મુદતે દુન્યાના જુદા જુદા ભાગોમાંથી મા અને બહેન ઉપર કાગળો લખતો રહેતો હતો; અને લંડન પાછા જલદી ફરવાની ઉમેદ ઉપર ઉમેદ આપતો રહયો હતો.

અંતે તેઓના ઘણીજ બોહોળશથી આ "ભટકતો ભુતડો" ત્રણ સાલની મુદતે લંડન પાછો ફરયો. તે વેળાએ બંને મા દીકરીની અજાએબી અને ખુશાલીનું શું વર્ણન કર્યે? ખુશાલી ચારલસના પાછા ફરવાની હતી, જ્યારે અજાયબી તેના ચહેરામાં

થયેલા અજબ ફેરફાર માટે હતી ! ગોયા આગલો લાડકવાયો ચારલસ તે હતોજ નહિ. તેનો આગલો ભરેલો ચહેરો અને બાંધો સુકાઇ સોહરાઇને ફીકકો બન્યો હતો ! ચારલ્સે સમજાવ્યું કે આ સઘળો ફેરફાર તેને આફ્રીકામાં લાગુ પડેલી કાંઇ કાતીલ જંગલ–ફીવરને સબબે હતો. તેને લંડન છોડી ઓલ્ડ કેશલમાં પોતાની રહેવાની મરજી જાહેર કરવાથી ડાવેજર ડચેસ પોતાના વ્હાલા બેટા ચારલશ અને પ્યારી બેટી મર્શીયા સાથે ઓલ્ડ કેશલમાં પોતાનાં "ગ્રેશમ હોલમાં" આવી ડર પડી હતી.

ઓલ્ડ કેશલની સુખદાયક નીરમળ આબો હવાથી ચારલશનાં ચહેરામાં પાછો સારો ફેરફાર થતો ચાલ્યો. આ સાદાં, શાંતીભર્યાં ગામડામાં આવવાથી બુઝોર્ગ માતાને બે રીતનો સધ્યારો મળ્યો હતો. સર્વથી મોટો સધ્યારો તો પોતાના બેટાની તબીયતમાં થએલો સુધારો હતો. જ્યારે બીજો સધ્યારો ચારલી અને ધી આનરેબલ લેડી કેથરીન હેરીસન વચ્ચે વધતી જતી દોસતી માટે હતો. ડચેસની તેમજ મર્શીયાની બંનેની ઘણી મરજી હતી કે લોર્ડ હેરીસનની આખા ઇંગ્લંડમાં વખણાયલી છોકરી કેથરીનને ચાર્લસ પોતાની ભવિષ્યની મોહોરદાર તરીકે પસંદ કરે. આજનાં મેલાવડાનો એક વધુ હેતુ કેટીને ચારલશ તરફ આરણી જ્યાદા ખેંચવાનો હતો.

ચાર્લસ ગ્રેશમ હેન્ડસમ ચેહરાનો, સાધારણ કદનો, બોલી દરાજ અને ખેંચાણકારક દેખાવનો એક જવાન હતો. તેની જીભમાં કાંઇ અજબ મીઠાશ હતો–જેથી તે બધી ઓરતોમાં જલદીથી માનીતો થઇ પડતો. તેના બોલવામાં કાંઇ એવી જુદી

લભ્ભાસ અને શીફ્રારસ હતી, કે તે સર્વ કોઇને પોતાપર લોભાવી દેતો. તે બહારથી ઘણો નેક અને નીતીમાનમાં ખપતો—જયારે બાતેનમાં તે પહેલા નંબરનો એક ઠગારો હીચકારો બ્લેકગાર્ડ હતો! તેની મા અને બહેન તેને હજુબી પહેલાં જેવોજ નેક ને ભલો ધારતાં અને તેની પર બેહદ ફીદા રહેતાં.

ચાર્લસ ગ્રેશમ જયારે એક નાનો છોકરો હતો ત્યારે તેની માયાલુ માતાની નેક કેળવણીથી તે એક ઘણો ભલો અને તાબેદાર છોકરો નીકળ્યો હતો, પણ પાછળથી મોટપણમાં બાપના મરણ પછી દોલત હાથમાં આવતાંજ—તેમજ એખલો બહારગામ મુસાફ્રરીએ જવા બાદ—તે ખરાબ સંગતમાં વીખરી જઇ તદનજ રદબાતલ બની પાછો ફર્યો હતો. પોતાના પાપી લખ્ખણ પોતાની મા બહેનથી તદનજ છુપાં રાખી બહારથી તે ફીરેસતો થઇ ફરતો હતો. પણ એટલું તો કહેવુંજ પડશે કે તે ગમે એટલો બદમાશ અને દામીઝ હતો—છતાં તે પોતાની માતા તેમજ બહેનને ખરાં જીગરથી ન્હાતો ને માન આપતો.

તેની નાની બહેન મંશીયા પોતાના આ નામચીન ભાઇથી તદનજ ઉલટાજ ખવાસની અને અજબ જેવી ઉમરાવી માયાળુ જીગરની છોકરી હતી. તેણી ખુબસુરતીનો એક નાદર નમુનો હતો; પણ તેણીમાં સમાએલી સુંદરતાં બધાં કરતાં કંઇ જુદાજ પ્રકારની હતી. તેણીમાં કેટી હેરીસન જેવી પહેલીજ નજરે ખેંચી લે એવી ઝમકદાર, ખુબસુરતી ન હતી. ઉલટું પહેલી નજરે જેબી કોઇ તેણીની ઠંડી અને શોકાતુર સુંદરતા તરફ જોતું

ઓ પ્રીય વાંચક ! તેણીનાં ચહેરાનું મુખ્ય ખેંચાણ શું હતું તે તું કદાચ કલ્પી શકશે ! બચ્ચાં જેવી નિર્દોષતા અને પવીત્રાઇ તેણીની સુંદર મોટી ઉદાશીત ભુરી આંખોમાં એવાં તો પુર જોસમાં ઝલકી રહી હતી કે જેથી તેણી આ દુન્યાઇ માણુસ કરતાં આકાશની હુરીને વધારે મળતી આવતી હતી.

(જુઓ સફા ૧૩૯ મો)

તે તેણીને એટલી ખુબસુરત નહિ માનતું. પણ જેમ જેમ તેણીને વધુ જોતું અને તેણીનાં સમાગમમાં આવતું તેમ તેમ તેણીની ફરેસ્તાઇ સુંદરતા તરફ દીલ ખેંચાતું હતું.

ઓ પ્રીય વાંચક! તેણીનાં ચહેરાનું મુખ્ય ખેંચાણ શું હતું તે તું કદાચ કલ્પી શકશે! બચ્ચાં જેવી નિર્દોષતા અને પવીત્રાઇ તેણીની સુંદર મોટી ઉદાશીત ભુરી આંખોમાં એવાં તો પુર જોસમાં ઝલકી રહી હતી કે જેથી તેણી આ દુન્યાઇ માણુસ કરતાં આકાશની હુરીને વધારે મળતી આવતી હતી.

તે ચહેરાની ચમક ખુદાઇ ઝલેહનોજ ભાસ આપતી હતી. તે સાદા પણ ઘણાજ શ્રીમંત ઠઠેરામાં સજ થઇ હમણા બધાં પરોણાંઓને "રીસીવ" કરતી એક સંગેમમરનાં પુતળા માફક સ્થીર ઉભી હતી. તેણી બધાં લોકોને મનસે એક અજબ જેવી વીચીત્ર સ્વભાવની છોકરી હતી. તેણી બધાં લોકોને મનસે એક ઉખ્યાણુંજ હતી. તેણી એક આવાં મોટાં ડયુકની છોકરી હતી–તેમજ ધન, દોલત, અને હેતવંતી મા અને ભાઇના સર્વે સુખમાં હતી છતાં તે છોકરી કદીએ ખુશી કે હસ્તી દેખાતી નહિ! તે બધાં સાથે મીઠાસથી વરતતી હતી, પણ તેણીના ચહેરા ઉપર હંમેશનો અજબ જેવાં શોકાતુર પણાં તથા દલગીરનો છાપ દીસ્તો. તે પોતાની જવાન જીંદગીથી જાણે તદન કંટાળી ગઇ હોય તેમ કશામાંજ ઉલટ લેતી નહિ. તેણી સદા મીઠા સ્વભાવની પણ શોકાતુર અદાની દયાળુ પણ ગંભીર અને ગમગીન એક પ્યારી પુટલી હતી.

તે કોઇ છુપા ગમથી પીળાતી હતી, એમ બધાંજ જોઇ શકતાં! પણ તેણીને શું દુઃખ હતું, તે કોઇ કહી શકતું નહિ. તેણી કલાકોનાં કલાકો હવામાં ટીકતી એખલી બેસી રહેતી,

અને કોઇ પણ ચીજમાં ઉલટ યા ઉતેજન હોતી નહિ. તેની માતા અને ભાઇ તેણીને ખુશી રાખવાને પોતાથી બનતું કરતાં, પણ બધુ ફોકટ ! અંતે એકજ માણસ તેણીનાં આવાં એકાંતવાસથી તેણીને બેદાર કરી શકયો હતો.—તે કોણ ?

જોન ડેલ !

ડેલની કારકીરદીમાં તેમજ ગરીબોનાં કામમાં મંરશીયા પહેલેથીજ અજબ ઉલટ લેવા લાગી હતી. બે ત્રણ વેળા કાંઇ કામકાજને બાહણે ડાવેજર ડચેસે આ ભલા ગીશનરી પુરૂષ જોન ડેલને પોતાના આલીશાન મકાનમાં મુલાકાતે બોલાવી તેને પૈસાની મદદ વટીક કરી હતી ડાવેજર ડચેસમાં ઉમરાવી મોટાઇ યા "આરીસ્ટોક્રાટીક ઉ" મુદ્દલ હતું નહીં. તેણીઓ પોતાની રૂડી દીકરીના જેટલીજ ગરીબ વર્ગના માણસો ભણી દીલસોઝ હતી. મા દીકરીને જોન ડેલનું પરગજુ કામ ખચીત ઘણું પસંદ આવ્યું હતું—અને બીજે ત્રીજે બાહણે મંરશીયા જોનને પોતાને ત્યાં બોલાવ્યા કરી તેને પૈસાની તેમજ બીજી ત્રીજી મદદ છુટથી આપ્યા કરતી. આ રીતે જોન ડેલ "ગ્રેશામ હોલ"માં અવાર નવાર આવતો જતો પરોણો થયો હતો.

ચાલ્સને જોન જરાબી પહેલાથીજ પસંદ નહતો; તે જોનને ધીકકારતો; તેના સારા ગુણોથી અદેખો થતો. પણ પોતાની મા અને બહેન આગળ તેનું કંઇજ ચાલતું નહિ. આટલો તેવોનો ટુંક ખુલાસો આપ્યા પછી—ચાલો—આપણે પાછા "ગ્રેશામ હોલનો" પાર્ટી તરફ નજર કરીએ.

મેલાવડામાં લોર્ડ હેનોશનગી પોતાની બંને સુંદર બેટીઓ સાથે હાજર હતો. અને તેની જગપ્રસીદ્ધ બ્યુટીફુલ દીકરી ધી

આનરેબલ લેડી કેથેરીન ! હીરા મોતીના જવાહીરમાં અને કીમતી વસ્ત્રોમાં તે છોકરી આજે ગોયા બેહસ્તની એક હુરીજ હતી ! જ્યારે કલેરા—સાદી નમાની કલેરા શુદ્ધ સફેદ સાદા પોશાકમાં કોઇનું પણ ધ્યાન ખેંચવા વગર દરેક સાથે હસતી રમતી ભેલાઇ ગઇ હતી.

અલબતાં મગરૂર કેટ કોઇને પણ દાદ આપતી નહી હતી ! ચોકશો નહી ! આરીસ્ટોક્રાસીના આવા જબરદસ્ત જમેલામાં એક હડહડતો ડેમોક્રેટ પણ હાજર હતો ! ડાવેજર ડચેસ તથા લેડી મર્શીયાની ઘણીજ બોહોળથી તવંગરોની આજની પારટીમાં જોન ડેલ કાંઇક આનાકાની પછી હાજર થયો હતો. વળી મર્શીયા માટે પણ તેને અજબ લાગણી હતી—કેમકે તે રૂડી અસરાફ બાનુ ગમે તેટલી તવંગર છતાં ગરીબોનાં ભલાં માટે છુપી રીતે તેને વખતો વખત ઘણી મદદ કરતી રહી હતી. આજે જોન મરશયાનું અતી આગ્રહભર્યું આમંત્રણ ના પાડી શકયો નહિ હતો. પણ આવા મોટા ખાંચરેના મેલાવડાનો જોનને આજે પેહલોજ અનુભવ મલવાથી તે ગોયા સુનો સાવજ બની ગયો હતો. તેની નજરે અનેક ખુબસુરતીઓ પડી હતી, પણ આખાં ગેધરીંગની ખરેખરી મોહક અનુપમ ખુબસુરતી કેથરીનની હતી ! તેણે જોયું કે તે 'ચલેજાવ બલેજાવ' મીસી બાબાએ લંડનની સંખ્યાબંધ જાણીતી 'બ્યુટીઓ' ને પોતાની અપાર ખુબસુરતીથી ઢાંકી નાખી હતી ! તેણે એવા નામાંકીત સંખ્યાબંધ ચેહેરાઓ જોયા, જે જોવાનો તેને સ્વપ્નો પણ હતો નહિ. તેણે જોયું કે ખુબસુરતી સાથે દોલત અને દરજ્જો ત્યાં ડગલે અને પગલે વાખેરાઇ પડેલો હતો !

તે એક ખુણામાં અદબ વાલીને મુંગો મંતર ઉભો રહી ધન દોલત અને માલો ખજાનાનો આ તાલેવંત તમાશો 'સ્ટડી' કરતો ઉભેલો હતે।તેટલાં કોઇએ પછવાડેથી તેના ખભાં પર બહુજ આસ્તેથી હાથ ઠોકયો—

તે લોર્ડ હેરીસનનો ભત્રીજો હેનરી હતો !



## પ્રકરણ ૧૬ મું

### એરીસ્ટોક્રાટ કરોડપતીનો ડેમોક્રાટ ગરીબ સ્કુલ-ફ્રેન્ડ!!

"હલ્લો ડેલ !" તે કાંઇ ખુશ મીજાજે બોલ્યો, "યુ હીયર ! ગુડ હેવન્ઝ ! સુરજ કંઇ ઉંધી બાજુએથી હવે રોજ ઉગવા માંડયો છે કે શું !"

" ઓ હેનરી ! ! ગુડ ઇવનીંગ " !—તું તો લંડન ગયેલોની ?

"હા-કાલેજ આય 'રીસેપશન' ને ખાતર પાછો આયો. વેલ ડેલ-તારી શું ખબર છે ? તું તો હમણા હમણા મેં સાંભળ્યુંછ કે મોટો સોશીયાલીસ્ટ કે નીહીલીસ્ટ કે એનારકીસ્ટ બની ગયલો છે હેં !" લોર્ડ હેનરીએ પોતાની ખુશમીજાજી ટકોરબાજી ચાલુ રાખતાં કહયું, "તારા મજુર લોકોની દુન્યા કેમ ચાલેછ ?"

"મજુર લોકો અને માલેતોજારોની દુન્યા એકજ ધરી ઉપર 'રોટેટ' થાયછ, હેનરી !"

" પણ તું-તું લેબરરોનો મોટો ઉપાધ્યો, તું એરીસ્ટોક્રાસીનો કટો વેરી, તું આય મેળાવડામાં ! ખચીત ડેલ, તુને

અહીં જોવાની તો મેં સઉથી છેલ્લામાં છેલ્લીજ વકી રાખી હતી !"

"ડચેસ ગ્રેશહામના અને લેડી મંશીયાના ઘણાંજ બોહ- શીલાં ઇનવીટેશનને માન આપવા વગર મને છુટકો રહયોજ નહીં. કેમ, હું અહીં છું તેથી તારી મજાહમાં ખલલ તો પડતી નથી કેની ?"

"નોટ આ બીટ ! ઓરબી મજાહમાં વધારો થયોછ ! આઇ સે-ડેલ-ઓરીસ્ટોક્રાસી સામેના તારા ગમે તેવાબી ધખારા ઓ છતાં હું આશા રાખુંછ કે તું આપરી ઇટનની જીંદગીના સુખી સ્કુલ-બોય દાહડાઓ તેમજ આપરી વચ્ચેની ધાડી મીત્રાચારીબી ભુલી તો ગીયો નહીંજ હોશે !"

"નહીં-હેનરી ! ઇટન સ્કુલમાં એકજ કલાસની અંદર બે બ્રધરસ માફક આપરે ગુજારેલાં ૪ વરસો હું સેહલથી ભુલી જાઉં તેમ નથી. કદાચ તું હવે મોટો 'પીઅર' થયોછ-ને ઇંગ્લાંડની સઉથી નામાંકીત બ્યુટીફુલ 'પીઅરેસ' ને પરણવાનો છે-તેથી તું મને ગરીબડા મુફલેસ જોન ડેલને હવે ભુલી ગીયો હોય તો કોણ જાણે !"

"છટ છટ, એ તું શું બકેછ, તું મને શું એટલો બધો અનગ્રેટફુલ બીરત ધારેછ કે જે દોસ્તે એક વખતે પોતાના જાનના જોખમે મને ડુબી મરતાં બચાવ્યો તેને હું ભુલુ, તેજ વખતે મે તુને મારી જીંદગી વેર એક ખરો ભાઇ તરીકે ગણવાનું પ્રોમીસ કીપું હતું તે શું તું ભુલી ગયો, હું મારી જીંદગી વેર ગમે તેવું થશે તોબી તુંને એક સાચ્ચા દોસ્ત તરીકે ગણુસ."

એટલું બોલી હેનરીએ પોતાના હાથ જોનના હાથમાં લાગણીથી આપ્યો.

જોન લાગણીથી કાંઇજ બોલી શકયો નહિ.

જોન તું બોલતો કેમ નથી, તું શું મને તારો એક સાચ્ચા ફ્રેન્ડ તરીકે ગણતો નથી ?

બસ હેનરી હવે ઘણું થયું, હું તુને એક સાચ્ચા દોસ્ત તરીકે ગણું છ, પણ હું કેમ ભુલી જાઉં કે તું એક ઉમરાવનો છોકરો છે, જ્યારે હું એક મુફલેસ જોન ડેલ છેઉં.

નોનસન્સ ડેલ, એ બધું હંભગ છે, ખરી ફ્રેનદશીપ આગળ મારા વીચાર પ્રમાણે પડવી, ધન, દોલત એ બધું તુચ્છ છે.

"જોન–હું તુને તારા કહયા પ્રમાણે ખરેખર "ભુલી" ગીયો હોતે તો હમણા અખાડા કરીને તારી આગળથી પસાર પસાર થઇ જતે ! તું આય બધા હીરાઓના ઝકઝકાટથી એટલો તો ડઘાઇ વધાઇને ખુણે ચંપાઇ ઉભેલો કે હું સહેલાઇથી તારી નજર છટકાવી શકતે ! ચાલ હવે એ પીજન છોડી બીજી વાત કયેં. કેમ તું તો બીલકુલ આજે ડાન્સ કરતોજ નથી ?"

"અમીરો સાથે ડાન્સ કરવાનો ફકીરોને હક નથી–હેનરી !"

હેનરીએ હસીને પોતાનો હાથ પોતીકા સ્કુલ–બોયઝ દીવસોના આ માનીતા ગોઠયાનાં ખભા પર મેળ્યો. લોર્ડ હેનરી એક ઉમરાવ હતો–છતાં તે પોતાના તુંદ અને પાજી કાકાના જેટલો ગરીબોને હીણનારો નહીં હતો.

"પાંચ આંગળાં કંઇ સરખાં હોતાં નથી, ડેલ ! બધાજ

અગીરો ફરેસ્તાઓ નથી પણ અંદર કોઇ સારાં માણસોબી હોયછ!"

"બેશક! હું કાંહ તે ના પાડુંછ? પણ તેમ બધાજ મુફલેસ કામદારોબી કંઇ દોજખી દઇતો હોતા નથી, હેનરી!"

"ડેલ—લાંબે વખતે તુંને પાછો મળવા માટે હું ખચીત ખુશી થયોછ. તેમાં ખાસ કરીને તુંને આજે અહીં આવા ટીપ-ટોપ મેળાવડામાં જોઇને ખરેખરજ ખુશી છેઉં! જો કે, દોસ્ત, મારે તુને કેહવું જોઇયે કે તુને અહીં જોઇ ઘણાંક લોર્ડ શીપો અને લેડીશીપોનાં નાખનાં ટીચકાં ચહડી ગેયલાં છે!"

જોન ડેલ સેહજ મુછમાં હસ્યો—

"કદાચ તારા કાકાનેબી મારી હાજરી ભાવી નહી હશે!"

"જરાબી નથી ભાવી! એવણ ને મારી કેટ કાહરનાં ખુબ ખભરાટમાં છે કે ડચેસ ઑફ ગ્રેસહામે તુને અહીં બોલાવ્યોજ કેમ? આઇ સે, ડેલ—પણ તેં હજુ મને કોનગ્રાટયુલેટ નથી કીધો?"

"કોનચાચ્યુલેટ? શાને સારૂં?"

"કેટ સાથે અદરાવા સારૂં!"

જોન ડેલના હોઠો ઉપર તીરસ્કારનું સેહજ હસવું પંથરાયું.

"હું દલગીર છેઉં, હેનરી—કે મારી મુબારકબાદી તુને હું આપી શકતો નથી," તેણે ઘણુાજ ધીમા અવાજે કહયું.

પણ હેનરી આજે ગેલમાંજ હતો. તે હસી પડયો—

"તારો તડ ને ફડ બોલી દેવાનો સ્વભાવ હજુ રેહીજ ગીયો, ડેલ! હું જાણુંછ કે કેટના મીજાજનો તુનેબી કંઇ અનુભવ

મળેલો છે. જોન—આજેજ સહવારે મને મીસ કેનેથે પેલી મોટર બાળી નાખવાની બધી વાત કેહીછ. કેટ ગમે તેવી રીતે વરતી હોય–પણ, માઇ ફ્રેન્ડ, તેં એ છોકરીની તરફ જે જેન્ટલમેનલી વર્તણુક દેખાડી તે સારૂં હું તારો ઉપકાર માનુંછ."

આમ કહી હેનરીએ પોતાના પુરાણા સ્કુલ સોબતીનો હાથ પકડીને તેની સાથ શેકહેન્ડ કરી.

"કોમલ નાજુક બાનુઓ તરફ કોઇબી ખરો ગ્રહસ્થ એમજ પોતાની ફરજ બજાવતે, હેનરી!" જોને આસ્તેથી જવાબ દીધો.

"પણ આજના આવા ઠઠેરાભર્યા મેળાવડા વીશે શું ધારયું? તું તો જાણે હેબતાઇજ ગેયલો લાગેછ? બોલની–જરા તારો વીચાર તો કેહ?"

"શું વીચાર કેહું? હું સમજીજ શકતો નથી કે ડાવેજર ડચેસ અને લેડી મંર્શીયા જેવાં સમજુ બાનુઓ આજે તવંગરોને રીઝવવા માટે પોતાની દોલતનો છેક આટલો બધો ધુમાડો કરવા કેમ તઇયાર થયાં હશે? આજના જંગી ખરચનો એક નાનોજ ભાગ એ બાઇઓએ ગરીબ બિચારાં બેકારો અને તેમની વિધવાઓ માટે આપ્યો હોતે તો–હેનરી—"

"ચુપ, ચુપ, જોન" હેનરીએ જોનને આગળ બોલતાં અટકાવી કહયું, "એવી તકરાર કરવાનો હાલ વખત નથી. જો, જો પેલી ખુબસુરત કાઉનટેસ તારી તરફ જોતીજ ઉભીછ. મને લાગેછ કે તેણીએ તારૂં બોલવું સાંભળ્યુંછ. હું ધારૂંછ કે એને તારા બોલવાથી ગુસ્સો ઉપજીયોછ! તું એને ઓળખેછ કે, ડેલ?"

"નહીં—એ કોણ છે?"

"કાઉન્ટેસ સ્ટરની!" હેનરીએ તેના કાન ઉપર પડી કહયું, "એ તેજ ઓરત છે, જોન, કે જેણીનાં એકજ સખુન ઉપર ઇંગ્લંડનું રાજદ્વારી પલ્લુ ઉલટાઇ જાયછે. રાજદ્વારી સવાલોની ઉકલ પાકલ તે કેમ કરવી, એ નખરાંબાજ બાનુના નખમાં રમી રહયુંછે. બાનુઓના હક માટે લડત ચલાવનાર એ બાનુ કાઉનટેશ સ્ટરની છે, જેણીના એકે એક સખુનમાં અજબ મોહિની છે."

ખરેખર, હેનરીએ જોયું હતું તે ખરૂંજ હતું. કાઉનટેશ સ્ટરની જોન ડેલને કયારની કાંઇક અજબ જીજ્ઞાસાથી ધારી ધારી જોતી હતી, જે તરફ જોન ડેલનું ધ્યાન ખેંચાયું હતું નહિ.

"વેલ—ગુડ બાઇ, જોન! આપરે પાછા મળશું. હવે મને કેટી આગલ જવાની જરૂર છે. ડયુક ઓફ ગ્રેશામ એનો પીછો છોડતોજ નથી."

આમ બોલી હેનરીએ ચાલવા માંડયું. પણ જોન ડેલે તેને બોહેમાંથી પકડયો—

"થોભ જરા—હેનરી." ડેલે કેટી તરફ ચાલી જતા હેનરીને અટકાવી કહયું, "સાંભળ, કેટી તરફનો તારો પ્યાર કમનશીબ છે. હું જોઉંછ કે તે બીજાજનું બોરીયું તારી મુદલ દરકાર કરતી નથી. તુંને થુકીને જોવાનીબી પરવાહ કરતી નથી. તેની રગોમાં તારે માટે પ્યાર જેવું કશું છેજ નહીં!"

હેનરી પોતાની ટકોરબાજ રીત મુજબ ફરીથી મુછમાં હસ્યો—

"તું દરેક બાબદમા એક્ષપર્ટ છે તે હું જાણુતો'તો—ડેલ! પણ તું પ્યાર અને મોહબતનોબી એક સ્પેશીઆલીસ્ટ છે તે તો મેં આજેજ જાણ્યું!!"

"તારી અંગત ખાનગી બાબદમાં વચ્ચે પડવા સારૂ હું માફ માગુંછ–પણ તું મારા પુરાણા મીત્રને ચેતવણીના બે બોલ કેહવાની મારી ફરજ બજાવવા વગર મારેથી રહેવાતુંજ નથી–હેનરી !"

"છટ–છટ ! તું કેટને મારી આંખ્યોએ જોઇ શકતો નથી તેથી એમ બોલેછ—"

"તારી આંખ્યો ? મોહબતમાં મશગુલ બનેલાં માણુસોને આંખ્યો હોતીજ નથી, હેનરી !"

લોર્ડ હેનરી હવે જરા ગંભીર બન્યો—

"જોન–તારૂં બોલવું પથ્થર સમાન છે. પણ તું મને કહેવા શું માગેછ ?"

"એટલુંજ કે તારે શા માટે તેણીની એટલી દરકાર કરવી જોઇએ ? તારા એવા કમજોર પ્યારથી તો તે મગરૂર ઓરત તુને વધારે ધીકકારતાં શીખશે."

"નોનસન્સ ! જોન, એક મરદનો ઓરત તરફ કેવો સાચ્ચો પ્યાર હોયછ તેનો તુને કયાંથી ખ્યાલ હોય ? કેમકે તુને પ્યારનો બીલકુલ અનુભવજ નથી. કેટી મારી અદરાયલી મોહરદાર છે. તેની મોહબતમાં કોઇનોબી હીસ્સો રહેવો જોઇએ નહિ. ધ્યાનથી સાંભળ, કે હું જો જાણુશ કે કેટીએ પોતાનો પ્યાર ડયુક ઓફ ગ્રેશમને કે કોઇબી બીજા ચંડાલને સપુરદ કીધોછ, તો હું બન્નેના જાન લઇ છેલ્લો હુંબી મરીશ—ગુડ બાઇ !"

સ્કુલ દીવસોના તે બે પુરાણા સોબતીઓને વાતમાં છોડી આપણુને તે આલીશાન મોટાં દીવાનખાનાના બીજા ભાગ ઉપર નજર હવે કરવી પડશે.

એક નીચી પોચી મખમલની "સેટી" ઉપર મર્શયા અને કેટ–એકમેકથી તદન ઉલટી પ્રકારની આ બે ખુબસુરતીઓ–એકમેકની પાસે ગોઠવાઇને કયારની કોણ જાણે શુંબી ઘુસ–ઘુસ વાતો કરતી બેઠેલી હતી. મગરૂર કેટ મર્શયાની સોબતથી આજે કંઇ અજબ ખુશમીજાજમાં હતી. તે બેનાં સ્વભાવમાં જમીન ને આસમાન જેટલો ફરક હતો, તે છતાં બેઉ વચ્ચે ઘણી ઘાડી દોસ્તી હતી.

"કેટી ડીયર, આજનાં મેળાવડાથી તું કંઇ બેહદ રાજી થએલી લાગેછ; તે જોઇ મારાં મમા અને ચાર્લ્સનીબી ખુશાલીનો પાર નથી."

"મર્શયા, તારૂં કહેવું તદન ખરૂં છે. આજની મારી ખુશાલી તારી મીઠ્ઠી કંપનીને આભારી છે. તુને આજે હંમેશ કરતાં જરા વધારે ગેલમાં જોઇ હું ખરેખર ઘણીજ ખુશી છેઉં. મને કેહ મર્શયા ડીયર, તું હંમેશ એવી ખુશાલ કાંય નહિ રહેતી ? તારી બીચારી મધરને શા માટે એટલી બધી દુ:ખી બનાવેછ ? તેવણ આજેબી તારે માટે ફરયાદ કરતાં હતાં, કે તું પરણુવા સાફ ના પાડેછ, ને તેમજ તું કશામાં બી ઉલટ લેતી નથી ! મર્શયા, તું શું એમ કરવામાં વાજબી છે ?"

"એમાં હું શું કરૂં ? એમાં મારો કઇ ઇલાજ નથી !" મર્શયાએ એક ગમખાર નીસાશો ખેંચી જવાબ દીધો. "હું પોતે પુઅર મમ્મા માટે ઓછી દુખી થતી નથી. પણ હું શું કરી શકું ? મારાં દીલ સાથ ઘણીબી લડુંછ પણ ફોકટ. હું આય સ્વાર્થી જીંદગીને હવે હદ બાહર ધીકકારતાં શીખીછ–કેટ !"

"અરે પણ કાંય ?–તું આટલી જુવાન છે–પૈસે ટકે પુર છે–ખુબસુરત છે–પછી—"

"બચપણથીજ મને એશઆરામ ધન, દોલતનો તીરસ્કાર હતો; અને હવે તો એટલી બધી કંટાળી ગઇછ કે જરૂર એક દહાડો આ બધુ છોડી દઇ નર્સ યાતો નન બની, મારી દુખી જીંદગીને સુખી બનાવશ. પણ હમણા તેમ હું મારી મધરને ખાતર કરી શકતી નથી. તેણીને ખાતર હું આ બધું મુગે મોઢે સહન કરૂંછ."

"પણ તુને દુખ શાનું છે—ડીયરી ?"

"એમ પુછ કે શાનું સુખ છે ? કેટ ડીયર, તવંગરીમાં સુખ નથી. ખરૂં સુખ ગરીબાઇમાં છે. તવંગરી સ્વાર્થી છે. જ્યારે ગરીબાઇ બીન સ્વાર્થી છે. હું એક ગરીબને ત્યાં અવતરી હતે તો હું ચિત્રો ચીતારીને મારો ગુજારો કરતે. પણ આય મારી તવંગરીમાં એક ડયુકની દીકરી તરીકે હું તેમબી કરી શકતી નથી !"

મર્શીયાની આવી વાતો સાંભળી કેટ તો બે ઘડી ડંગજ થઇ ગઇ ! પણ તેટલાં તેણીની નજર મર્શયાએ પોતાની છાતી આગળ પહેરેલાં સુંદર ગુલાબો તરફ ગઇ.

મર્શયા ડીયર કેટલા સુંદર ગુલાબો છે ! મને એમાનો આય એક લાલ લેવા ગમેછ. કેહની કોણ તરફની એ તુંને ભેટ મળીછ ?"

કેટીએ કાંઇક અજાયબી સાથ જોયું કે મર્શયા એક-દમ લાલ થઇ ગઇ હતી. તેણીની સુંદર આંખ્યો નીચે નમી ગઇ. પણ તેણીએ કેટીને કંઇબી જવાબ આપ્યા વગર

ઝટ તે એક ગોલાબ કાઢી કેટને આપ્યો, જે કેટે પોતાની છાતી પર લટકાવ્યો.

"શું છે, મર્શયા ? તું એટલી લાલ કેમ બની ગેઇછ? કંઇ સમજ પડે ? તુંને આ સુંદર ફુલો કોણે ભેટ આપ્યાંછ ? ડીયર–કેહની ?"

"કેટ, એ શું ઘેલાં ? હું શાને માટે લાલ થાઉં ? આય ગુલાબો મને મી૦ જોન ડેલે આજે સાંજે મોકલી આપ્યાં. એવણનાં કોટેજનાં નાના બાગમાં જેવાં સુંદર ગુલાબો થાએછ તેવાં કેઠે થતાં નથી. કેટ, તુંનેબી એ ગમ્યાં કેની ?"

તે વધુ આગળ બોલી શકી નહિ. કેટીનો હસતો ખુશાલ ચહેરો એકદમ તુંદ અને કરડો બન્યો.

"મર્શયા એ તું શું બકેછ ? તું શું એટલી બધી ભાન ભુલી બનીછ કે જોન ડેલ જેવાં એક કંગાળ ભિખારીની આપેલી ભેટ તે તેં સ્વીકારી, તારાં ઉંચ ખાનદાનને ખરાબ લગાડવાની કેમ હિંમત કીધી, તે હું સમજીજ શકતી નથી."

આ પળે એતેફાકથી આ બીજાજી છોકરીની નજર અચબુચ જોન ડેલ ઉપર પડી–તે થોડેક છેટે હેનરી સાથ વાત ચીતમાં મશગુલ હતો. જોનની અને તેણીની નજર એક થઇ. એક ન સમજ પડે તેવી લાગણી તેણીનાં દીલમાંથી પસાર થઇ ગઇ. અચબુચ કંઇક લાગણીને આધીન થઇ તેણીએ પોતાની છાતી આગળથી ઘણુજ જુસ્સાથી તે લાલ ગુલાબ પાછું ખેંચી કાહડયું અને તેને પીખી ચુંડી નાખી ત્યાંજ ભોંય પર ફેંકી એક તીરસ્કારની નજર જોન પર ફેંકી ઘસારા સમેત મંશીયાને છોડી ગઇ !

જોન ડેલે આ બધા તમાશા જોયા–પણ કાંઇ બોલ્યો

નહીં. હજુર તો હેનરી કંઇબી બોલે પણ તેટલાં ડેલે પોતાની સામે કાઉન્ટેસ ઓફ સ્ટરનીને હસતે ચહેરે તેની આગળ ઉભેલી જોઇ. તે તકનો લાભ લઇ હેનરી ત્યાંથી ચાલી ગયો.

તરતજ કાઉનટેસ ઓફ સ્ટરનીએ બોલવા માંડયું—

"માફ કરજો; તમોને રોકવા માટે હું દલગીર છું. મારી ઓળખ તમોને બીજા પાસે આપવાની જરૂર જોતી નથી. હું કાઉન્ટેસ ઓફ સ્ટરની છું. મેં હમણાજ તમારૂં નામ જાણ્યુંછ. તમો મી૦ જોન ડેલ છો?"

જોન નમીને હંકારમાં જવાબ દીધો.

"ત્યારે તો તમો સાથે સેલ્ફ–ઇનટ્રોડયુસ થવાની ખુશાલી હું દાબી શકતી નથી. તમારા પવીત્ર મીશનથી હું બેખબર નથી. મી૦ ડેલ, હું તમારા કામની પુરેપુરી કદર કરૂંછ. આપણે બંને એકજ હોડીમાં મુશાફરી કરીએછ. મારૂં કામ બાનુઓને મરદો કનેથી હકો આપવાનું છે, તમારૂં કામ ગરીબ કામદારોના હક તવંગરો કનેથી મેળવવાનું છે. કોઇને પણ વચમાં લાવવા વગર મારી ઓળખ આપવા માટે હું માનુછ કે તમો મને માફ કરશો."

એટલું બોલી તેણી જોન ડેલની પાસે બેસી ગઇ, ને જરાબી ઓસ્કાયા વગર કેટલાં વરશોની જાણે જોનની મીત્ર હોય તેમ ગરીબોના હકો માટે તકરાર કરવા મંડી ગઇ.

જોન તો આ કાઉન્ટેસની વાકચાતુરીથી બસ થસજ થઇ ગયો. તે પોતે ઝબાન દરાજીમાં આખા ઓલ્ડ કેશલમાં પ્રખ્યાત હતો, પણ તેણે જોયું કે તેની જબાન કાઉન્ટેસ ઓફ સ્ટરનીની બોલવાની છટા આગળ બીલકુલ બેહીસાબ હતી.

"માફ કરજો; તમોને રોકવા માટે હું દલગીર છું. મારી ઓળખ તમોને બીજા પાસે આપવાની જરૂર જોતી નથી. હું કાઉન્ટેસ ઓફ રટરની છું. મેં હમણાજ તમારૂં નામ જાણ્યું છે. તમો મી૦ જોન ડેલ છો?"

(જુઓ સફા ૧૫૨ મો.)

તેઓએ આખો વખત બધુ ભુલી જઇ એલારપેલાર વાતો કરવા માંડી. અંતે પંદરેક મીનીટ પછી કાઉન્ટેસનેજ વહી ગયલા વખતનું ભાણુ આવ્યું—

"મી૦ ડેલ, મેં તમારો કીમતી વખત લગભગ ઘણો રોકી દીધો તે માટે હું તમારી દરગુજર ચાહુછ. હું તમોને તમારાં બીજાં ફ્રેન્ડોથી વધુવાર વીખુટા પાડવા માગતી નથી."

બીજીજ પળે તે બાનુ જોન ડેલથી છુટી પડી ટોળામાં ભેલાઇ ગઇ. જોને જોયું કે આ કાઉન્ટેસ મગરૂરી વગરની એક ખુબસુરત ઉમરાવજાદી હતી. તેણી ઇંચે ઇંચ એક 'લેડી' હતી. ખુદ ખુદરત તેણીના ચહેરા પર હસ્તી હતી. લેડી સ્ટરનીથી કેથરીન બીલકુલ ઉલટુજ ચીત્ર રજુ કરતી હતી.

લેડી સ્ટરનીથી છુટો પડી જોને હેનરીની પુઠ પાછી પકડવા માંગી–પણ હેનરીનો પતો મળ્યો નહિ. વળી તેણે જોયું કે થોડીક મીનીટની વાત ઉપર જે જગ્યાએ કેથરીન અને મંશીયા વાતોમાં રોકાએલાં હતાં ત્યાં હવે તેઓ હતાં નહિ. તેને થોડીજ ખબર હતી કે બગીચાના એક ખુણામાં મોટા ઝાડ હેઠળ કેટી અને ડયુક એક બાજત ઉપર ખુશ વાતોમાં લીન બની ગયલાં હતાં.

"ડયુક," કેથરીને હસીને કહ્યું, "આજનો મેળાવડો ફતેહમંદ નીવડવા માટે હું તમુને મુબારકબાદી આપુંછ. પણ આય મેળાવડા માટે મને એકજ દલગીરી ઉપજેછ, તે એજ કે તેમાં તમોએ આપણા કટ્ટા દુશ્મન જોન ડેલને સામેલ કીધોછ. જયારેબી હું તેને મારી નજર સામે જોઉછ ત્યારે મને મોટો ધીકકાર છુટેછ."

ડયુકે કેટના ચહેરા ઉપર એક જબરદસ્ત "થોબરો" ખુલ્લો પ્રગટી નીકળેલો જોયો. તે કાંઇક ખસીયાણા સાદે બોલ્યો:—"કેથેરીન, તારી ફરીઆદ વાજબી છે. પણ એ માટે હું નહિ પણ મારા મમા અને મારી બહેન મર્શયા જવાબદાર છે. તેઓ તરફથી હું તારી માફી ચાહુંછ. આજના મેળાવડામાં મને પોતાનેબી તેની હાજરી નાપસંદ છે. ખરૂ માનજે, જોન ડેલ માટેની મારી બહેનની બેવકુફાઇ ભરી લાગણી જોતાં હું મોટી મુશકેલીએજ મારો ગુસ્સો અટકાવી શકુંછ !"

"હું એ સાંભળી ઘણી ખુશી છું. મને ઉમેદ છે કે તમો આ સંબંધમાં મજબુત હાથે કામ લેશો. ચાલો, હવે આપણે જઇએ."

આટલું બોલતાં કેથરીન પોતાની જગાએથી ઉઠી; પણ જેવી તેણી આગળ વધતી હતી કે તેજ પળે ડયુક કંઇ ઉશ્કેરાએલી હાલતમાં બોલી ઉઠયો:—

"થોડીક વધુ પળ થોભ, કેટ—અને મારૂં સાંભળ ! જે પળની હું લાંબી મુદતથી ઉમેદભર રાહ જોતો હતો, તેજ પળ હાલનીજ છે. કેથરીન—હૂં તુંને ખરા જીગરથી ચાહુંછ. મારી લાંબી મુસાફરી દરમ્યાન જો કોઇબી ઓરતની સુરત સદા મારી નજર સામે હસતી ઉભી રહેલી હોય, તો તે તારી હતી. કેટી, હું તારા પ્યારનો ઉમેદવાર છું."

આટલું બોલી તે તેણીની આગળ ગુંઠણીએ પડયો, અને પોતાની બેઠક આગળ ઉભેલી નાઝનીનનો નાજુક હાથ તેણે પોતાનાં હાથમાં લીધો. આ વેળાએ પાસેની ઝાડીમાં કંઇ ખડખડાટ થતો કેટીએ સાંભળ્યો, પણ તેણીને તેની થોડી

દરકાર હતી? તે પોતાનો હાથ ડયુકના હાથમાંથી ખેંચી લઇ બોલી ઉઠી:—

"તમારો હાથ! ઓ ખુદા! કેટલો બધો ખરબચડો છે? જયારેબી તમે મને સેકહેન્ડ કરોછ, ત્યારે મને લાગેછ કે એ હાથ એક ડયુકનો નહિ, પણ કોઇ લોખંડ અને લાકડાં સાથ લડત ચલાવતા ગરીબ લુહાર કે સુથારનો છે."

કેટીએ કરેલા ટીકાથી ડયુકના ગભરાટનો પાર રહયો નહિ. તે કશો જવાબ દઇ શકયો નહિ. તેનાં ખરબચડાં હાથ માટે એકલી કેટીએજ નુકતેચીની કીધી હતી નહિ, પણ ઘણાકોએ તે માટે અગાઉ અજાએબી બતાવી હતી!

"કેટી," વાત ઉડાવી ડયુકે કહયું. "મારા સવાલનો એ જવાબ નથી. કહે કે તું મને ચાહાયછ! અખુટ પ્યારથી હું તને ચાહુંછ, ઉંડી મોહબતથી મેં મારા જીગરનાં મંદીરમાં તુને જગો આપી હું તારો પરસ્તાર બન્યોછ. ડારલીંગ કેટી, મારી મોહબતનો બદલો તારા પ્યારથી મને આપ"

"એ વાત જવા દો, એ કદીબી બને તેવું નથી! હું તમુને તો શું પણ કોઇને ચાહી શકીશ નહિ, ડયુક! હું આય દુન્યામાં મારા પપા સિવાય કોઇપણ મરદને ચાહી શકતીજ નથી. હું તમુને નીરાશ કરવા માટે હું ખરેખર દલગીર છું, ડયુક—પણ તમો જાણોછ કે હું મારી મરતી માતાને હેનરી સાથે પરણવા વચન આપી ચુકીછ. તે છતાં તમોએ કીધેલી માગણી—"

કેથરીન વધુ બોલી શકી નહિ તેણીએ એકાએક પોતાની સામે હેનરીનેજ ઉભેલો જોયો! ડયુકે ફગલાએલે ચહેરે હેનરીને

ખુબ ઠસ્સામાં ડોકયું કરયું–અને જાણે કંઇજ બન્યું ન હોય, તેમ ત્રણે જણ તે જગ્યા છોડી ગયાં.



## પ્રકરણ ૧૭ મું.



## રંગમાં ભંગ!

મોહબતમાં ચકચુર બનેલા બે જવાન હમનબરદોની વચમાં એક પ્રીન્સેસના ટેક અને દમામ સાથ ચાલતી કેથરીન પાછી દીવાનખાના ભણી ગઇ. હેનરીની ખુશીનો પાર હતો નહિ. ડયુકનો હાલ જુદોજ હતો. વર્ષોથી ધારી રાખેલી પોતાની ઉમેદમાં તેણે પોતાને પોતાના હરીફના દેખતાં આજે મહાત થએલો જોયો હતો. આજનાં મેળાવડા પાછળ પૈસાનો મોટો ધુમાડો કરવામાં તેને કેથરીનને રાજી કરવાનો હેતુ રાખ્યો હતો, પણ આ હેતુ તેને જમીનદોસ્ત થએલો જોયો. કવીન કેટે તેને મજબુત–રોકડી–શરયામ "ઝાડુ" આપીં હતી! બીજા હાથ ઉપર હેનરીનાં ધુખરાએલાં ચહેરા ઉપર કંઇ ખુશાલીએ જગ્યા લીધેલી તેને જોઇ. મોહબતની બાજીમાં માહત થયલા એક હરીફને મનથી આ ખેજાલત અને નામોશી તમે શું સમજો છો? ડયુક સાબનો મીઝાઝ હમણા એટલો તો બરખેલાફ હતો કે જો તેવનનું ચાલતે તો આ જીણું જીણું મુછમાં હસ્તા બેવકુફ,, બેઅદબ, હેનરીનો તોટોજ ભચડી નાખતે!

પણ—ઓ—!!

ત્રણુડે જણાં એક શબ્દ પણ બોલવા વીના તે ભપકા-બંધ દીવાનખાનામાં દાખલ થયાં કે તેઓની મોટી અજાએબી

વચ્ચે તેઓએ જોયું કે ત્યાંના મેળાવડામાં કાંઇક ગભરાટ ફેલાઇ રહયો હતો !

તે "હોલ" માં બે કંગાળ ચીંઠલેહાલ દેખાવની ઓરતો કોઇનાં પણ ડર વગર કોણ જાણે કેમ દાખલ થવા પામી હતી !

વળી મોટી અજાએબી તો એ હતી કે તેવો લોર્ડ હેરીસનને મલવા માંગતી હતી ! વડી ઓરતનો દેખાવ વધુ કંગાળ હતો, તેણીનો પોશાક બીલકુલ હાલહવાલ હતો. તેણીની વય ચાર દાહેકાથી વધુ હતી,—અને તેણી દેખાઇતી ઘણીજ નાતવાન, નાદરૂસ્ત તબીયતમાં હોય તેમ નજરે પડતી હતી. તે ઘરડી બાનુને હાથનો ટેકો દઇને ઉભેલી બીજી ઓરત ભર જવાન વયની છતાં, ઉંચા કદની અને પાતળી હતી. પણ તેણી ગમે તેટલા પોતાને મેલા કપોશાક છતાં કોઇનું પણ ધ્યાન ખેંચે એવી રંગરૂપે મોહક હતી.

"મને બતાવો, ખુદા ખાતર મને કોઇ દેખાડો, કે લોર્ડ હેરીસન કયાં છે ?"

વડી ઓરતનો આવો પોકાર ડરોઇંગ રૂમમાં ધમધમી રહેલો હતો. આવી બે કમીની ઓરતોને આમ ટીપટોપ ઉમરાવી જમેલામાં વગર તેડે ઘુસી આવેલી જોતાંજ 'ગ્રેશમ હોલ' માં મોટો હોહોકાર મચી રહયો હતો—પણ જયારે તેઓને મોઢે લોર્ડ હેરીસનનું નામ સાંભળવામાં આવ્યું, અને જયારે તેઓને આમ બેધડક કલ્લાબકોર કરતી પરૌણીઓએ દેખી, ત્યારે તો તમામ મેળાવડાની અજાએબીનો પાર રહયો નહિ હતો. અલબતાં "ભાભડભુંજાં ભીખારડાંઓ" થી સુગાતાં કેટલાંક તાલેવંત તીસમારખાંઓનો મીજાજ હાથથી ગયો હતો. કેટલાંક "નસકોરાં" ઓએ આ બંને

"મુફલેસ" સ્ત્રીઓને હંકારી કાહડવાની બુમાબુમ કરી મેલી હતી! પણ તે બેઉ બેગાની ઓરતો જાણે ભલા ધનેતરોની દરકાર કરતીજ નહિ હોય તેમ લોર્ડ હેરીસનને તે મેળાવડામાંથી શોધી કાઢવા આસપાસ નજર કરતી ઉભીજ રહી હતી.

એજ વખતે લોર્ડ હેરીસન બીજા પરોણા સાથે હસ્તો હસ્તો અને વાત કરતો ડરોઈંગ રૂમમાં દાખલ થયો. તેને જોતાંજ વડી ઓરત એક છેડાએલી વાઘનની માફક તેની તરફ ધસી ગઇ અને ચીચવાયલે અવાજે ઓરડો ધ્રુજી રહે તેમ તેણીએ બરાડ પાડી—

"આહ! હીયર યુ આર–યુ ત્રેટર! અમારી પાયમાલી કરનારો તુંજ લોર્ડ હેરીસન છે! જો, મારી તરફ નજર કર! અને મારી બેટી પર હજુબી રહેમ કર–ઓ જાલીમ ઉમરાવ!"

તાજુબી, ગુંચવણ, ગભરાટ અને ગુસ્સાને મારે હાજર રહેલું સૌ કોઇ તો જાણે દીગમુઢ થઇને ઠસજ બની ગયું! લોર્ડ હેરીસન જેવા એક અમીર સાથે આવી બે રંજી પેંજી રખડેલ સ્ત્રીઓને શો સંબંધ હોય તે તેઓ સમજીજ શકયાં નહિ. એકકેએકની નજર લોર્ડ હેરીસનની ઉપર ચોંટી બેઠી હતી. હીઝ લોર્ડશીપ શો જવાબ દે છે, તે સાંભળવાને દરેકે દરેક જણનાં કાનો ઉભા થઇ રહયા હતા.

"એ આ બધું શું નોનસન્સ છે?" લોર્ડ હેરીસને આસપાસ નજર કરી સહેજબી ઉશકેરાયા વગર દયા અને દીલસોજીના ઢોંગથી કહયું, "મુરખ સ્ત્રીઓ! તમે મારા ઠપકા કરતાં દયાને વધુ લાયક છો. ને ખાસ કરી આ બુઢી ચકરમ ઓરત કોણ છે? હું તેને જરાબી પીછાણતો નથી."

આ સખુનો સાંભળી તે જઇફ બાઇ વળી પાછી એકદમ ઉશ્કેરાઇને લોર્ડ હેરીસનની અડોઅડ ગઇ—

"લોર્ડ હેરીસન ! હું શું તારી બદમાશીથી એટલી બધી કરમાઇ ગઇછ કે મારી સીકલ પણ ફેરવાઇ ગઇછ ? હું તારા એકવારના દોસ્ત મારટીન ફોક્સની વિધવા લીઝી છું-જો, મારી ગમ બરાબર જો !—"

કેથરીન જે આટલો વખત સુધી આ બે નાચીઝ ઓરતોથી કમકમીને દુર ઉભી હતી, તેણી હવે ત્યાં ધસી આવી અને ગુસ્સાથી પોકારી ઉઠી:—

"આ દીવાની ઓરતને અહીંથી એકદમ બહાર કાઢવાની શું અત્રે હાજર રહેલા કોઇજ જેન્ટલમેનમાં તાકાત નથી ? —એઇ ગળે પડુ ઓરતો ! અહીંથી દુર થાઓ ! નહિ તો નોકરો પાસે ધક્કા મરાવી તમને બહાર કહડાવવામાં આવશે !"

આમ બોલી કેથરીન તે બુઝોર્ગ સ્ત્રીને હડસેલો મારવા જતી હતી-પણ કલેરા વચ્ચે પડી—

"કેટી, ખુદાને ખાતર ઉશ્કેરાઇ ના જા ! એ બીચારી કાંઇ ભુલતી જણાયછ."

પણ કલેરાનું આવું ડહાપણ ત્યાં હાજર રહેલાં ઉંચે ઉપારેનાં કેટલાંક પરોણાઓને મુદ્દલ પસંદ પડયું નહિ. "એ કંગાલોને એકદમ બહાર કાઢો !" એવા અનેક પોકારો આજુ બાજુ ઉઠી રહયા. કેટલાંક વધારે સમજુ "ગેસ્ટો"એ આ બે ઓરતોને નરમાશથી સમજાવી બહાર કાઢવાની કોશેશ કરી-પણ ફોકટ ! જાણે ઘરથી "દહી ખાઇ"ને પોતે આવી હોવ તેમ તે સ્ત્રીઓએ પોતાની જગ્યા ઉપરથી એક કદમ પણ

આગળ ભરવાની સાફ ના પાડી! જબરીનાં ઇલાજો લેવાનો હવે શોર ઉઠી રહયો. નોકરોને પણ બોલાવવામાં આવ્યાં, અને ડયુક ઓફ ગ્રેશેમે કરડા ધોધારી સાદે આ બે "દીવાની જેવી દેખાતી સ્ત્રીઓ" ને ઘસડીને બહાર લઇ જવાનો તેમને હોકમ આપ્યો પણ તેજ ઘડીએ સઉ કોઇની અણહદ અજાયબી વચ્ચે લેડી મંશીયા અચણુચ ત્યાં ચાલી આવીને ભાઇની આડે પડી!

"સબર, ચાર્લસ!! એ તું શું બેવકુફાઇ કરેછ!" તેણી ખુલ્લે પણ ગમખાર અને મકકમ સાદે બોલી, "આય મુફલેશ ઓરતોને જબરીથી બહાર કાઢવા સામે હું મારો પ્રોટેસ્ટ ઉઠાવુંછ! એમનો ખુલાસો સાંભળવાની આપણી ફરજ છે. પછી તે માનવો કે નહિ તે આપણું કામ છે"

એવા તો અસરકારક સાદે તેણી આ બોલી કે ગ્રેશામ હોલનાં નોકરો પણ બાજુ હઠી ગયાં. પણ તેથી ડયુક ગ્રેશમ ઉપર સહેજ પણ અસર થઇ નહીં. તે પોતાની બેહન ભણી એક છેડાયલાં ભુંડની માફક ફરયો—

"ડોન્ટ બી સીલ્લી, મંશીયા!" તેણે ચીરડાઇને કહયું, "આય ચકરમ લ્યુનાટીકો મારા ગેસ્ટને અપમાન કરે તે હું ચાલવા દેવાનો નથી. બસ હાંકી કાહડો આય ઓરતોને!"

ડયુક સાહેબ તરફનો હુકમ ફરીથી મળતાંજ નોકરો પાછા તે સ્ત્રીઓને પકડવા આગળ વધ્યા—પણ તેજ પળે જોન ડેલનો સ્પષ્ટ અને જોરાવર અવાજ સાંભળી વળી પાછાં સર્વે કોઇ દાંએબાંએ બની ઉભાં—

"ખીસ્તાં રેહો! બે નીરાધાર બાઇઓને અહીં હું તમારેથી હલાક થવા દેવશ નહીં!" તેનો ઠઠરાવનારો સાદ જાણે ઓરડામાં ધમધમી રહયો, "ખુદાને ખાતર આ બાઇની ફરીયાદ

પર કાન ધરો. એ બિચારીને નાહક પરેશાન ના કરો. એ દીવાની હોય તેમ લાગતું નથી. તેમાં આય ઓલ્ડ લેડીની તબીયત ઘણીજ નબળી લાગેછ—તમે એટલાં ઘાટકી થશો નહીં ! ઇનશાનો તરીકે આપણી ફરજ છે કે એને શું કેહવાનું છે તે સાંભળવા વગર એને હાંકી કાહડવી નહીં !"

"કદી નહિ, કદી નહિ," કેટી ગુસ્સાથી દેવાનીની માફક પોકારી ઉઠી, "આવાં હલકત નીચ ભીખ્વારડાંઓને ટેકો આપનાર આય માણસજી એજ વર્ગનો છે ! એનીજ ઉશકેરણીથી આય બે બદામની રસ્તે રખડતી ઓરતો મારા માનવંત પેદરને અપમાન કરવા અહીં આવીછ. ડ્યુક ! મારી તમુને ખાસ અરજ છે કે જો તમારામાં મરદપણું સેહજબી મોજુદ હોય તો આ બંને બદકાર સ્ત્રીઓને અને તેને ટેકો આપનાર આય કસરવેજ ધણીને એકદમ અહીંથી દુર કરો !"

ડ્યુક ઓફ ગ્રેશામ કંઇ બોલવા જતો હતો—પણ તેટલામાં વળી એક બીજી બાનુ બેહદ ઠસ્સાથી પરોણા વચ્ચેથી બહાર નીકળી આવી. આ ઓરત "કાઉનટેસ ઓફ સ્ટરની" હતી.

"તમે લોક બધાં ભેજાં શાંત રાખીને વાત કરતાં નથી !" તેણી દમામથી ઘાડે અવાજે બોલી—અને સઉ કોઇ ચુપ બનીને તેણીને સાંભળવા પડયાં—"શેમ, મીસ હેરીશન ! તમારેથી એ વકી મેં રાખી નહીં હતી ! મી૰ ડેલના મત સાથ હુંબી મલતી થાઉંછ કે ઇનસાફને ખાતર આ બાઇઓનો ખુલાશો આપણે સાંભળવોજ જોઇએ. તવંગરોને જેટલી દોલત પ્યારી છે તેટલીજ ગરીબોને પોતાની હોરમત અને ઇજત પ્યારી છે !"

આટલું બોલી તેણીએ તે જઇફ બાઇ તરફ ફરીને કહયું,

"મેડમ-અમે જોઇયેછ કે હમણા તમે તદન બીમાર છો-પણ તોબી તમારે જે કહેવું હો તે બેલાશક કહો. કેહો—તમારી શી ફરીયાદ છે ?"

મીસીસ મારટીન ફોકસનો દેખાવ હમણા ખરેજ દયા અને અંદેશો ઉપજાવનારો હતો ! તેણી અતીશય નબળાઇને મારે ધબ કરતી કે ભોંય ઉપર ફસડાઇ પડી. નબળાં "હાર્ટ"થી તેણી મુશકેલાઇએ દમ લેતી હતી-પણ તોબી તદન ફીકકાં, મોત જેવાં સફેદ મ્હોંડાંએ તેણીએ પોતાની હકીકત કહેવા માંડી. તેણીનો ખુલાસો ટુંકો હતો, પણ તે દયાજનક હતો. તેણીએ ગળગળે ધ્રુજતે સાદે બોલવા માંડયું, અને દરેક જણ મુગું મંતર થઇ ઉભું. તેણીના દાસ્તાનનો સાર એ હતો કે તેણીનો ખાવીંદ મારટીન ફોકસ મરતી વખતે ઇંગ્લંડમાં પોતાની દોલતનાં ત્રસ્ટી તરીકે લોર્ડ હેરીસનને પોતાની તમામ દોલત સપુરદ કરી ગયો હતો. આ દોલત આશરે પચાસ હજાર પાઉન્ડ જેટલી હતી. મારટીનના મરણ પછી લગભગ બે વરસ સુધી લોર્ડ હેરીસને મારટીનની વિધવા અને તેની એક પુરી બેટીનો ગુજારો કરવા જેટલી રકમ પુરી પાડી હતી. પણ પાછળથી તેણે બંને મા દીકરીને એવું સમજાવ્યું કે લંડનમાં તેમનો ગુજરો થવો હવે મુશકેલ હતો, કેમકે તેને મરનાર તરફથી મળેલી રકમનું તળયું આવ્યું હતું. એટલા માટે તેણે સુચવ્યું કે તેઓએ બેલજીયમ જવું જ્યાં તેઓ ઉપર તે દર મહીને પોતાની તરફથી તેઓનાં ગુજારા જેટલી રકમ મોકલતો રહેશે. આવી રીતે મા દીકરીને બેલજીયમનાં એક નાનાં ગામડામાં લઇ જવામાં આવ્યા. થોડાક મહીનાઓ સુધી તેને ઓલ્ડ કેશલથી નાની રકમો મોકલી

આપી; પણ તે પછીથી હાલની ઘડી સુધી તેને એક પાઇ પણ મોકલવાના અખાડા કર્યા. મા દીકરીએ લોર્ડ ઉપર કાકલુદી ભર્યા અનેક કાગલો લખ્યાં; તેનો કશો જવાબ વટીક ફરી વળ્યો નહિ. ગામડાનાં રહીસોએ એ બંને બાઇઓને પોતાથી બનતી મદદ કીધી, અને તેઓએ આ દુખ્યારી અબલાઓને પાછાં ઇંગ્લાંડ ફરી લોર્ડ હેરીસનને જાતે મળવાની સલાહ આપી. તેઓ ઓલ્ડ કેસલ આવ્યાં અને હેરીસન પેલેસમાં અનેકવાર દાખલ થવાની કોશેશ કીધી, પણ તેમની કંગાલીયતનાં સબબે લોર્ડ હેરીસન આગળ જવાનો માર્ગ મળ્યો નહિ. અંતે તેઓ આ મેળાવડામાં એક પરગજુ બાઇની મહેનતથી "લોર્ડ હેરીસનને" મોડેમોડું મલવાને શકતીવાન થયા. આ પરગજુ બાઇ માર્ગ્રેટ હતી!

"બિલકુલ જુઠું!" લોર્ડ હેરીસન જે આટલો વખત સુધી ચુપકીદી પકડી ઉભો હતો તેને આ જઇફ બાઇની ઉપલી મતલબની કેફીયત પુરી થતાં બેહદ ઉશ્કેરાએલી ઢપે બરાડ મારી. "આ ગળેપડુ ધુતારી મારા કોઇ દુસ્મનની ઉશ્કેરણીથી અહીં ચાલી આવીછ ને મારી પર તદન ગલત નીચ બોહાતાન લાવીછ!"

"બોહોતાન?" લીઝીની બેટી રોઝી જે આટલો વખત સુધી એક પણ બોલ બોલ્યા વગર તવંગરેનો સઘળો તોર ગુપચુપ સહન કરતી ઉભી હતી તે લોર્ડ હેરીસન તરફ ડોળા કકડાવી બોલી, "બોહોતાન? એ ઇનસાનના રૂપમાં શહેતાન કહે કે તું તારા પાપનો ખુદાને શું જવાબ દેશે? તવંગરોની બેઇમાની એજ ગરીબોની પરેશાની છે! ઓ-માતા! માતા!! અરે કોઇ મારી મરતી માદરને બચાવો!—"

રોઝી વધું બોલી શકી નહિ. તેણીએ ભારે ગભરાટ સાથે જોયું કે તુટેલાં જીગરની અને ભુખમરાથી છેકજ આજેઝ બનેલી તેણીની માતાએ એક જબરદસ્ત લપેરો ખાધો અને જોન તેને પકડે તે આગમચ તેણી જમીન ઉપર તુટી પડી. જોન, કાઉન્ટેસ ઓફ્ રટરની, મશીયા, કલેરા, વીગેરે કેટલીક બાનુંઓ અને મરદો તેણીની પાસે દોડી ગયાં. સારા નસીબે ત્યાં બે ત્રણ તબીબો હાજર હતા. તેઓ આ અભાગણી ઓરતની સારવારમાં રોકાઇ ગયા, અને દસેક મીનીટની મહેનત પછી તેઓ તેણીને સેહજ સુદ્ધીમાં લાવી શકયા. પણ જેવી તે નાતવાન ધરડી બાઇએ આંખ ખોલી કે તેણીએ નસોસ સાદે પાછું બોલવા માંડયું—

"મારી દોલતનાં લુટારા, લોર્ડ હેરીસન! તું મને હવે વધુ વાર ભુખે મારી શકનાર નથી. મારી અજલ નજદીક આવી ચુકીછ! હું મરી જાઉંછ—ઓહ—મારી એક પુરી નીરાધાર રોઝને આ દુન્યાની દયા ઉપર—આહ!—છોડી જાઉંછ, પણ યાદ રાખજે—ઓહ—કે ખુદા તને છોડશે નહિ—"

તેણી વધું બોલી શકી નહિ. તેણીએ વધુ બોલવાની કોશેશ કીધી, પણ વ્યર્થ! હાદેસા, હાડમારી અને હેબત ધસકથી ઝુમાઇ ગયલું તે હરૂદય વધુ જવાબ દેવા ના પાડતું હતું. રોઝીએ પોતાની માતાની ખરી હાલત જોઇ લીધી. તેણી આ વાહલી માતા આગળ ગુંઠણીએ પડી અને બહેદ ગુસ્સાથી પુકારી ઉઠી—

"માતા! મારી વ્હાલી માતા! જે ચંડાલે તારી છતી દોલતે તને ભુખમરાથી મારી નાખીછ, તે ઉપર મારા કીનાનો ધગધગતો અંગાર વરસાંઉ નહિ તો હું તારી બેટી કહેવાઉં

નહિ! હું ખુદાને હાજર નાજર જાણી બાપોકાર સોગંદ લઉંછ કે તારી આશાનો નાશ કરનાર બદમાશનું હું જ્યાં સુધી સત્યાનાશ વાળશ નહિ, ત્યાં સુધી એક પળવાર પણ જંપીને બેસશ નહિ. મારા આ કસમથી હું પાછી ફરૂં યા લોર્ડ હેરીસન જેવા બદમાશથી ડરૂં તો કુદરતનો ધગધગતો આઝાબ મારી ઉપર પડજો! મારી ઉપર સારી દુન્યાની લ્યાનત વરસજો! મારૂં બીછાનું કાંટા અને કવચનું બનજો! મારી ઉપર કુદરતનો માર પડજો!"

બેહદ ગમ અને એકદમ ઉશ્કેરણીને મારે રોઝીબી હવે ઉંધે મસ્તક ત્યાં જમીન પર પડી, અને ડચકાં ખાવા પડી. તબીબોએ જાહેર કીધું કે તે જઇફ બાઇનો દમ આખર થયો હતો!

અલબતાં આ તો બધો રંગમાં ભંગ થઇ જવા પામ્યો હતો. પરોણાઓએ ઝપાઝપ તે મેળાવડામાંથી ખરતી લેવા માંડી. જોન ડેલ અને બીજાંઓની મદદ સાથ રોઝી પોતાની મરનાર માતાની લાસને એક ગાડીમાં નાખી તે મકાન વધુ એક બોલબી બોલ્યા વગર છોડી ગઇ. તે માતબર મકાનમાં એવા ઘણાક પરોણાઓ હતાં જેઓ ઉપર લીઝી અને રોઝીની કહાણીથી બહુજ માઠી અસર થવા પામી હતી. તેઓએ ખાતરીથી માન્યું કે લીઝી અને તેણીની મરનાર મા સાચ્ચી હતી, અને લોર્ડ હેરીસનની બદમાશીનાં તેઓ બંને કમબખ્ત ભોગ થઇ પડયાં હતાં.

આ ન ધારેલા ત્રાજીક દુખદાયક બનાવથી એક દબદબા ભર્યો આંડ મેળાવડો ચુઠાઇ વીખરાઇ ગયો. હર ગ્રેસ ધી ડચેસ ઓફ ગ્રેશામની દલગીરી અને નાસીપાસીનો શુમાર હતો નહિ.

તેણીએ રાખેલી ઉમીદ ધુળમાં મલવાથી તેણી બહેદ ફુગલાઇ ગઇ હતી. તેણીને એમજ લાગ્યું કે આ અશુભ બનાવ આવતી આફતની એક અચુક કાંઇ નીશાની હતી. આ ખ્યાલ થતાંજ તેણી કમકમાટથી ધ્રુજી.



## પ્રકરણ ૧૮ મું.



### "દર્દે જીગર."

ગયા પ્રકરણમાં બનેલા બનાવ પછી છ માસનો મોટો ગાળો વહી જવા છતાં હેરીસન પેલેસની મગરૂર શેઠાણી "ક્વીન કેટ" ગ્રેશમ હોલમાં બનેલો બનાવ ભુલી શકી નહિ હતી. નામોશીભરયા બનાવ બાબે અને લોર્ડ હેરીસનને ત્યાં થયલાં ઉઘાડાં અપમાન બાબે અલબતાં તમામ વર્તમાન પત્રોએ મોટાં મોટાં હેડીંગો તળે રસરસતા હેવાલો છાપી માર્યા હતા, તેથી તેણીની મગરૂરીને વધારે મજબુત ફટકો લાગ્યો હતો! ગ્રેશમ હોલની પારટી બંને બાપબેટીને એટલી બધી તો ભારી પડી ગઇ, કે તેઓને "સોસાયટી" માં મ્હોડું દેખાડવું બી હવે ભારી પડી ગયું હતું! તેઓ પોતાનાં દોસ્તોની મુલાકાત જવલેજ હવે લેતાં! ખાસ કરી ધી આનરેબલ લેડી કેથરીન હેરીસન ઉપર એ બનાવથી બહુજ ગમખાર અસર થઇ હતી. લોર્ડ હેરીસન એ સઘળું જોઇ શકતો હતો, અને એ બની ગયલા બનાવ વીશે વધુ ખટરાટ નહી કરવાને તેણીને પુશકલ રોજ સમજાવતો; પણ ખુબસુરતીની તે મગરૂર રાણી ચીઠડે હાલ ગરીબોથી પોતાનાં બાપને અને પોતાના ખાનદાનને

થએલાં આવાં જણુન અપમાનની યાદ ભૂલી શકતી નહિ. તેણીનો મુખ્ય બળાપો એજ હતો, કે લોર્ડ હેરીસન પોતાનાં હાથમાં મોટી સત્તા, આટલા બધા પૈસા અને આટલી જબરી શકતી ધરાવતાં છતાં આવાં બેઅદબ એ બદામના ભીખારડાં-ઓને કશું કરી શકતો નહિ.

બેકરાર હાલે એક પોચી ગાદીના સોફા ઉપર ગમખાર કેટને પછડાઇ પડેલી અને વીચારોમાં મસ્ત બનેલી આપણે જોઇએ છીએ. તેણીનાં સુંદર ભમર જેવા કાલા વાળો આમ તેમ બેદરકારીથી વિખેરાઇ પડેલા છે. કલેરા તેણીનાં સુંદર કપાળ ઉપરથી તે રેશમ જેવા નરમ વાળનાં ગુચ્છડાં તેણીની બાજુમાં બેસી ઘણીજ માયાથી ઉંચા કરવામાં રોકાઇ ગયલી છે. કેટનો માનીતો કુતરો "પ્રીન્સ" પોતાની બાઇની ગમ-ગીની જોતો ગુપચુપ બાજુમાં લેટી પડેલો છે.

આહ! 'ગ્રેશામ હોલ'માં પપા ડીયરની હાર થઇ—જ્યારે જોન ડેલ જેવા તેણીના બાપનાં શતરૂઓની ફતેહ થઇ! કેટને સમજજ પડતું નહીં હતું કે આવા તુંદ તુમાખી ભાભડભુંજા આ કામદાર લોકોને તેમની બજાજીનો સ્વાદ ચખાડવોબી કેવી રીતે!

"કેટ ડીયર!" કલેરાએ ઘણીજ મમતાથી પોતાની વડી બહેનનાં ગાલ ઉપર કીસ લઇ કહયું, "આજે કેટલા દાહડા થયા તું એમ ચેડાં શું કાહડેછ? બસ એ ગઇગુજરી ખુદા ખાતર તું ભુલી જા! આખા મેળાવડામાં તે ઓરતનું માને એવું કોઇ હતુંજ નહિ. જો તું તારી હંમેશની મગરૂરી બાજુએ મુકે તો એ નજીવા બનાવ ઉપર તુને એટલો બધો વિલાપ કરવો પડે નહિ, તારી બેચેનીથી આપણા પપાબી બેકરાર

બન્યાછ. રસ્તે રખડતી કોઇ સ્ત્રી દીવાનાપણાંની ઝુમમાં જે કંઇ બકી ગેઇ તેથી શું તેવણની આબરૂ ઓછી થઇ ગેઇ ? નાઉ-કમ-કેટ ડારલીંગ ! ડોન્ટ બી નોટી ! તારા જીવને નાહક બાળીને તબીયત બગાડશે જો !"

કેથરીને એક નીસાસો નાખ્યો !

"કલેર ! મને કોણ જાણે શું છે તે બનાવ બનવા પછી કંઇ જીવને ઉદાસજ લાગ્યા કરેછ ! પેલી બે હલકત ભીખારદીઓનો તો હું વીચારબી નથી કરતી, પણ-પણ-જોન ડેલથી પપા કાંય એટલા બીહતા ફરેછ એજ મારો મોટો ગમ છે !"

"જોન ડેલથી પપા બીહતાજ નથી-કેટ ! એ માણસથી કોઇનેબી વાજબી રીતે બીહવાનું કારણ હોય એમ હું માનતીજ નથી ! તું બસ એની સામએ 'પ્રેજ્યુડીસ્ડ' થઇ ગેઇછ !"

કેટી તીરસ્કારથી સેહજ હસી.

"જેમ તું ને મંશીયા ને પેલી કાઉનટેસ સ્ટરની એ સખ્શની પછવાડે તમારાં વરસ વેચોછ તેમ હું કંઇ એને ડેમી ગોડ તરીકે પુંજતી નથી, કલેર !"

"તું નથી પુંજતી-પણ પોણું ઓલ્ડ કેરલ તો જરૂરજ પુંજેછ ! કેટ ડીયર, એ જોન ડેલની ખરી ખુબી જયારે તું જાણશે ત્યારે કદાચ તારા વીચારો તું બદલશે. પપાને તો શું પણ રસ્તે પડેલાં કોઇ કુતરાંનેબી એ જાણીબુજીને નુકસાન કરે એવો એ પુરૂષજ નથી. એના ઉત્તમ ગુણોને સારૂં એને 'એડમાયર' કરવા વગર આપણાથી રેહવાતુંજ નથી !"

કેટી જીણે સાદે હસી પડી.

"તું એને લવ કરેછ, કલેર ? સાચ્ચું કેહ"

"ખચીત એની ભલઇને, એવી સાદાઇને, એના બીન સ્વાર્થી ખવાસને હું 'લવ' કરૂંછ–તુને કેહવામાં મને જરાબી વાંધો નથી !"

અડધી મીનીટ કેટી કાંઇ ઉંડા વીચારમાં બેઠી. પછી અચબુચ કેલરા બેહનના ગળાં આસપાસ પોતાનો હાથ વીંટાળી કાંઇ અજબ જુસ્સાથી બોલી.

"મને કેહ, ડારલીંગ, તું એ—એ ડેલને સારૂં શું ધારેછ ? મને ખરૂં કેહ કલેર–એ માણસ ઘણોજ ગુડ–લુકીંગ છે, નહી ? આઇ મીન–એના બે કાળા ભમ્મર ડોળાઓમાંજ કંઇ અજબ શકતી છે, નહી ?"

કેથરીનના ગોરા ગાલો ઉપર એકદમ રતાશ ખુલ્લે ખુલ્લો ફરી વળ્યો. ઘડીભરના જુસ્સામાં આમ ભટ કરતું તેણીએ બોલી દીધું ખરૂં–પણ પછી તેણી આવી "કચુંબર" કલેરાના દેખતાં કરી દેવા માટે બહુ પસ્તાઇ ! કલેરાની હવે હસવાની વારી આવી હતી.

"હા–કેટ–જયારે એ આપણી ગમ સીદ્ધી ખોલ્લી આં-ખોએ જોયછ ત્યારે અજબ આપણી પર કંઇ અસર કરેછ. અલબત, એને હું એક ખરેખરો હેન્ડસમ, એત્રેકટીવ, ઇનટેલી જન્ટ યંગ મેન સમજુંછ. પણ એના દેખાવ કરતાં એનો સ્વભાવ વધારે બ્યુટીફુલ છે. એ વાતચીતમાં કેટલો કાબેલ છે—બોલવા ચાલવાની એની રીત કેટલી 'સ્વીટ' છે. એની બધી રીતભાતજ કેટલી 'નોબલ' છે તે હું તુને દરશાવીબી શકતી નથી !"

અરેરે ! નાની કલેરા આ શું કરતી હતી ? ચોકકસ જાતની બોખારથી જળતાં પોતાની બેહનનાં શરીરમાં તેણી

વધુ બીમારીની બેમાલુમ 'સીરમ' ગોયા "ઇનજેકટ" કરતી હતી ! ! વાંચનાર—ખુદ કેટીને માલમ નહી હતું કે તેણી પોતે કયારની તે જાલમ ગુપ્ત અદભુત બીમારીનો ભોગ થઇ પડેલી હતી ! તેજ બીમારી કે જેનો ઇલાજ આજની ઘડી અને કાલના દહાડા સુધી કોઇ પણ દુન્યાનો તબીબ ઉપજાવી શકયોજ નથી ! તેજ બીમારી કે જેને જગતના નામાંકીત વીદવાન વૈદો "દર્દે જીગર"નાં નામથી ઓળખતા આવ્યા છે !

પ્યાર-ઇશ્ક—મોહબત ! કોઇબી નામે તેને ઓળખો. પણ આ કાતીલ તાવ શરીરમાં કયારે બેમાલુમ પેસે છે તે દર્દી પણ ચેતી શકતો નથી. જયારે જોર પકડીને તે પોતાના ભોગને તદનજ લાઇલાજ કરી નાખે છે, ત્યારેજ તે બીમારીની હસ્તીથી દર્દી ખબરદાર બને છે !

આહ !—એજ ગુપ્ત ધીમી તાવની અસરથી કેથેરીન પીડાતી હતી ! પણ ખચીતજ તેણીને પોતાને સ્વપને પણ ખ્યાલ નહી હતો કે તેણીની બીમારી શું હતી ! ગ્રેશમ હોલની પાર્ટી પછી તેણી એક વાર મંશયા અને કલેરાની ઘણીજ બોહસથી પોતાની મરજી વીરૂધ તેવોને ખાતર જોન ડેલનાં જાહેર ભાષણોમાં હાજરી આપી હતી ! ડેલની ગરીબો તરફની ટેકાવદાર લડત ! અને તવંગરોની તકોબરી વીરૂધ તેની સખ્ત મુજાહેમત જો કે કેટને તદન અકારી ઝેર લાગી હતી—છતાં આ સોહવામણા વકતાબાજ બોલનારની છટા અને સ્વતંત્રતાને બાતેનમાં ખરેખરજ તેણીથી વખાણવા વગર રેહવાયું હતું નહીં ! બેશક—જોન ડેલ તરફના પોતાના ગુસ્સાનું ગમે તેવુંબી ડોળ જારી રાખવા છતાં આ સખ્શની બીન હાંસલ બીન સ્વારથી મકસદ માટે તો હવે

કેટના મનમાં જરાબી ખતરો હતોજ નહીં. પણ તેણીની મગરૂરીને સબબે તે કબુલ્ન કરવા ચાહતી ન હતી. જેમ જેમ તેણી આ પુરૂષ સામે વધારે ચીરડાવાનો અને ધીક્કારવાનો યત્ન કરતી તેમ તેમ કોણ જાણે શું બી બાતેનની અજબ લાગણીથી તેજ પુરૂષની હીમત, તેની સાલેસાઇ, તેની બેફીકર બાહદુરીથી ખેંચાતી હતી.

કેથરીન આજે કાંઇ અજબ વાત કરવાના 'મુડ'માં હતી !

"કલેરા, ડીયર કલેરા," તેણી ધીમા દબાયલા સાદે બોલી, "તુને શું ખબર કે એ ડેલનો ચહેરો મને કેવો સતાવેછ ! ઉંધમાં પણ હું તેનો ચહેરો ચાલુ જોઉંછ, અને કોઇ વખત ધારતીથી હું બીહી ધુજી ઉઠુંછ ! તું કેહછ તે ખરૂંજ છે. એ માણસની બે વનદરફુલ કાલી આંખોમાંજ કાંઇ જાદુ છે ! એ જયારે મારી ગમ ટગર ટગર જોયછ તાહરે મારા દીલમાંથી જાણે કંઇ વીજલી પસાર થઇ જાયછ અને હું ધુજુછ. ઓ કલેર, એ મને શું થાયછ તે હું પોતે સમજી શકતી નથી. હું કે જે કોઇથી ડરતી હતી નહિ, તે એના જેવી એક તુચ્છથી ડરૂંછ, તે વીચારથી મને એટલો મારા પોતા પર ગુસ્સો આવેછ, પણ શું કરૂં ?"

"કેટ ડીયર, તુને કાંઇ જબરો ખોટો ધખારો બેઠોછ."

"ઓ કલેર ડીયર, તુને થોડીજ ખબર છે કે હમના મારા જીગરમાં શુંબી થાયછ !"

પણ તેટલા વળી એકાએક મેમ સાહેબના ભેજાંમાં શુંબી પાછું વારૂ ભરઇ આવ્યું તે ખુદા જાણે. તેણીની કંગાલ મગરૂરી પાછી ઉભઇ આવી, તેણીનો નરમાસવાળો ચેહેરો હમેશ જેવો પાછો તુંદો અને મગરૂર બન્યો ને તેણીએ ઘણુાજ

ગુસ્સાથી ચોપડી ઉચકી જમીનપર ફેંકી દઇ ગુસ્સાથી કેલેરા તરફ ફરી બોલી, "છટ છટ, એ આજે મને શું થયુંછ? કાંઇ આપરૂ ભેજું તો નથી ખસી ગયું કેની, કે આપરે એવી વેહેલી વાત કરીયેછ! તેબી કોણની? એક તુચ્છ મુફલેસ પુરૂશ કે જેણે મનેને પપાને ભર જાહેરમાં અપમાન કરવાની હીમત કીધી! તે હું કદીબી ભુલી જવશ નહિ, એની પર હું મારૂં વેર લેવશ. હું એને ખરાં જીગરથી ધીકકારૂંછ! ને હમેશાજ ધીકકારશ. કેલેર ખબરદાર ફરીથી મારી આગળ એના જેવા કમીનાની કદીબી વાત કરતી ના!" ગરીબ બચારી કેલેર તે તો તદનજ ગભરઇ ગઇ. કમનસીબ કેટ તુને થોડીજ ખબર છે કે તારી મગરૂરીની ધુઇમાં તું તારા પોતાના જીગરનેબી પારખી શકતી નથી.



## પ્રકરણ ૧૯ સું



### "ઓ–એની આંખોમાં જરા સેહજ મીઠાસ હતે તો–આહ!!"

હેરીસન બેહનોને વાત કરતી છોડી આપણે બીજે ઠેકાણે નજર કરયે, મેળાવડામાં બનેલા દુખદાયક બનાવની અસર "હેરીસન પેલેસ" કરતા "ગ્રેશામ હોલ"માં ઓછી થઇ હતી નહિ. એ દિવસથી હંમેશનો રંગીલો ખુશાલ ચાલ્સ ડયુક ઓફ ગ્રેશામ બરીયલ અને ચીરડાઉ બન્યો હતો. તે કદાચજ પોતાની પ્યારી માતા અને વહાલી બહેન સાથે હસતો, અને થોડુંજ બોલતો. આ ફેરફાર માતા અને બહેનથી છુપ્યો રહયો

હતો નહિ. ડચેસ ઓફ ગ્રેશામ એક વફાદાર ધણીયાણી નીવડી હતી. તેણીના ખાવીંદ મરનાર ડયુકને લોર્ડ હેરીસનના મરનાર ભાઇ વીલયમ સાથે ઘણું સારૂં હતું. તે બેઉ એક વખત જાની દોસ્ત હતાં, પણ પાછળથી તેમાં ભંગાણ પડયું હતું. આ ભંગાણમાં અંત ત્યારેજ આવ્યો કે જયારે બુઢ્ઢો ડયુક મોતને બીછાણે પડયો. મરનાર ડયુક પોતા પાછળ મોટી દોલત અને બે ફરજંદ મુકી ગયો હતો. માતાએ પોતાનાં ખાવિંદનાં મરણ પછી પોતાની બેટીને ઉંચી કેળવણી આપી હતી. તે જવાન ડયુક પોતાનાં બાપનાં મરણ પછી માતા અને બહેનથી મોટે ભાગે ગેરહાજર રહેતો હતો, જેથી ખુબસુરત મર્શીયાને દરેક પ્રકારની કેળવણી આપવાનું કામ તેણીની ભલી માતાને માથે આવી પડયું હતું.

મરનાર ડયુક જેટલો તે કાચા કાનનો હતો, તેટલોજ તે કરડા સ્વભાવનો હતો, અને પોતાના ખાનદાન માટે તે ઘણો મગરૂર હતો. તેની એક વધુ ખામી પોતાની ગમે તેટલી ભુલનો એકરાર નહી કરવાની હતી. પોતાની જીંદગીની એક પુરી ચોકકસ ગંભીર ભુલનો એકરાર તેણે પોતાનાં એક પુરા બેટા આગળ જીંદગીની આખેરી થતી વેળાએ કીધો હતો. મરણની છેક છેલ્લી ઘડીએ પણ પરણેતર આગળ પોતાની ભુલ નહિ કબુલ કરવાની તેણે પોતાની મગરૂરી છોડી હતી નહિ. તેણે પરણેતર આગળ માત્ર એટલોજ ઇશારો કીધો હતો કે ચારલસ આગળ તેને ખુલ્લા કીધેલા ભેદ મુજબ હકદારને હક આપવો. ડયુકના મરણ પછી માતાએ બેટાને "હકદારના હક" માટે ઘણુંબી પુછયું પણ ચાર્લસ તેણીને ઉડાવતોજ રહયો હતો. માતા જયારે હઠ પકડતી ત્યારે તે

કહેતો કે "હકદારના હક" માટેનો મરનાર ડયુકનો ભેદ મરતી વખતનો તેનો ધખારોજ હતો—બલ્કે મરનાર પીતાએ "હકદારના હક" નો ભેદ તેની આગળ કદી પણ ખુલ્લો કર્યો હતોજ નહિ ! આથી માતાનો ગુચવાડો ઓરંભી વધતો રહેલો હતો. પોતાના ખાવીંદને માનવો કે પોતાના બેટાને તે તેણી સમજી શકી હતી નહી. પણ મંશવા એવા વખતે પોતાનાં ભાઇની મદદે આવતી, જેથી માતા લાચાર બની બેસી રહેતી.

ડયુક ઓફ ગ્રેશામની હાલત 'ગ્રેશામ હોલ'ની પારટી પછી જેમ બદલાઇ ગઇ હતી, તેજ પ્રમાણે હેનરીની હાલત પણ બદલાઇ ગઇ હતી. ડયુકની હાલત જ્યારે બેચેન બની હતી, ત્યારે હેનરીની ખુશાલીનો પાર હતો નહિ. ડયુકની માંગણી કવીન કેટે નામંજુર કીધી હતી, એજ ખ્યાલથી હેનરીની ખુશાલીની હદ હતી નહિ. તેણે કેટીનાં મોઢે કાનોકાન સમજ્યુ હતું કે તે હેનરીને પરણવા માટે તેણીની મરતી માતાનાં બીછાણાં આગળ કબુલ થઇ ચુકી હતી ! આ ખુશ ખબરથી હેનરીએ પોતાની માતાને પણ જાણીતી કીધી હતી નહિ. તે આ ભેદ બીલકુલ છુપો રાખવા માગતો, છતાં પોતાનાં જાની દોસ્ત જોન ડેલને આ ખુશખબરથી વધુ વાર બેખબર રાખવા માંગતો હતો નહિ. આટલી લાંબી મુદત સુધી ચુપકીદી પકડી રાખવા તેનું પેટ ફુલી આવ્યું હતું. જેથી તેને જોન ડેલને તાકીદની ચીઠ્ઠી લખી " હેરીસન હોલ " માં બોલાવ્યો હતો.

હેનરીના માતા જોનને હમેશની માફક ઘણાજ પ્યારથી મળી. તેણી જોનને પોતાના બેટા માફકજ ચાહતી હતી. લોર્ડ હેરીસન કુટુંબની ખોટી મગરૂરી આ ભલી ઓરતમાં બીલકુલ

હતી નહિ. તે ગરીબો તરફ માયા અને દયાથીજ જોતી, અને તેઓને મદદ કરવામાં અજબ મોજ લેતી. જોન ડેલના બેકાર કામદારોનાં ફંડમાં અનેકવાર મોટી રકમો છુપા નામ હેઠળ તેણીએ મોકલી આપી હતી, જે વીશે સ્વપ્ને પણ ખ્યાલ કોઇને હતો નહિ. તેણીનો જોન ડેલ પર બેહદ પ્યાર હતો.

જોન ડેલ જ્યારે પોતાનાં દોસ્ત હેનરીનાં ખાનગી ઓરડામાં દાખલ થયો, ત્યારે તેને હેનરીને પોતાના હાથથીજ દોરવાએલાં બે સુંદર ચીત્રો આગળ ઉભેલો જોયો. આ બે ચીત્રો લોર્ડ હેરીસનની બેટીઓનાં હતા, જે એક બીજાની પાસે મુકેલાં હતાં. જોન ડેલે જોયું કે હેનરીની નજર "ક્વીન કેટનાં" મોટા કદના ચીત્ર ઉપર જલોની માફક ચીટકી રહી હતી. જોન તેની બાજુમાં આવીને હસતો ઉભો તેનું પણ તેને ભાણુ હતું નહિ.

"મારા પ્યારા દોસ્ત હેનરી" જોને તેનાં ખભાં પર હાથ મુકી સવાલ કીધો, "તારો શો હાલ છે? કેહ મને કે તારો શું ખ્યાલ છે? તેં મને શા માટે બોલાવ્યોછ?"

"સાંભળ, જોન, કે ક્વીન કેટે ડયુક ઓફ ગ્રેશામનાં હાથની માગણી નામંજુર કીધીછ. મેં તે કાનેકાન સાંભળીછ. તેણીએ તેની આગળ ખુલ્લો એકરાર કરી દીધોછ કે 'ડયુક, તમો જાણોછ કે હું હેનરીને કબુલ થઇ ચુકીછ.' છ મહીનાની વાત ઉપર આ બનાવ ગ્રેશામ હોલની પારટીમાં બન્યો હતો, જે મેં મારાં જીગરમાં અત્યાર સુધી મેં છુપાવી રાખ્યો હતો. હવે કહે મને કે આ ખબર મારે માટે ખુશાલી ભરી નથી? કેટીના આ એકરારથી, પ્યારા દોસ્ત, મારા મગજ ઉપરનો મોટો ભાર નીકળી ગયોછ—"

આ સાંભળી જોન એક મીનીટ ફીક્કો પડયો. તેના આંગમાંથી કાંઇ અજબ જેવી લાગણી પસાર થઇ ગઇ. પણ તે સમજી શકયો નહિ કે તેને શું થતું હતું! પણ બીજીજ મીનીટે પોતાના મન પર કાબુ મેળવી તેણે પોતાનું મ્હોડું હાવકું કરી નાખી બીજી ત્રીજી વાતો કરવા મંડી ગયો.

હેનરીએ તેનું ધ્યાન પોતાના હાથનાં દોરેલાં બે બહેનોનાં ચીત્રો તરફ ખેંચી પુછયું. "જોન મારા આ ચીત્રો માટે તું શું ધારેછ? કવીન કેટનાં ચીત્ર તરફ નજર કર."

જોને અજબ ઉલટથી તે ચિત્ર તરફ નજર કીધી. તેને જોયું કે તે મગરૂર ઓરતનો ચહેરો હુબહુ તેણીનાં જેવોજ જીવતો અને જાગતો હતો. ગુલાબવાડીમાં અજબ ઠસ્સા અને મીજાજમાં આ પીકચરની અંદર કેટ ઉભેલી હતી, જે જોવાનો અનુભવ જોને તેણીની મોટરગાડી બળતી વેળાએ મેળવ્યો હતો. એ વખતે તેણી એવાજ દમામ અને મીજાજમાં ત્યાં ઉભી હતી!

"બોલ, જોન, કેટની આખી ખુબસુરતી આખા દુન્યા ભરની ખુબસુરતીમાં ચઢતી નથી? શું ખુદ ખુદરત એ બાનુના મુખડા ઉપર પ્યારથી હસતી નથી?"

જોન હસીને બોલ્યો, "મારા પ્યારા દોસ્ત, બેશક એ બાનું ખુબસુરતીની પુતળી છે, ફુલની ખીલેલી કલી છે; પણ અફસોસ કે તેનું જીગર દયાથી ખાલી છે. એની આંખ્યો નરગીશનું ફુલ છે, ગોયા બેમુલ મોતી છે. પણ અફસોસ, કે તેની આંખોમાં મગરૂરીની મસ્તી છે. જો, જો-આય કલેરાની આંખ્યો જો! નરમાશ અને નરમીથી આ બે આંખો કેવી ચમકી રહીછ! દયા અને દીલસોજીથી એનો ચહેરો કેવો

! ગોયા કલેરા નેકીનો ફરેસ્તો છે."

;ં તે ના પાડતો નથી; પણ મારી કેટી આખા ઇંગ્લં-
ાસુરતીની મગરૂર રાણી ગણાયછ. સાંભળ! થોડી
ાતપર એક મશહુર ચીતારો આવ્યો હતો, તેણે
ાત્ર દોરયું. તેણે પણ એવાજ ટીકકા કીધા હતા, કે
આખ્યોમાં મગરૂરી અને તુડાઇને બદલે મીઠાસ અને
હતે તો તમારૂં ચીત્ર દુન્યા ભરમાં વખણાતે.' પણ,
ોન, હું એ મગરૂરીની રાણીને મારા જાનથી જયાદા
કોઇબી માયનો પુત મારા હાથમાંથી કેટીને છીનવી
ાાર નથી. તું મારો જાની દોસ્ત છે: પણ એક બારગી
ોને જીતી જવાની જો બાજી રચે તો હું તારોબી
ા વગર રેહું નહિ, અને આખરે મારો પોતાનો
પી મારી કેટી ઉપર નીસાર કરૂં!" હેનરીએ કંઇક
ાઢપે કહયું.

ને જોયું કે કેટીનાં પ્યારમાં તે સુરખો દીવાનો બનતો
ા, જો કે તે મગરૂર અને તુંદ મીજાશી ઓરત તેની
ભાર પણ દરકાર કરતી હતી નહિ. તેણે જોયું કે
ઓરતને સાચ્ચા પ્યારથી ચહાતો હતો, પણ તે ગમે
ાચ્ચો પ્યાર પણ એકલપેટો હતો. સાચો પ્યાર કદી
હોતો નથી. હેનરી સારી પેઠે જાણતો હતો કે કેટી
તી હતી નહિ, તે છતાં તેણીની ઉપર દીવાનો બની
હાથમાં તેણીને જતાં પોતાનો જાન ખતમ કરવા
ાયો હતો. હેનરીનાં આ વિચારથી તે જુદો પડતો
ા પોતાનાં દોસ્તને નરમીથી સમજાવ્યું:—

ચારા હેનરી, લોર્ડ હેરીસન જેવા માતબરની કેટી

જેવી મગરૂર બેટીને તારી પાસથી ખુંચવી લેવાની મારા જેવાં ગરીબની સરજત હોયજ કયાંથી ?" વ્હાલા દોસ્ત, જોને હસતાં વધારયું, "તેણી મારાં જેવાં ગરીબને એટલી ધીકકારેછ કે તુને મારો જાન લેવાની તકલીફ ઉઠાવવી પડશે નહિ ! ખુદા મને એવી મગરૂર છોકરીનાં ચાહવાના જાલેમ દર્દથી બચાવે, ને હમેશ દુર રાખે એટલુંજ હું ચાહુંછ. પ્યાર–એ ચીજ શું છે તે હું હજુર સુધી જાણતો નથી, તે જાણવા ચાહતો બી નથી. મેં મારી જીંદગી ગરીબાઇને અરપણ કીધીછ તેથી હવે મને બીજા કશાંની તુભા નથી. વધુ સાંભળ, કે એક બારગી હું કોઇબી ઓરતને તારી કાની દીવાનાં પ્યારથી ચહાતાં શીખું, પણ તે મને વળતી ચાહે નહી, અને તેણીનું દીલ બીજા પર દોડતું હોય, તો હું મારો ભોગબી આપીને તારેથી ઉલટીજ રીતે તે બંનેને સુખી કરવાને તઇયાર થાઉં ! તને મારી પણ એજ સલાહ છે."

હેનરીએ જોયું કે આ વેળાએ જોન ગંભીર બની ગયો હતો, પણ તે છતા તેનાં બોલવાની તેની પર સહેજ પણ અસર થઇ નહિ. હેનરીએ કંઇક ઠંડો પડી પોતાના દોસ્તને સમજાવ્યું:—

"મારા પ્યારા દોસ્ત જોન, હેરીસન પેલેસમાં લોર્ડ હેરીસનને તારી તરફથી અપમાન થવાની ખબર મેં કેટીના મોઢે સાંભળેલી હોવાથી મારી તને અરજ છે કે મારે ખાતર તારે લોર્ડ હેરીસન અને કેટી તરફ અપમાનથી નહિ, પણ માનની નજરે જોવું. તેં તેઓને કીધેલાં અપમાનનું સીહા વાદલ તારા એક દોસ્ત તરીકે મારા પર કેટલું બધું ઘેરાઇ આવતું હશે તેનો તને ખ્યાલ નથી. મને કેટીનો હાથ

અને દીલ મળે તે જોવાને તું ખરેખર ઇંતેજાર હોય તો ખુદા ખાતર એ બંને બાપ બેટી તરફ તુચ્છકારની નજરથી નહિ, પણ માનની નજરથી જો."

જોને જોયું કે તેનો પ્યારો દોસ્ત કેટી જેવી તુદ અને મગરૂર ઓરત તરફ એટલો બધો તો ખેંચાઇ ગયો હતો કે તેને કોઇબી રીતે સમજાવવો મુશ્કેલ હતું. જેથી તેને ચુપકીદી હાલ તુરત બેહતર માની. તેની ચુપકીદીનો અર્થ હેનરી એવું સમજ્યો, કે તેનાં બોલવાની તેની ઉપર સારી અસર પુરેપુરી થઇ હતી. તેટલાં વળી જોનની નજર પીકચર પર પડતાં તે એકાએક બોલી ઉઠયો, "માઇ ડીયર હેનરી, તેં આય કેટનું પીકચર ઘણુંજ ગ્રેન્ડ તદન નેચરલ ચીતરયુછ. જો તું દીલ રાખીને મહેનત કરે તો થોડા વખતમાં તું એક મહાન ચીતારો થઇ પડે. આય પીકચર તું એક્ઝીબીશનમાં કાંય નહી મુકતો? જરૂર તુને ચાંદ મળશે!"

આ સાંભળી હેનરી તુચ્છકારથી હસ્યો, "કેટ કદીબી મુકવા નહિ દે. મને એવી નામના કે કશાંની તુંભા નથી, તેમજ કેટ વગર મને મારી જીંદગી વટીક તદન અકારી થઇ પડીછ. ઓ જોન મને તારી ખરેખર ઘણી અદેખઇ લાગેછ. તારી મુફલેસી છતાં તું મારાં કરતાં હજાર દરજ્જે વધારે સુખી છે."

તેઓ બેઉ થોડો વખત પોતાના વીચારમાં મસ્ત બની ઉભા. આ વેળાએ હેનરીને કંઇ યાદ આવ્યું હોય તેમ બોલી ઉઠયો—

"જોન, નાટક માટે તો તને ઘણો અભાવ છે; એટલે હું તને તે માટે ઓફર કરતો નથી. પણ આવતી કાલે હું

લંડન જનાર છું. લંડનની નાટક ભુમી ઉપર મોટો હોહોકાર મચાવી દેનારી મીસ મોરના લવલેશનું નામ તો તેં સાંભળ્યું હશે?"

"હા, આજ કાલ મીસ મોરનાં લંડનમાં ઘેરઘરનું બોલ થઇ પડયોછ. અને એક વખત પણ ન્યુસપેપરમાં એ એકટ્રેશની તારીફ અને સબી આવી નહિ હોય, એમ મેં તો નથી જોયું!" જોને ખુલાસો કીધો.

"એ એકટ્રેશને માટે કહેછ કે નાટકની રંગભુમી ઉપર જોવી એ જીંદગીની મોટામાં મોટી મોજ છે." હેનરીએ ઉમેર્યું "પ્યારા જોન, હું એ મોજ આવતી કાલે ભોગવવા માગુંછ. મને તો એટલાં સુધી કહેવામાં આયુંછ કે એનાં જેવી એકટ્રેશ થઇજ નથી અને થવાની નથી."

અને એમજ હતું. મીસ મોરનાં લવલેશ જેવું ખુબસુરત પંખેરૂં ઓચીંતી લંડનની નાટક ભુમી પર કયાંથી ઉડી આવ્યું હતું, તે કોઇ સમજી શકયું નહિ. તેણીનું એકટીંગ એટલું બધું તો દીલજીત હતું, કે જાણે તે એકટ્રેશને નાટકની રંગ ભુમીનો નહિ, પણ પોતાની ખરી જીંદગીનો ખ્યાલ આપતી હોય; દેખાવ અને મુખડો પણ તેટલોજ ખેંચાણકારક હતો. તેણીનાં જોડાણથી નાટક કંપનીનાં માલેકને જબરો તડાકો હતો. ટુંકમાં મીસ મોરનાં લવલેશ ઉપર લંડનનું લોક ગોયા દીવાનું બની ગયું હતું. એ કંપનીનો નવો ખેલ બહાર પડવાની મોટી ધમાલ ચાલી રહી હતી, અને તે તરફ લોકોનું ધ્યાન ખેંચાઇ રહયું હતું, અને એ ખેલ બહાર પડવાની કાગને ડોળે રાહ જોતું હતું. કંપનીનાં માલેકોએ જાહેર કર્યું હતું, કે આ ખેલ એટલો બધો તો કરૂણાસ હતો કે ગમે

તેવાં પત્થરનાં દીલનાં તમાશગીરનું જીગર પીગળાયા વિના રહેશે નહિ. આ ખેલનું નામ "Rat in a Trap" (છટકામાં ઉંદર) હતું. ખેલમાં મીસ મોરનાં લવલેશ બે જુદી જુદી ઓરતોનો દયાજનક ભાગ ભજવી બતાવનાર હતી—પણ મીસ મોરનાજ બીજી ઓરતનો પણ ભાગ ભજવી બતાવે છે, એવો ખ્યાલ ગમે તેવાં બારીકબીન તમાશબીનને આવી શકતો નહીં હતો. આથી આ નવા ખેલે લંડન અને તેની આસપાસનાં પરાઓનાં લોકને જબરી ઇંતેજારી અને વમલમાં નાખી દીધાં હતાં. અને નવા ખેલમાં મીસ મોરનાને જોવાને અધીરાં બની ગયાં હતાં. ભલભલાંઓ તેણીની દોસ્તી શોધવાને તલ્પી રહયાં હતાં. સેંકડો ઉમરાવો તેણીની મુલાકાત લેવાને તેણીનાં મકાને દોડયાં જતાં પણ ઘણાખરાંઓ નાઉમીદ બની પાછા ફરતાં. ઉંચી સોસાયટીમાં તેણીને જબરી અસર કીધેલી હોવા છતાં તે તેમાં કદી પણ ભેલાતી હતી નહિ, અને પોતાની ઉપરનાં અસાધારણ ઘરાંપરાંથી કદી પણ ફુલાતી હતી નહિ. તે પોતાની પસંદગીથી થોડાઓની મુલાકાત લેતી, અને થોડીજ વાત કરતી. સ્ટેજ ઉપર કોઇની પણ મુલાકાત લેવાને સાફ ના પાડતી. આથી બન્યું એમ કે મીસ મોરનાં લવલેશ તરફ લોકો અસાધારણ ખેંચાયાં અને તેણીની ઓળખ અને દોસ્તી કરવાને અનેક રસ્તાઓ શોધવા લાગ્યાં. સ્ટેજની બહાર તેણીને લોકો કદી પણ જોવાને ભાગ્યવાન નીવડતું હતું નહિ. આથી લોકોની અજાએબી બેવડી તેવડી વધી ગઇ હતી.

મીસ મોરના લવલેશ ખરેખર એક અદભુત પંખેરૂ હતું જે ઇંગ્લંડની પ્રજાને હદથી જયાદા પ્યારૂં હતું.

બીજી ત્રીજી કાંઇક ગુફ્તેગુ ચલાવી બે મીત્રો તે તો છુટા પડયા.



## પ્રકરણ ૨૦ મું.

### ગમે તેવીબી પોલાદની વટીક દેવાલ બાંધશો તેથી મોહબ્બતના મોજાઓ અટકવાના નથી!

જોન ડેલની ફતેહ વધતીજ ચાલી, બેકાર કામદા પેટને મારવા વગર હડતાલ ચાલુજ રાખી. તવંગરોની સાની ખાણો બંધજ રહી, અને કોલસા પર યાહોમ વધતોજ ચાલ્યો. કોલસાની ખાણોનાં માલેકોની આ મોટો ખાડો પડતો ચાલ્યો. કામદારોની બેકારીથી તવંગ બેકરારી વધતીજ રહી. કાઉન્ટ અને કાઉન્ટેશ ઓફ સ્ટર પોતાનાં ખુલ્લા નામે બેકારોનાં ફંડમાં દસ હજાર પાઉ મોટી રકમ જોન ડેલ ઉપર મોકલવાની હીંમતી બતાવી, તેમની પુઠે ચોતરફથી મોટી બીજી રકમો ધસડાઇ આવી. એક એકટ્રેસે પોતાનાં છુપાં નામે પાંચ હજાર પાઉન્ડની મોકલી આપી. જોન ડેલ અને હડતાલીઓની આ કંઇ તેવી ફતેહ હતી નહિ. જોનના ભાષણમાં ગરીબોથી સ કેટલાક તવંગરો પણ હવે હાજરી આપવા લાગ્યાં. ક અને કાઉન્ટેસ ઓફ સ્ટરની, મંશયા, કલેરા, અને કેટલાંક જાણીતાં ઓરત મરદો જોન ડેલનાં ભાષણો ઘણી ટથી સાંભળતાં; અને તેવો કેટનેબી સાથે ભાગ લેવાં સમજાવતાં. આપણે જોયું તેમ તે મગરૂર, હઠીલી, દે

કલેરા અને મર્શયાના પુશકળ આગ્રહને આધીન થઇ બે વાર છુપાછુપ ડેલનાં ભાષણોમાં હાજરી આપી હતી.

બેકારોને ઘણી હિંમત આવી હતી. અને તેઓ પોતાનાં ઠેરાવમાં વધુ મજબુત થતાં ગયાં. તવંગર તુમાખીઓનાં ગુસ્સાનો પાર હતો નહિ. તેઓ જોન ડેલને કોઇ પણ સુરતે દુર કરવા માગતાં હતાં; પણ તે બહાદુર જવાન એવી રીતે કામ લેતો કે તે કદી પણ કાયદાના સપાટામાં આવી શકતો હતો નહિ.

જેમ જેમ ડેલની ફતેહ વધતી જતી તેમ તેમ આપણી મગરૂર કેટ પોતાના પીતાની પક્ષની હાર માની લેતી ચાલી અને બેહદ બેચેન રહેવા લાગી. લોર્ડ હેરીસન અને કલેરા તેણીને ઘણુંએ સમજાવતા, પણ તે પોતાની મુંગી ઉદાસી અને મુઝવણ દુર કરતી નહિ. તેણીને શું થતું હતુ તે પોતે પણ કહી શકતી નહિ. જોનને આટલો ધીકકારવાં છતા તેનો બહાદુર માંઠો ચહેરો તેણીની નજર સામે સદા ખડો રહી રાત અને દીન શા માટે તેણીને સતાવતો હતો તે આ છોકરી સમજી શકતી હતી નહિ. આવી હાલતમાં લોર્ડ હેરીસન પોતાની પ્યારી બેટીને સબડતી જોવા માગતો હતો નહિ. તેણીના ખાનગીમાં તે પીતાએ મર્શયા અને તેણીની ભલી માતાની મુલાકાત લીધી, અને તેમને કેટીની હાલતથી ખબરદાર કીધાં. તેણે પોતાની બેટીને 'ગ્રેશમ હોલ' માં બોલાવી લેવાની મોહડે ચઢી વીનંતી કીધી–જે તેઓએ મોટી ખુશી સાથે સ્વીકારી.

બીજે દિવસે મર્શયાએ કેટી અને કલેરાને થોડાક દિવસ "ગ્રેશામ હોલ" માં ગુજારવાનું આમંત્રણ કર્યું. અંતે બાપ અને બહેનની બેહદ સમજાવટથી કેટી પોતાની બહેન અને કમ્પેનીયન સાથે 'ગ્રેશામ હોલમાં' બેહદ આનાકાની સાથે જવા

તઇયાર થઇ. બંને મા દીકરીએ કેટીની બેચેની દુર કરવાને કંઇ પણ બાકી રાખ્યું નહિ. તેણીને રીઝાવવાને અને જીંદગીમાં ફરીથી મજાહ લેતી જોવાને 'ગ્રેશામ હોલ'માં દર અઠવાડીએ નાની પાર્ટીઓ કરવામાં આવતી અને કેટીને તેમાં ખુશાલ પહેલાંની ફાની ભેલાતી જોવા તેઓ ખરા અંતકરણથી ઇંતેજારી રાખતાં. પણ કેટ શું ખરેખર પહેલાં જેવી ખુશાલ અને સુખી હતી? જરાબી નહિ! ફકત મરાંયા અને ડચેસને દલગીર નહિ કરવાને ખાતર તે પોતાનો ચહેરો ખુશાલ રાખી બધામાં ભાગ લેતી; પણ તેણીનાં ભીતરની વાત તો તેણીનો ખુદાજ જાણતો હતો!

અફસોસ! તે બેખબર બાળાને થોડીજ ખબર હતી કે જે સખ્શને તેણી પોતાનો કટો દુશ્મન માનતી, એક મુફલેસ ભિખારી તરીકે જેનો તીરસ્કાર કરતી, જેની પર તેણીએ પોતાનાં તેમજ પીતાના હડહડતાં અપમાન માટે વેર લેવાનાં સોગંદ ખાધા હતા, તેનેજ બાતેનમાં તે દીવાના પ્યારથી પેહલીજ નજરે ચહાતાં શીખી હતી! એ શું એક અજબ જેવો કુદરતનો ખેલ નહીં હતો? એ શું તેણીની પોતાની મગરૂરી માટે કુદરત તરફની સજા ન હતી!

મરાંયા અને ડચેસના આગ્રહથી 'ગ્રેશામ હોલ'માં જોન વારંવાર આવતો હતો. ઘણીક વાર જોન અને કેટની નજર એક થતી અને તેણીનાં દીલમાંથી એક અજબ જેવી લાગણી પસાર થઇ જતી; પણ તરતજ અજબ જેવો પોતાના મનપર કાબુ મેળવી તે લાગણીને તેણી હરકાટી કાઢો ભારે ગુસ્સાથી પોતાના સુંદર ચહેરો ફેરવી લેતી. જોનનો પોતાનો હાલબી

તેવોજ હતો. તે પોતેઅી પોતાને શું થતું હતું તે સમજી શકતો ન હતો.

કેટની આવી તુંદ રીતભાત જોઇ ભલી મર્શયા ખચીત દુખી થતી. તે જોન અને કેટને દોસ્ત બનાવવા હજારો પછાડા મારતી. તેણી કેટને જોન માટે ઘણું સમજાવતી પણ બધુ ફોકટ જતું.

આણી મેર 'ડયુક ઓફ ગ્રેશામ'ના જીગરમાં નવી આશાએ ઘર કીધું હતું. તેણે જોયું કે ખુબસુરતીની તે મગરૂર રાણી તેની તરફ વધુ માયાથી જોતી રહી હતી. તે તેની એખલી સંગતમા ગુજારવામાં મોજ માની લેતી. ડાવેજર ડચેસની ખુશાલીનો પણ પાર હતો નહિ. તે ભલી માતા પોતાના બે વ્હાલાં ફરઝંદોને પોતાની નજર સનમુખ પરણેલી જીંદગીમાં જોડાયલાં જોવા માગતી હતી.

મર્શયાના હાથની પણ સેંકડો માગણી થઇ ચુકી હતી, પણ તેણીની માતાની બેહદ દલગીરી વચ્ચે તે સઘળી તેણીએ નામંજુર કીધી હતી. માતા પોતાની દીકરીની ભુરી આંખ્યોમાં કાઇ છુપી ગમગીની સહેલેથી વાંચી શકતી હતી. તે સમજીજ શકતી ન હતી કે મર્શયા કયા છુપા ગમથી રીબતી હતી. ડચેસ જયારે એ માટે સવાલો પુછતી ત્યારે મર્શયા તેણીને ઉડાવતી, અને ભલતીજ વાતો ઉપર ઉતરી પડતી.

કેટી અને કલેરા "ગ્રેશામ હોલ" માં આવવાથી તે માતાએ મોટો સખ્યારો માની લીધો હતો કે એ બે બહેનોની સંગતમાં મર્શયા પોતાનો ગમ ભુલી જશે, પણ નહિ—મર્શયા કેટીને પોતાના ભાઇની સંગતમાં એકલી છોડવામાં વધુ રાજી

હોય તેમ જણાતી, અને એવી તકનો લાભ લઇ તે પોત
ઓરડામાં ભરઇ બેસતી.

કેટી અને કેલેરાને ગ્રેશમ હોલમાં આવવાનો પંદ
દીવસ હતો. ડયુક કેટી અને કેલેરા બામદાદની લેહકીમાં
સ્વારીની મોજ ભોગવવા ઉતરી પડયાં હતાં. મર્શિયા ગ
દુઃખવાનું બાહણું કાઢી ઘરમાંજ રહી હતી. પોતાના ઓરડ
પોતે ચીતારેલાં એક નાના કદના ચીત્રને તેણી પોતાના હાથ
લઇ તીકટી બેઠી હતી. તેણીને પોતાની આસપાસનું મુ
ભાણુ હતું નહિ.

"કેવો મીઠ્ઠો ચહેરો! કેવી બહાદુર સીકલ! અહા—
મર્દને છાજતું એનું બળ છે! આ તસ્વીર મારી તા
બનીછ, તેનો એને કયાંથી ખ્યાલ હોય? આહા બરાબર
કયાંથી મારો આ રીબતો હાલ એ જોઇબી શકે? હું તવ
છું, તે ગરીબ છે. સંસારી પંકતીમાં તે કેટલો કમનશીબ
ઓ ખુદા, કાંય નહિ હું ગરીબ મા બાપને પેટે અવત
કાંય હું તવંગર બની—કાંય તેનેથી દુરદરાઝ બની? શું
ગરના મહેલમા રહેનારી ઓરતે ગરીબોની ઝુંપડીમાં છુપા
નાદર નંગ તરફ નજર કરવી એમાંબી પાપ છે? શું ગરીબે
ઝુંપડી બસ ધિકકારનેજ સઝાવાર છે? ઓ નહિ નહિ!
મીઠ્ઠો મુખડો ગરીબ વર્ગનો છે, પણ તેમાં તવંગરોથી જ
ખુબી છે. લોર્ડ અને ડયુકો કરતાં એનામાં ખરા મર્દને છા
હીમ્મત છે. આબરૂ છે, ઇઝત છે—પણ અફસોસ કે એની
દોલત નથી. અગર જો દોલતજ ઇનસાનની ખુબીનું માપ હે
અને ગરીબોની ઝુંપડી જો શ્રાપ હોય, તો ઓ ખુદા!
કહું છું કે મને તારો ગરીબોની ઝુંપડીનો શ્રાપ આપ!"

તેણી વધુ બોલી શકી નહિ. ખભા પર પડેલા એક નાજુક હાથથી તેણી એકદમ ચોંકી ઉઠી ઉભી. તેણીએ પાછળ ફરી જોયું તો કેટી અજબ જેવી ગંભીર બની તેની બાજુએ ઉભી હતી. મર્શયા શરમાઇ ગઇ, ફગલાઇ ગઇ, અને શરમથી આઝેઝ બની પોતાની બેઠક ઉપર ફસડાઇ પડી. તેણીના હાથમાનું ચીત્ર જમીન પર ઉંધું પડયું. મર્શયાને સધીયારો મલ્યો કે તે ચીત્ર કોણનું હતું તે કેટી પોતાની નજરે જોઇ શકતી ન હતી.

"મારી પ્યારી મર્શીયા," કેટી ઘણીજ મમતાથી બોલી, "તારી બેચેનીનો સબબ તારો છુપો પ્યાર છે. વહાલી મર્શીયા તું શાને માટે તારી ભલી માયને તારો છુપો પ્યાર જાહેર કરતી નથી? શાને માટે તું એકલી એકલી મુન્જાયછ? કહે મને, પ્યારી મર્શીયા, તારૂં દીલ મારી આગળ ખુલ્લું કર. સાચ્ચા પ્યારનો એકરાર કરવાથી ના ડર. તારાં જીગરને છુપા ગમથી હલાક ના કર."

થોડીક પળની ચુપકીદી પછી મર્શીયાએ પોતાની ઝબાન ખોલી.—

"માઇ ડીયર કેટ! હું શું બોલું? મારો સાચ્ચો પ્યાર કેમ ખોલું! હું જે બહાદુર જવાનને ચાહુંછ તે આપણી પંકતીથી તદન ઉતરતો છે. પણ ગરીબોની ઝુંપડીમાં તે નાદર રતન છે, નેકીનો ફરેસ્તો છે. મે તેને ઝુંપડીમાંથી પસંદ કરી મારા જીગરમાં તેનું ઘર કીધુંછ!"

આ રસ પર ચઢેલી વાતમાં 'પ્રીન્સે' ભંગાણ પાડયું. તે પોતાની બાઇને સોધતો દોડતો દાખલ થયો, અને કેટીના પગ આગળ ગેલ કરવા લાગ્યો. આ જોઇ કેટીએ પોતાના પગ

આગળ પડેલું ચીત્ર ઉચકી તેબલ પર મુકતા તેમાના ચહેરા ઉ
તેણીની નજર પડતાજ એક વીજલીનો સખત ઝટકો લાગ્યો હે
તેમ ચોંકી પોકારી ઉઠી–

"ઓ ખુદા ! આ તો પેલો–પેલો–જોન ડેલ છે !" એ
બોલતાં તેણીના ધ્રુજતા હાથમાંથી ચીત્ર પાછુ નીચે પડી ગ

"આહા, કુદરતનો એ અજબ ખેલ છે, કેટ
મ'શીયાએ એક નીસાસો નાખ્યો.

"મ'શીયા ! પાણી તે પાણી અને તેલ તે તેલ છે.
ગુલાબ છે તે કાંટો છે, તું ગુલાબનું ગુલ છે, તે ધંતુર
પુલ છે !"

"નહિ નહિ પ્યારી કેટ, એમાં તારી ભુલ છે. તું તે
ગરીબાઇ તરફ ના જો–પણ એની ભલાઇ તરફ જો. તુ દોલ
તરફ ના જો–પણ તેની હીમ્મત તરફ જો. તેના મુફલેસ હ
તરફ ના જો, પણ તેના નેક ખ્યાલ તરફ જો. તે એક એવું
મુલ નંગ છે, કે તેને જોયા વગર આ જીગર બેચેન છે !"

"માઇ મ'શીયા ડીયર ! તું શું બકેછ, તેનો તુને ભ
છે ? તારા જેવા એક મોટાં ડયુકની છોકરી આવા મુફલેસ સ
તારો ભવ જોડી તું પોતાને કેવી દુન્યાની હસી મશકેરી
લાવી નાખશે તેનો તને સહેજબી ખ્યાલ છે ?" કેટીએ ઘણી
મમતાથી મ'શીયાના રેશમ જેવા સુંવાળા બાલ સરખા કર
સમજાવ્યું.

મ'શીયા ફિકકુ હસી બોલી–"તું પ્યાર માટે શું સમ
કેટ ? તુંને પ્યારનો કડવો અનુભવ મલ્યો નથી, એટલે તુ
મારી હાલતનો વીચાર બી કયાંથી આવે ? પ્યાર આગળ મગરૂ
બહુ તુચ્છ છે. જોન ડેલને હું ખરા જીગરથી ચાહુંછ અને
બહાદુર વીરનો પ્યાર જીતવાને માટે દુન્યાના બીજે છેડે જવ

તઇયાર છું. નહિ નહિ એટલુંજ નહિ, પણ ગ્રેશમ હોલની રાજ કરતી રાણીની પંકતી ઉપરથી ગબડીને ગરીબાઇની ખીણમાં પડવાને પણ એક પગે છું. પણ ઓ કેટ–તું ઘડી ભર પણ માનેછ કે જોન ડેલ મને કબુલ કરશે ? નહિ, હરગીઝ નહિ ! તવંગરોમાં ભેળાવા જેવો તે ગરીબ નથી; તે પોતાની ગરીબડી ઝુંપડી માટે વધુ ગગરૂર છે."

"મર્શીયા, હું તે માનતી નથી. જો તે ખરેખરો દીવાનો હશે તોજ તે તારો પ્યાર કબુલ નહિ કરશે. અરે એ તો તારા પ્યારથી દીવાનો બની જશે અને એમ જો થશે તો મારૂં દીલ ખરેખર દુખી થશે. તારા દોસ્તો અને સહીઓ તારી પસંદગી ઉપર હસશે, બલકે તુને ધીકકારશે, મર્શીયા ડીયર !"

"મને તેની જરાણી દરકાર નથી." મર્શીયાએ બેહદ ઉશકેરાઇ જવાબ દીધો.—"કેટ, ગરીબાઇ અને તવંગરી માટે વરસોથી હું કેવા ખ્યાલ ધરાવુંછ તે તું સારી રીતે જાણેછ. કુદરતીજ મને તવંગરી પર ધીકકાર છે, જ્યારે ગરીબાઇ ઉપર પ્યાર છે. કેટ ડીઅર તું તારી તવંગરી ઉપર ગમે તેટલી ફુલ પણ ગરીબ લાચાર હાઝતમંદોને કદી ના ભુલ, મારે મનથી તવંગરો કાંટો અને શુળ છે, જ્યારે ગરીબાઇ મારે મનથી આ જીંદગીના ગુલશનમાં ખુશબુદાર ફુલ છે. ઓ કેટ ! જ્યારથી મેં જોનને જોયોછ અને તેની ગરીબાઇ વચ્ચે હું જે ઉમદા કામ કરતો તેને જોઉંછ, ત્યાર પછીથી ગરીબાઇ મને વધુ પ્યારી થઇ પડી છે."

કેટી બીલકુલ હેબતી ગઇ ! તેણી સમજી શકી નહિ, તે મર્શીયાં હતી કે નાટકની રંગભુમી ઉપર, ગરીબાઇના ગીતો ગાતી એક નાટકકાર સ્ત્રી હતી ? એમા તો તેણીને કશો શક લાગ્યો નહિ કે મર્શીયા ગમે તેટલી શ્યાની હોવા છતાં જોન

ઉપર દીવાની બની હતી ! શું પ્યાર સઉ કોઇના કહયા પ્રમ ખરેખરજ આંધળો હતો ?

"ઓ મ'શીયા ડીઅર–જોન ડેલ ઉપરનું તારૂં ઘેલાપણું તારી માય તેમજ ભાઇ કેમ તામોશ કરી શકશે કેટીએ ઘણાજ ગલગલતા સાદે સવાલ કીધો.

"એજ મારો બલાપો છે," મ'શીયાએ એક ઉ નીસાસો નાખી ઉતર વાળ્યો, "જો કે મારા મમ્માનો જીવ ડેલ પર અતીશય છે પણ તે છતાં તેની મુફલેસીને લીધે મ લગન તેની સાથ થયલાં જોવા મમ્મા હરગેઝ કબુલ થવ નથી. પણ પ્યારી કેટ, આ ભેદ ખુદા અને તું સીવાય બ કોઇ જાણતું નથી. કહે કે તું મારો આ ભેદ સદા ર છુપો રાખશે, કેમકે હું જાણું છ કે–હું જોન સીવાય હર કોઇને પરણવાની નથી."

મ'શીયા વધુ બોલી શકી નહિ. તેણીનું જીગર ભ આવ્યું, અને કેટીના ખભાં ઉપર માથુ મુકી દુસ્કે દુસ્કે ર લાગી. હવે બોલવુંબી શું તે કેટીને સમજ વટીક પડયું ન જમીન પર પડેલા પેલા પીકચર પર તેણીએ નજર ફે આહ–તેજ–તેજ ચહેરાએ આવી ગાય જેવી ગરીબ અને ગુલ જેવી ખુશબુદાર સુંદરીનું જીગર ચોરી લીધું હતુ ! તેણીએ ચીત્ર જમીન ઉપરથી ઉંચકયું, અને પોતાની બે મે આંખ્યો આગળ ધરી તેની તરફ એક ચીતે ટીકવા લા કેટલીક પળ સુધી એકકી ટગરે તે મુખડાને જોતી તેણ પીકચરને પોતાની સામેજ ધરી રાખ્યું. મ'શીયાને હજી વામાં રોકાયલી જોઇ તેણીએ તે ચીત્ર બે વાર ટેબલ મેલી દઇ બે વાર પાછુ પોતાના હાથમાં લીધું, અને

ફરીથી તે ખુબસુરત ચહેરાને દેવાનીની માફક ટગર ટગર જોવા મંડી ગઇ ! આ પળે તેણીને મર્શીયાના બોલો યાદ આવ્યા, કે "તે એક બેમુલ નંગ છે, કે તેને જોયા વગર આ જીગર બેચેન છે !" કેટીનાં મનમા પળવાર કાંઇક જાણે ખ્યાલ આવ્યો કે મર્શીયાના આ બોલોમાં ઘણેક દરજજે સચાઇ હતી ! પણ બીજીજ પળે તેણીએ મીજાજથી તે ચીત્ર જમીન પર પટકી દીધુ, અને જેમ એક નાનુ બાળક બીજા બાળક સાથે રીસાઇ જાય તે પ્રમાણે તેણીએ તે ચીત્ર ઉપરથી ગુસ્સાથી પોતાનો ચહેરો ફેરવી નાખી એખલી મન સાથે બબડવા લાગી.

"ઓ ખુદા, એ શું કહેવાય ? હું એનું ચીત્ર કેમ ફાડી શકતી નથી ? એ મને શું થાયછ ? હું એને પહેલેથીજ ધીકકારતી હતી. હવે તો મારી વહાલી મર્શીયાની જીંદગી ધુળ કરવા માટે વધું ધીકકારશ !"

આ પળે એક વીજળીક પ્રવાહ તેણીના બદનમાંથી પસાર થઇ ગયો. તે પોતે સમજી શકી નહિ કે તેણીના જીગરમાં શું થતુ હતું.



## પ્રકરણ ૨૧ મું.



### કેહર અને કીનાનો છુપો કાસદ.

જયારે "ગ્રેશામ હોલ" માં ઉપલો બનાવ બનતો હતો ત્યારે "હેરીસન પેલેસ" ની રંગભુમી ઉપર નવોજ દેખાવ થઇ રહયો હતો. લોર્ડ હેરીસન નાસ્તો લઇ તુરતજ પોતાનાં

લાયબ્રેરીવાળા ઓરડામાં બેઠો હતો. "ગ્રેશામ હોલ"ના છે
મેલાવડામાં બનેલા બનાવની અસર હજી તેનાં મગજ ઉપ
ભુસરાઇ ગઇ હતી નહિ. બાહેરથી એ બનાવની જાણે તે
કાર કરતોજ નહિ હોય એવો તે દેખાવ કરતો હતો,
બાતેનમાં એ બનાવથી બીહતો ધ્રુજતો હતો. લીઝીના મ
વખતના ડોળાનો દાબ હજી તેની આંખ આગળ ભમતો ર
હતો. તેણીના છેલ્લા શ્રાપો તેનાં કાનો આગલથી હજી
થયા હતા નહિ. તેણીની બેટી રોઝીએ લીધેલા કસમની
તેનાં મગજથી હજી ભુલાઇ ગઇ હતી નહિ. એજ બંને
દીકરીનાં ખ્યાલમાં તે હમણા બેચેન બેઠો હતો. આ ખ્યાલમ
કંટાળી તેણે અનેક ચોપડીઓ પોતાનાં હાથમાં લીધી, અને
વાંચવાની કોશેશ કીધી—પણ દરેક લીટી વચ્ચે લીઝીનો મ
વખતનો ચહેરો અને તેણીના ભયાનક કસમ તેની નજર ર
ખડા થતાં ચાલ્યા! એક પછી એક ચોપડી તે પટકતોજ રહ

આખરે બેઝાર બેસબર બનીને તે ગુસ્સાથી પોત
બેઠક ઉપરથી ઉઠવા જતો હતો પણ તેજ વખતે
એક નોકરે ખબર આપી કે એક ઓરત તેને દ
જરૂરી કામે મલવા માંગતી હતી, અને જ્યાં સુધી
મુલાકાત લે નહિ ત્યાં સુધી "હેરીસન પેલેસ" છોડી
સાફ ના પાડતી હતી!

"ઓરત?" આવી હઠીલી ઓરતનું નામ સાંભલત
લોર્ડ હેરીસન ચોંકીને બોલ્યો, "પણ સબર! તે ઓરત
છે? કંગાલ છે—ચીઠડેહાલ છે?"

"મારા લોર્ડ," તે નોકરે નમીને જવાબ દીધો "તે
આબરૂદાર ઓરત છે."

"જા, ને તેણે અહિં મોકલ." લોર્ડ હેરીસને હોકમ કીધો.

આ કવખતે આવનાર ઓરત કોણ હતી તેનો ખ્યાલ કરવાનો લોર્ડ સાહેબને વખત મલે તે આગમચ એક ઉંચી સરોવર જેવી નવજવાન બાનુ તેની સામે આવી ઉભી. લોર્ડ હેરીસને જોયું કે તે ઓરત અજબ ઠરસા અને દમામવાળી હતી, તેણીની આંખોમાં ચંચલાઇ ખુલ્લી માલમ પડી આવતી હતી.

લોર્ડ હેરીસને અલબતાં ઉઠીને તેણીને "બાઉ" કર્યું, અને એક ખુરસી બતાવી તે ઉપર બેસવાની તેણીને ફરમાશ કરી.

"મને કોણ બાનુ સાથે મેળાપ થવાની આજે પ્લેઝર છે, મેડમ ?" તેણે આ નવી આવનારી વીઝીટરને માથાંથી તે પગ સુધી ધારી ધારીને જોઇ સવાલ કીધો.

"મારા લોર્ડ, ગભરાઓ ના," પેલી ઓરતે હેરીસનની સામેની ખુરશી ઉપર પોતાની બેઠક લેતાં ખુલાશો કીધો. "હું જયારે તમારા 'હેરીસન પેલેશ'નાં સંગેમરમરનાં દાદરના પગઠીઓ ચઢતી હતી, અને તમારી નજદીક આવવા મારાં કદમ ભરતી હતી, ત્યારે લીઝી અને રોઝી તમને સતાવતી હતી ! કેમ ખરૂં કેની, મારા લોર્ડ ? ઇનકાર ના રવા છે !"

"ગુડનેસ મી ! કેટલું અજબ જેવું !" લોર્ડ હેરીસન પોતાનાં મનનાં વીચાર પારખી જનાર આય ભેદી ઓરતથી હેરત થઇ પોકારી ઉઠયો. "હા એમજ હતું, મેડમ; પણ તમે કોણ છો ?"

"હું તમારી દુશ્મન નથી, પણ દોસ્ત છું. હું તમને પેલી કીનાખોર રોઝીથી બચાવવા માગુંછ. તે ઓરતને હું મારા જાનનાં ભોગે હરાવવા માગુંછ. તે તમને રૂશવા કરવા

માગેછ; પણ તે ઓરતને આય દુનીઆમાં કોઇ પણ
શકે તો તે હું છું. મારો ભેદ હું અને તમે શીવાય બી
કોઇ જાણશે નહિ. તમને એકાદ સલાહકારની જરૂર છે,
લોર્ડ! તમારાં મગજ ઉપર અજબ ભાર છે. તમારી દો
ઘટતી જાય છે, તમારી કમબખ્તી વધતી જાયછ. તમને કો
મદદની મોટી દરકાર છે. તમારો કોઇ મદદગાર નથી, સી
કેટીનો અદરાયલો ભરથાર હેનરી છે. પણ કેટીને તે
મોટો ધિક્કાર છે તમારી એ બેટી તમારેથી કદી પણ
નાર નથી. તે એવી હઠીલી છે કે તે તમારેથી તો
આસ્માન પરના દેવતાઓથી પણ સહેજબી ડરનાર નથી.
કોઇ–કોઇથી બી તે હેનરીની પરણેતર બનવા કબુલ
તો તે હું છું. મારામાં એ સઘળી હીંમત છે, બોલો
લોર્ડ, મારી એ હીંમતની તમારી પાસે કીંમત છે?"

"ઓ ખુદા! આ કોઇ અજબ ઓરત છે! બે
મેડમ, તમારૂં કહેવું રાસ્ત છે. બોલો, તમારામાં એવી
અજબ કરામત છે કે જેથી તમે મારૂં દીલ વાંચી શકય

લોર્ડ હેરીસનની ગુચવણ અને અજાયબીનો પાર
નહિ. પોતાનું દીલ વાંચી શકનારી આ સ્ત્રી તરફ તે કુદ
લોભાયો. જેમ જેમ તેણીનાં મોહોડામાંથી એક એક
નીકળતો ચાલતો હતો, તેમ તેમ તેની તરફ તે વધુ
વધુ ખેંચાતો ગયો. આ અદભુત બેગાની બાનુનું
એક પોતાને ત્યાં આવવું તેને મુબારક લાગ્યું.
કેટલીક મુદત થઇ તે અનેક મુઝવણ અને ગુચવ
ગુંચવાયલો હતો; નાણાની મુસ્કેલી તેને છેલ્લે છેલ્લે જ
થઇ પડી હતી. અનેક ચીજોનાં સટ્ટામાં તેને જબરો

ખાધો હતો, જે બીના તેણે પોતાની બેટીઓથી છુપીજ રાખી હતી. બીજી મુશ્કેલી કેટીનાં સંબંધમાં હતી. લોર્ડ હેરીસને હેનરી સાથે પોતીકી વડી દીકરીનો ભવ જોડવાનો મકકમ ઠરાવ કરી રાખ્યો હતો; પણ કેટી તેનાં વીચારથી જુદી પડતી હતી. તેણીએ પોતાના બાપને રોકડું પરખાવી દીધું હતું કે હેનરીને તે મુદ્દલ ચ્હાતી હતી નહિ, અને પ્યાર વગરનાં લગન કરવા માંગતી હતી નહિ. ત્રીજી મુશ્કેલી લીઝીની બેટી રોઝીનાં સંબંધમાં હતી. તે ઓરતે લીધેલા કસમથી તે મનમાં ડરતો હતો. તેણે માની લીધું કે આ ત્રણુડે મુશકેલીઓ તેનાં માર્ગમાં એકાએક આવેલી આ અદભુત ઓરતથી દુર થઇ શકે એમ હતું. તેને આવી મુશ્કેલીઓમાં એક વફાદાર સલાહકારની મોટી જરૂર હતી. પોતાની આ ઉમેદ આ વીચીત્ર અબલાજ પાર લાવશે એમ તેની પુરેપુરી ખાતરી થઇ ગઇ. સઘળા ખ્યાલથી આ અણજાણી બાઇને પોતાના સલાહકાર તરીકે કબુલ રાખવાના મકકમ ઠરાવ ઉપર તે આવ્યો.

"મેડમ—તમારૂં નામ જાણવાની મને રજા છે?" લોર્ડ હેરીસને નરમાશથી પુછ્યું.

"મારા લોર્ડ, મારૂં નામ મીશ મેબલ ફ્રાન્શીસ છે."

"મીસ ફ્રાન્શીસ," લોર્ડ હેરીસને ધીમાં પણ મકકમ અવાજે કહયું. "આજથી તમે મારાં સલાહકાર છો. તમારી સાથ પીછાણ થવા માટે હું ખુશી છું. તમે વફાદારીથી મારી નોકરી બજાવશો તો તેનો બદલો તમને ઘણો સારો મલશે."

બીજી ત્રીજી અનેક વાતચીત પછી અંતે બેઉ જણાં વચ્ચે સમજુતી અને ગોઠવણ થઇ ચુકી હતી. મેબલ ફ્રાન-શીસ "હેરીસન પેલેસ"માં લોર્ડ હેરીશનનાં ખાનગી સેક્રેટરી

તરીકે ઠર પડી. તેણીને એક ખાસ ઓરડો આપવામાં જ્યાં તેણીને દરેક રીતની સગવડ પુરી પાડવામાં તમામ નોકરોને મેબલનો સ્વભાવ પસંદ પડયો. નોકર તરફ દયાળુ હતી, અને દરેકની ફરીયાદ દુર મોજ લેતી. લોર્ડ હેરીશન પણ તેણીનાં કામથી ખુ. જ્યારે લોર્ડ હેરીસનની બે બેટીઓ "ગ્રેશમ હોલ" ર ઓફ ગ્રેશમ અને તેનાં કુટુંબની પરોણાગત ચાખ ત્યારે "હેરીસન પેલેશ" માં લોર્ડ હેરીશન, પોતાની ઓની ગેરહાજરી છતાં મેબલનાં કારોબારથી સુખી મેબલે તેને તેની બેટીઓની ગેરહાજરી ગોયા ભુ દીધી હતી.

"મીશ ફ્રાનશીસ," હેરીસન પેલેસમાં તેણીનાં વાનાં બીજે અઠવાડીએ હીઝ લોર્ડશીપે પુછયું, "હ તમારી સલાહ શી છે ? મારે મારી મુસ્કેલીઓ કે કરવી જોઇએ ?"

થોડીક પળો શાંત ચુપકીદીમાં પસાર કર્યા પછી જવાબ દીધો, "મારા લોર્ડ, મેં તમને કહયું તેમ તમારી મુશ્કેલીઓની ચાવી તમારી વડી બેટી છે. તેણીને ભત્રીજા સાથે એકદમ પરણાવી દેવીજ જોઇએ. આ ચાવી તમારી તમામ મુસ્કેલીઓનું તાળું ખુલ્લું કરી બેટીને સમજાવવાનું મારૂં કામ છે પણ તેમાં તમારી ર મોટી જરૂર છે."

"પણ શું મદદ ?"

"હમણા હું તે જણાવી શકતી નથી. વખત ત્યારે તમને બરાબર કહીશ. પણ મને પ્રોમીસ આ

લોર્ડ હેરીસનથી છુટી પડી મેબલ પોતાનાં ઓરડામાં ગઇ, અને ખ્યાલોમાં મસ્ત બની પોતાની જગ્યા ઉપર બેઠી.

(જુઓ સફા ૧૯૭ મો.)

જ્યારે બી હું તમને ચોકકસ રીતે વરતવા કહું ત્યારે મારા કહયા મુજબ તમે અમલ કરશો?"

લોર્ડ હેરીસનને મેબલની સલાહ પસંદ પડી. તેને આ નવી પોતીકી પ્રાઇવેટ સેક્રેટરી ઉપર કાંઇં અજબ વીસવાસ બેસી ગયો હતો! તેણે મેબલને માંગેલું વચન આપ્યું અને છુટકારાનો દમ ખેંચ્યો. મેબલની કારશાજી ઉપર તે હાલ તુર્ત નચીંત થઇને બેઠો હતો.

લોર્ડ હેરીસનથી છુટી પડી મેબલ પોતાનાં ઓરડામાં ગઇ, અને ખ્યાલોમાં મસ્ત બની પોતાની જગ્યા ઉપર બેઠી. પાસે ટેબલમાંથી એક મોટા કદનું ચીત્ર કાઢી તેના તરફ ધારીને તેણી જોવા લાગી. થોડીક પળો પછી તે પોતાની જગ્યા ઉપરથી ઉઠી, અને તે ચીત્ર દીવાલ સાથે લટકાવી તે સામે તે ગુઠણુમંડીએ પડી બોલી:—

"માતા! બેહસ્ત મુકામમાં ફરેસ્તાઓ વચ્ચે જઇ બેઠેલી ઓ મારી દુ:ખી માતા! તારી ખાહેશ અને મારા કસમ મુજબ મેં મારૂં કામ શરૂ કરીયું છે, અને જ્યાં સુધી હું તને સતાવનાર ઉપર, અને તેની આલ ઓલાદ ઉપર તારો કીનો લેવશ નહિ ત્યાં સુધી હું જંપીને બેસીશ નહિ. લોર્ડ હેરીસનને મેં મારા ફંદામાં એવો તો લીધોછ કે તેમાથી તે કદી પણ સલામત હવે નીકળી શકનાર નથી. જ્યાં સુધી લોર્ડ હેરીસનના આખાં કુટુંબનો હું નાશ કરીશ નહિ, ત્યાં સુધી મને સુખ અને આરામ હરામ છે. માતા, મારી ભલી પણ કમનશીબ માતા! યાદ રાખજે કે કંઇબી કરવા હું મારા જાનથી ડરવાની નથી—હું મારા કસમથી ફરવાની નથી!"

મેબલ પોતાની માતાનાં ચીત્રને એક ટગરે જોતી ગુઠ્ણીએ પડીજ રહી. વાંચનારને ખુલાશો કરવાની હવે શું અગત્ય છે કે મીસ મેબલ ફ્રાનશીસ બીજી કોઇ ઓરત નહી પણ લીઝીની બેટી રોઝીજ હતી. પોતાના છુપા બદલાયલા અવતારમાં જુદાં નામ તળે તેણીએ પોતાની ઝબાનદરાજીની જાલમાં લોર્ડ હેરીસનને એવો મજબુત પકડ્યો હતો કે તે કોઇ પણ રીતે તેમાંથી છટકી શકેજ નહિ.

"હા ?" રોઝી પોતાની માતાનાં ચીત્ર તરફ ખુશાલીથી ધસી જતાં બોલી, "મેં શરૂ કીધેલાં કામથી તારા ચહેરા ઉપર કેવી ખુશાલી પથરાઇ રહીછ ! માતા, તારી બેટીને તું આશીરવાદ દે, કે તે લોર્ડ હેરીસન ઉપર તારો કીનો લે ! મુવેલાંઓબી અગર જો પોતાના કબરમાંથી પોતાનું સત્યાનાશ વાલનારને સતાવી શકતાં હોય, તો કબરમાંથી તારો ધગધગતો શ્રાપ તારા ઝુલમગાર મુદઇ પર વરસાવ !"

રોઝીએ એક બોલ વધુ બોલ્યા વગર પોતાની દુઃખી માતાનું ચીત્ર દીવાલ ઉપરથી કહાડી તેના અસલ જગાએ સંભાળથી પાછું મુકયું, અને પોતાના મગજની શાંતી શોધતી પોતાનાં બીછાના ઉપર પડી.



## પ્રકરણ ૨૨ મું



## કામદેવનો તીર !!

આગલાં પ્રકરણમા વીસ્તારેલા બનાવો ઉપર દિવસો વહેવાં છતાં "ગ્રેશામ હોલ" પરોણાઓથી ગાજી વાજી રહયો

હતો. તે એક ખરેજ ખુશનુમા સહવાર હતી. વખત બામદાદનો હતો, કુદરત ચો તરફ હસતી રમતી રહિ હતી, દેખાવ શાંત અને દીલકશ હતો. એક નદીની થોડેક દુર પથ્થરા ઉપર એક સોવામણો જવાન થોડાંક સુંદર નીર્દોષ ભુલકાંઓની પલટન લઇ ખેલતો ખુશાલ હવા ધોરતો બેઠો હતો. વાંચનાર તે કોણ હતો, તે તું કલ્પી શકશે ?

તે કોઇજ નહિ પણ આપણી વાર્તાનો નાયક જોન ડેલ હતો ! જે ગરીબનાં બચ્ચાંઓને લઇ મજાહ કરાવવા અહીં પીકનીકે લાવ્યો હતો. ગુલાબ સરખાં ભુલકાઓને અહીં તહીં ખુશાલ ભુસકાં મારતાં ને ગમત કરતાં જોઇ તે હમણા ખુશાલ જીવે બેઠો હતો.

પણ એકાએક તેની ખુશમીઝાઝીની ગમતમાં ખલલ પડી ! તેનેથી થોડેક દુર બે જવાન જીગરો કંઇ ઘણીજ ગંભીર ગોફતેગોમાં રોકાએલાં હતાં, તે પર તેની ઓચીંતી નજર પડી. તે ચોંકયો, તેઓ કોણ હતાં ? તેઓ કેટ અને ચાર્લસ ગ્રેશામ હતાં ! તેવો એકમેકની તદન નજદીકમાં બેસી કંઇ ઘણીજ ગંભીર વાતોમાં મશગુલ બની ગયાં હતાં. તે તુંદ અને મીજાજી છોકરી જે કોઇનેજ આજ સુધી કોડુ આપતી હતી નહિ, ને બધાનેજ "ઝાડુ" મારતી હતી, તે હમણા થોડુક થયુ ચાર્લસ સાથે જરા ઠીક મળી ગઇ હતી. તેણીનાં પાસામાં તેણીનો માનીતો કુતરો 'પ્રીન્સ' ગેલ કરતો પડયો હતો. ચાર્લસ અને કેટને આમ ખાનગી ગોફતેગોમાં રોકાએલાં જોતાં જોનનાં જીગરમાં કાંઇ નહી સમજ પડે તેવો ચમટો તુટવા લાગ્યો. તેનાં જીગરમાં એક નહીં વર્ણવી શકાય તેવું બંડ જાગ્યું !

તે સમજીજ શકયો નહિ કે આ તેને શું થતું હતું ! કેટી કોઇબી સાથે પરણે તેની સાથે તેને શું સંબંધ હતો ? શું આ છોકરી તેના મિત્ર હેનરીને તરછોડી, તેને દગો દઇ, ચાર્લ્સ ડયુક ઓફ ગ્રેશામ સાથે પરણનાર હતી ?

શું તેઓ માતે તે અદેખો પડયો હતો ? તેને મુદ્દલ સમજ પડતું નહિ હતું કે પોતે ગુસ્સાથી તપી લાલ શા માટે થઇ ગયો હતો. તેટલાં એકાએક તેની અને કેટીની નજર એક થઇ. તે હેટ ઉંચકી નમ્યો, પણ તેનાં જવાબમાં તેણીએ "બાઉ" કરી જરા ટસ્સામાંજ પોતાની નજર ઝડપથી ફેરવી નાખી. તેણીનો હસતો ખુશાલ ચહેરો એકદમ ફીકકો અને હંમેશ જેવો તુંદ બન્યો હતો પણ તરતજ તેણીએ પોતાનાં મનપર કાબુ મેળવી પાછી ચાર્લ્સ સાથે વાત કરવા મંડી ગઇ.

જોનનો ચહેરો આ જોઇ દલગીર બની ગયો. તેને પોતાની ગમગીન ચશમો તેણીનાં ચહેરા પરથી હટાવી દીધી. તે સુંદર ભુલકાઓ તરફ ફેરવી મન સાથે પટપટયો "આહા ! આ નાના ભુલકાંઓ કેવા સુખી છે ! તેવો કેવાં નીર્દોષ થઇને રમેછ ! અફસોસ–તેઓને હમણા થોડીજ ખબર છે, કે તેવોનું ભવિશ આગળ ચાલતાં કેવુ થશે !"

પણ જોન આગળ કંઇબી વિચાર કરે, તેટલાં કેટની ચીસ સાંભળી તે ચોંકયો, અને તરત ત્યાં દોડયો.

ત્યાં તેણે શું જોયું ? કેટનો માનીતો કુતરો 'પ્રીન્સ' નદીમાં પડીને કગળીને બુમ મારતો હતો અને પાણીમા અછાડ પછાડ કરતો હતો ! કોઇ મોટી મછીના સપાટામાં સપડઇ જવાથી તે જાનવર દયાજનક બુમ માંરતું હતું.

"ઓ ડયુક ! ખુદા ખાતર દોડો, અને મારા ડારલીંગ 'પ્રીન્સ' ને કોઇપણ રીતે બચાવો !" તે મગરૂર છોકરીએ ગભરાઇ અકળાઇને કગળીને બુમાબુમ કરી મેલી.

પણ આપણા જંગે બહાદુર (!) ચાર્લસનાં પેટમાંનુ પાણીપી હાલ્યુ કે ચાલ્યુ નહિ. તે તદનજ સ્થીર થઇને ઉભોજ રહયો. તે હીચકારો પોતાનો જીવ એક નજીવા કુતરા માટે જોખમમાં નાખે એ બનવાજોગ હતુંજ નહીં !

"કેરેરાઇન, તું શા માટે એટલી બધી ગભરાએછ? હું હું અબઘડી આપણા નોકરોને બોલાવીને દોડાઉંછ," ચાર્લસે કેટીને ધીરજ આપતા હસીને કહયું.

આ સાંભળી તે ટીચકાંબાજ નાઝનીનનો મીજાજ એકદમ ફરી ગયો. તેણી ગુસ્સાથી ચાર્લસ તરફ ફરી અને અત્યંત જુસ્સા અને તીરસ્કારથી બોલી.

"યુ કાવર્ડ ! મને આટલો વખત વેર ખબર નહીં હતી કે તમો એટલા પહેલા નંબરના હીચકારા છેવો ! શું તમો મર્દ બચ્ચા થઇને આટલા પાણીમાં ઉતરતાં બીહોછ ? હું તમારા જેવા બાયલાઓને મારાં ખરાં જીગરથી ધીકકારૂંછ. તમો મારે ખાતર કોઇ પણ ચીજ કરવા રોજ હુશીયારી બતાવતા હતા, ને આય તમોએ હીમત બતાવી ! તમો શું એમ ધારોછ કે હું તમારા જેવી હીચકારી છું કે તમારી પર 'ડીપેન્ડ' થઇ મારા માનીતા કુતરાને મરવા દેવશ ? હરગેઝ નહિ ! હું પોતેજ જઇને બચાઉંછ !"

એટલું બોલી તેણી કુદકો મારવા દોડી. ચાર્લસ તો તેણીની આવી તાણાજની સમજી તદન ડંગજ થઇ ગયો હતો !

તેને ભોયજ ભારી પડી ગઇ. તેણે તુરતજ કેટનો હાથ પકડી તેણીને પાણીમાં જતી અટકાવી અને કગલી પડયો,

"કેટ ડીયર, ખુદા ખાતર જરા શાંત થા ! એટલી ઉતાવળી હુલડ ના બન. હું તારે માટે મારો જાનબી આપવા તઇયાર છું, પણ આવા એક નજીવા કુતરા માટે શું કામ એટલો ફ્સ થવો જોઇએ ?"

તેણીએ બેહદ ગુસ્સાથી એક ધાટકી અછાટ મારી ચાર્લસનો હાથ હરકાટી નાંખ્યો અને તરડાઇ પડી–

"ખબરદાર ! મારા હાથને ટચ કરતા ના ! એકદમ મને જવા દો !"

પણ તેણી વધુ કાંઇબી બોલે તેની અગાઉ જોનનો ધાડો અવાજ સંભલાયો, "મેડમ, જરા થોભો ! હું હમણાજ તમારા કુતરાને લઇ આઉંછ !"

કેઠરીન હજી તો ડોકયુ ફેરવીને જોન તરફ જુવે તેટલામાં તો જવાન સખ્શે સપાટામાં પોતાના દીલપરનો ડગલો કાહડી નાંખ્યો હતો, અને યાહોમ ઉંધે મરતક નદીમાં હોમાવીબા દીધું હતું.

ગરીબ બચારી કેટ ! એક પુટલાં પેરે સ્થીર ત્યાંજ ઉભી રહિ પોતાના કોયલ જેવા કાલા ડોળા ઉધાડીને તેણીએ જેયાજ કર્યું. તેણીના જીગરમાં કાંઇ નહિ સમજ પડે તેવી લાગણી તેમજ બંડ જાગ્યું હતું ! ચાર્લસ ગ્રેશામ પણ તેણીની પાસે તદન થસ થઇને ઉભો હતો. થોડી પળો ચુપકીદી પંથરાઇ.

હજુર તો ચાર્લસ ડોળા ફાડીને જુવે તે આગમચ જોન ઇજા પામેલા લોહિલુવાન 'પ્રીન્સ'ને લઇને તેણીની પાસે આવ્યો.

તે મુગું જાનવર કળ નહિ ખમી શકવાથી કીકીઆરીઓ મારતું હતું.

જોને પોતાનો રૂમાલ કાઢયો અને તેના કરડેલા પગના જખમ ઉપર સંભાળથી પાટો બાંધ્યો. તે વાચા વગરના જાનવરને જરા રાહત થઇ, તેમજ પોતાની બાઇને જોઇને તે કુતરો હવે પુછડી હલાવવા મંડી ગયો.

હવે ચાર્લસ ગ્રેશમનું તદન પાકી આવ્યું. મોડું થવાનું બાહણું કાહડી તેણે કેટને જલદી ઘેર પાછુ ફરવા ફરમાવ્યું; પણ તે છોકરીએ સાફ ધસીને તેની સાથે જવા ના પાડી. પછી તરતજ ડેલ તરફ ફરી હમેશની કાની મીજાજ તથા તીરસ્કારને બદલે તેણી પહેલ વહેલીવાર નરમાશથી બોલી, "મી૰ ડેલ, તમોએ મારા કુતરાને બચાવ્યો તે માટે તમારો ઉપકાર માનું છ."

આ શબ્દો સાંભળી જોનનો ચહેરો ખુશીથી ખીલી નીકળ્યો. તે છોકરીની હંમેશની તુંદાઇ અને તુચ્છકારને બદલે પહેલ વહેલા માયાળુ શબ્દો સમજતાં તેના જીગરમાં કાંઇ નહિ સમજ પડે તેવી ખુશાલી પેદા થઇ!

"મેડમ, મેં મારી ફરજ સીવાય બીજુ કાંઇજ બજાવ્યુ નથી. હવે તમો આ બીચારાં જખમાયલા જાનવરને તમારે મકાને કેમ પોહચાડવા માંગોછ?"

"મારા નોકરો પ્રીન્સને લઇ જશે," એટલું બોલી એક 'બાઉ' જોનને તેમજ ડયુકને કરી તેણી દમામમાં ચાલી ગઇ.

*　　*　　*

આ છેલ્લો બનાવ બન્યા પછી કેટ ચાર્લસને ઘણુ કોઠુ આપતી નહિ હતી. ચાર્લસે બેહદ શરમીંદો થઇ તેણીના

ઓજાર ખ્વાહીથી મારી ચાહી હતી, પણ તેની હીચકારી વર્તણુંકથી કેટને જે અણગમો પેદા થયો હતો તે હવે દુર થવો મુશ્કેલ હતો. બીજી તરફ આ છોકરી પોતાની મરજી વીરૂધ જોન તરફ વધુ ખેંચાઇ હતી; જોન ડેલ માટે તેણીની ખુશી ઉપરાંત કાંઇ અજબ વખાણ અને માનની લાગણી તેણીના કોમળ જીગરમાં પેવશ થઇ હતી !

આહા ! છુપા પ્યાર અને ખોલ્લી મગરૂરીની લડત વચ્ચે તેણી હાલ બળી મરતી હતી ! જોન જેવા પોતાના પીતાના ઉંધાડા મુદઇને માટે જરાબી "દરકાર" રાખવા માટે તેણી ખુદ પોતાની ઉપર પુશકળ ગુસ્સે થતી ને પોતાને ધીકકારતી; તે ખેંચાણ દુર કરવા તેમજ જોનથી દુર રેહવા તે પોતાનું બનતુ કરતી; પણ જેમ વધારે તેણી તેનેથી દુર ન્હાસવા માંગતી તેમ ખુદરત બસ હઠે પડીને તેઓ બંનેને સાથે ને સાથેજ લાવી મેલ્યા કરતી હતી !

એક વાર ફરીથી તેણી ગુપચુપ મર્શયા સાથે જોનનું ભાષણ સાંભળવા જઇ આવી હતી ! આ છેલ્લાં ભાષણથી તેણી પર કાંઇ અજબ અસર થવા માંડી.

જોનની ગરીબ કામદારો પ્રત્યેની બીન સ્વાર્થી લડતો માટે તેણીથી મનમાં આ સાચ્ચા, હીમતવાન, હેન્ડસમ જવાનને વખાણવા વીના રહેવાયુંજ નહીં.

મર્શયા આ બે જણાંને મેળવીને મીત્રો બનાવવા માટે પોતાથી બનતી કોશેશો કરતી. તેણીને તેઓનાં જીગરની વાત શું ખબર હોય ? તેણીને થોડોજ વીચાર હતો કે પોતે આગળ રહિને પોતાનાજ પગમાં કુહાડી મારતી હતી !

પોતાના પ્રીય દોસ્ત હેનરીને ખાતર કોઇબી રીતે કેટીનો

ગરીબો માટેનો અહંકાર તેમજ તેણીની તકોબરી જોન તોડાવવા આતુર હતો. ગ્રેશામ હોલમાં જ્યારેબી તેઓનો મેળાપ થતો ત્યારે કેટની ગમે તેટલી ગરીબો ભણીની ઉંચાડી સુગ છતાં તે તેણીનો માથેનો થઇ જોન તેણીને બરોબર પુરો પડતો હતો. પણ કેટના ચાલુ સમાગમમાં ચાર પાંચ વખત આવ્યા પછી તેની એટલી તો ખાતરી થઇ હતી કે આ સુંદરીને તે પોતે તેમજ સર્વ તેણીની બાહરની રીતભાત પરથી જેટલી ધાટકી અને હઇયાં વગરની ધારતા હતાં, તેમ ન હતું. ગમે એટલી આકળી હોવા છતાં તેણી દીલની છેક ખરાબ નહતી; પોતાની મગરૂરી છતાં તેણી સાચ્ચી અને ઇનસાફી હતી. મગર મગરૂરીની કંઇ એટલી બધી ધુઇ તેણીમાં કમનસીબે હતી કે બધા સારા ગુણો છુપાઇ જઇ દુરગુણોજ દેખાતા હતા.

*          *          *

નદી કીનારે 'પ્રીન્સ' કુતરાને નડેલી હોનારત વીટવા પછીની ત્રીજી સહવારે બધા પરોણાઓએ સાથે સકાળેથી રાઇડીંગે જવાનું નકકી કીધેલું હોવાથી કેટ જલદીથી ઉઠી રાઇડીંગ ડરેસમાં સજ થઇ હતી. "રાઇડીંગ હેબીટ"માં તેણી હમેશ કરતાંબી વધારે દીલજીત અને મોહક લાગતી હતી. આકાશ તે દિવસે બિલકુલ સ્વચ્છ હતું, અને હવા ઠંડી તેમજ ખુશનુમા હતી.

ડયુકની ખાહેશ ઓલ્ડ કેસલના જાણીતા ખંડીયરોની મુલાકાત લેવાની હતી. જ્યાં તેણે પરોણાઓને માટે નાસ્તો આપવાની ગોઠવણ કીધી હતી. આ સઘળી ગોઠવણ પોતાની મનની મુર્તી કેટીને ખુશી રાખવા માટેની હતી. જેમ જેમ કેટી તેને વટારતી નહિ હતી તેમ તેમ તે વધુ અને વધુ

તેણી તરફ ખેંચાતો ચાલતો હતો. તેને લંડનથી મારગ્રેટના અડધો દજનથી વધુ કાગળો મલ્યાં હતાં, અને તે ઓરત ડયુકને તુરતાતુરત મળવા માગતી હતી, પણ તે કેટીની મોહીનીમાં હાલ એટલો તો વીંટળાએલો રહયો હતો કે મારગ્રેટને જવાબ વટીક આપી શકતો ન હતો.

ડયુકના હુકમ મુજબ સુંદર મોટા ઘોડાઓ રાઇડીંગ માટે તઇયાર રાખવામાં આવ્યા હતા. દરેક જણ પોતપોતાના ઘોડાઓ પસંદ કરવા બાહેર કમ્પાઉંડમાં ઉતરયાં.

આજની રાઇડીંગ પીકનીક પાર્ટીમાં સર્વે પરોણાઓની અંદર જોન ડેલ પણ સામેલ હતો. કાઉનટેસ સ્ટરની તેમજ મર્શયાના આગ્રહથી તે પોતાની મરજી ઉપરાંત આવ્યો હતો. તે આજે હમેશના જેટલો ખુશાલ દીસ્તો ન હતો. અલબતાં આ જમેલામાં હેનરી તો હોવોજ જોઇએ. બધા મળીને ૯ ની પાર્ટી થઇ હતી.

કેટે જોનને દુરથીજ જરા ઠસ્સામાં તેની નમનનો જવાબ વાળ્યો. જોને તુરત જોઇ લીધું કે વળી આજે મેમસાબને ખાંધે કાંઇ ચઢેલું હતું!

જોન એક અચ્છો અડંગ ઘોડેસ્વાર હતો. એકાએક તેની નજર એક તુફાની મોટા ઘોડા પર પડતાં તે બોલી ઉઠયો, "આ ઘોડો ઘણો મસ્તાન લાગેછ. હું ધારૂંછ કે કોઇબી લેડીએ એની પર બેસવાની નાદાની કરવી નહિ જોઇએ!"

પણ જોનના આ શબ્દો સાંભળી ખુદા જાણે કેટને શું બી વાહરૂં થઇ આવ્યું કે ખાસ જાણે જોનને છેડવા ખાતર તેણીએ મોટેથી કહયું—

"મશ઼ર્યા, હું આજે આયજ ઘોડા પર રાઇડ કરૂંછ! એ મને ઘણો ગમેછ!"

"મીસ હેરીસન, તે નહિ બનશે!" જોને નરમાશથી કહયું, "મારી સલાહ માનો–આય જનાવર ઘણુંજ ઝનુની છે. તમે એને મેનેજ કરી નહી શકશો—"

"એક્ષકયુઝ મી, મી૦ ડેલ! તેણીએ લગાર તુમાખી જવાબ દીધો. મને તમારી સલાહ જોઇતી નથી. હું મારા જીવની માલેક છું. મારી વચમાં એમ કોઇ માથુ મારે તે મને પસંદ નથી!"

અલબતાં સઉ કોઇની હાજરીમાં જોનને તો ઘણું ભારી પડી ગયું–પણ તેણે ધીમેથી કહયું, "હું તમો લેડીશીપને ગુસ્સે કરવા માટે દલગીર છેઉં, પણ આ ઘોડો એકદમ તોફાની હોવાથી, તમારી જીંદગીને જોખમમાં લાવી નાંખશે–"

"મી૦ ડેલ, ઇટ ઇઝ નન ઓફ યોર બીસનેસ!" તેણી જોન તરફ જોઇને તુચ્છકારથી સેહજ હસી અને તેની ઓંહસ પર તે તોફાની ઘોડા પર બેસી ગઇ.

જોન અથવા બીજા પરોણાંઓ હજી તો એક શબ્દ પણ ઓચરે તે આગમચ આ ફટાઉં છોકરીએ ઠડાક દેતો કે પોતાનો 'વ્હીપ' તે ઉછળતાં જાનવરને લગાવી કાહડયો–અને બીજી પળે એક છલાંગ સાથે તેણી યાહોમ ગેલપે ત્યાંથી નીકળી ચાલી.

આજે બસ તેણીનું માથુંજ જાણે ફરી ગયલું હતું!! એહંકાર, ગરૂરીની "સ્ટીમ" તેણીનાં મગજે એટલી બધી ચઢી હતી કે ઘોડો ગમે તેટલો દોડવા છતાં તે તેણીને ફટાફટ ઉપરા સાપરી ચાબુક મારવા લાગી. જેથી ઘોડો હતો તે કરતાંબી વધું ફટાઉં બનીને ચાર પગે જીવ લઇને નાહસવા લાગ્યો. કલેરાએ એક

ધારતીની ચીચયારી પાડી. ડયુકે પણ જોયું કે કેટી દીવાની બની ગઇ હતી. તેણી દેખઇતી મોટા ભયમાં હતી. ઘોડો ફુલ ગેલપ ચાર પગે નાહસ્તો હતો. કેટીના કાબુમાં તે હવે હતોજ નહીં. ખાડા અને ખાબોચીઆ, ખાઇઓ તેમજ નાળાઓ જીવ પર આવીને તે જનાવર કુદાવતું દોડતું હતું. હવેજ કેટીની સુદ્ધી ઠેકાણે આવી. તેણીએ તે છેડાએલાં જાનવરને પોતાનાં આંકોશમાં લેવાની ઘણીબી કોશેશ કીધી, પણ સરજત તેણીની સામે હતી. ગરમ બનેલો ઘોડો કોઇબી રવેશે નરમ પડયો નહિ. જેમ જેમ કેટી તેને ઠંડો પાડવા માગતી તેમ તેમ તે પવનના સુસવાટની સાથે વીજળીક ઝડપે એકદમ "બોલ્ટ" થતો જતો હતો.

કેટીએ પોતાની જીંદગી ઘણી જોખમમાં જોઇ. લગામ ઉપરનો કાબુ જતો રહયો હતો—તેણીએ પોતાની હાલત જીવ સટોસટની જોઇ લીધી. તેણીએ ગભરાટની મારી કાનના બહેર ફાડી નાખે એવી ભયાનક ચીચયારીઓ પાડી પણ તે ઉજડ જગામાં તેણીને ખુદા સિવાય કોઇ બીજું બચાવનાર હતું નહિ. પોતાની પછવાડે વીજળી વેગે દોડી આવતા એક બીજા ઘોડાનો અવાજ તેણીનાં કાનોને અઠડયો ખરો, પણ તે જોવાનું તેણીને ભાન કયાં હતું? પોતાની સામે એક ઉંડી ખાઇને ડોળા ઘુરકતી જોઇ કેટી લગભગ બેભાન જેવી બની ગઇ. એક જીવ સટોસટ પળે બેહોશ બની ઘોડા પરથી તુટી પડવાની તેણી અણી ઉપર હતી—તેટલાં—ઓ!

કોઇ ઓસ્તવાર મજબુત હાથે તેણીને કમરમાંથી પકડી એક ફુલની માફક તેનાં ઘોડા ઉપરથી પોતાના ઘોડા ઉપર સલામત ઉંચકી લીધી! પછવાડેથી ધસી આવેલો આ બીજો

ઘોડેસ્વાર—તેણીના જાનનો બચાવનાર—અલબત જોન ડેલજ હતો. તેણે પોતાના જાનના જોખમે તેણીને નક્કી મોતના ડાચામાંથી ઉગારી લીધી હતી.

બેહદ ગભરાટ અને ઉશ્કેરણીનાં સબબે કેટી તેનાં હાથમાં બેહોશ થઇ પડી. તે સવારે પોતાનો ઘોડો હવે થોભાવ્યો અને પોતાના જીન ઉપરથી તે અખુટ ખજાનાં સાથે ઉતર્યો. સારા ભાગ્યે તેની નજદીકમાં એક ઝાડ હતું, જેનાં પાંદડાઓએ તે ઉજડ જગામાં કુદરતી ગલીચો બનાવી દીધો હતો. તે ઉપર તેણે લગભગ ફેન્ટ મારી ગયલી કેટીને આસ્તેથી સુવાડી. થોડાજ કદમ દુર એક નાળુ આવેલું હતું, જયાંથી પોતાની હેટમાં પાણી ભરી લાવીને તેનો છંટકાવ તેણે આ છોકરીના ચહેરા ઉપર કીધો અને અતી વ્હાલથી તેણીનું માથું પોતાના ખોળામાં મુકી પોતાના રૂમાલથી તેણીને પવન નાખવા પડયો. આમ કેટલોક વાર સુધી તેણીને ભાન આવવાની રાહ જોતો, તેણીનો ખુબસુરત ચહેરો ટીકતો તે બેશીજ રહયો. ખુદાનો તેણે ઉપકાર માન્યો કે ઓલ્ડ કેસલની મગરૂર મહારાણીને સહેજબી ઇજા વગર તે પોતાના મજબુત હાથોએ આજે બચાવી શકયો હતો. તેણે જે રીતે તેણીને સલામત બચાવી હતી તે રીતનો ખ્યાલ થતાં તેનું ગમે તેટલું મજબુત બદન બી કાંપ્યા વિના રહયું નહિ. આ ખુબસુરત ઉમરાવજાદીનો બચાવ બેશક અદભુત હતો, જેમાં કુદરતનો ગેબી હાથ મોજુદ હતો.

જોને ખુશાલી વચ્ચે જોયું કે કેટી પોતાનું ભાન આસ્તે આસ્તે પાછું મેળવતી જતી હતી. અંતે એક ધીમાં ડચકાં સાથે તેણીની આંખો પળપળવા લાગી. જે ડોળાઓમાં ગરીબો

તરફનો ધીક્કાર સદા વરસતો રહયો હતો, જે આંખોએ સહેજ પણ દયાનો કતરો જોયો હતો નહિ, તેજ આખોમાં હવે નરમાશ ખુલ્લી જણાતી હતી. બંનેની નજર એક થઇ ગઇ અને તેવોના બેઉનાં દીલમાંથી એક ધ્રુજરી પસાર થઇ ગઇ. જેમ એક ગભરાએલી બેટી પોતાની માતાનો આસરો લઇ આરામથી પોઢે, તેમ કેટી હાલ આ બહાદુર જવાનનાં પાસામાં તેના ખોળા ઉપર એક નહીં વર્ણવી શકાય તેવી બાતેનની ખુશાલી અને નચીંતાઇ સાથ સુતેલી હતી!

"ઓ હું કયાં છું? મારી કહેરા કયાં છે? ઓ ખુદા!" આટલું બોલતાંજ તેણીએ પોતાની સુંદર આંખો પાછી બંધ કીધી. જોનનું તન બદન થર થર કાંપવા લાગ્યું. આ પ્યારા બોજાને પોતાના ખોળામાં પકડી રાખતાં તેના જીગરમાં જે કાંઇ અજબ જેવી લાગણીએ ઝખમ કીધો હતો તે તે સમજી શકયો નહિ. આહ! વરસો સુધી જે તેને ખ્યાલ થયોજ નહિ હતો, તે હમણા એકાએક કેમ બરપા થયો હતો! અંતે છેલ્લે તેણે પોતાના મન ઉપર મજબુત કાબુ મેળવી ધાડા અવાજે કહયું–

"મીસ હેરીસન–હવે ચીંતા ના કરો. તમે તદન સલામત છેઓ!"

આ સાંભળતાંજ કેટીએ પોતાની સુંદર આંખો ઉઘાડી. બંનેની નજરમાંથી તેઓને ન સમજ પડે એવો વીજળીક પ્રવાહ પસાર થઇ ગયો. નરમાશ અને મીઠાશથી કેટીએ જોન તરફ એક નજર કીધી અને બડબડી, "ઓ હું તમારો ઉપકાર મારો જાન બચાવવા માટે કેવી રીતે માની શકશ?"

બીજીજ પળે તેણીએ ગભરાટ અને ઓશકથી આંખો નીચી નમાવી દીધી. શરમથી તે લાલચોળ બની ગઇ, અને તેજ વખતે

પોતાના "હીરો"ની બહાદુર છાતીમાં તેણીએ પોતાનો મુખડો ગભરાટથી છુપાવી દીધો. તેણીની આંખોમાંની મશ્કરી, અને તેણીનાં બદનની રગેરગની તુમાખી તે વખતે અલોપ થઇ ગઇ હતી. તેણીનું નાજુક જીગર કંઇ અજબ રીતે ધડકતું અને ઉછાળા મારતું હતું. અહા—જે અદ્દભુત ખુદાઇ લાગણીએ એકાએક તેણીનાં બદનમાં ઘર કીધું હતું તે લાગણી સમજવાને તેણીનું દીલ બેખબર હતું.

બંને જણાં પોતપોતાના ખ્યાલોમાં મુંગા મંતર હતાં, તેવામાં દુરથી ધસી આવતા ઘોડાઓનાં પગલાં સંભળાયાં. તમામ પાર્ટીના બાકીના સાત જણાં ત્યાં ધસારા સમેત આવી પુગ્યાં. તેઓ કેટીને સલામત ઉભેલી જોતાં ખુશીથી દીવાના જેવાં બની ગયાં. કલેરા તો પોતાની બેહનને ગળે વળગીને રડવા પડી ગઇ અને હેનરી જોનને અત્યંત લાગણીથી શેકહેન્ડ કરી ઉપકારના શબ્દો સાથ પુશ્કળ સાબાશી આપવા પડયો. તેઓએ ખુલાસો કીધો કે ઘોડો કેટી વગર તેઓને સામે મલવાથી તેઓ એમજ સમજ્યાં કે કેટીનું આવી બન્યું હતું, અને તેઓ તેણીને એકાદ ખીનમાં મુવેલી પડેલી જોવાની વકીમાં હતાં.

"તમારી વકી જરૂર પાર પડતે," કેટીએ ગળગળતા અવાજે શરમાતાં તેઓને જણાવ્યું. "જો મી૦ ડેલ વખતસર મારી પુઠે આવીને દેવાના થઇ ગયલા મારા ઘોડા પરથી પોતાનાં બે હાથોએ મને ખેંચી નહિ લેતે તો!"

"ઓ ખુદા!" મર્શયા પોતાના બંને હાથો ધાસ્તીથી પોતાની છાતી ઉપર નાખી દેતાં બોલી, "મી. ડેલ, હવેજ અમુને તમારી બહાદુરીનો ખ્યાલ આવે છ! તમોએ

તમારા જાનના જોખમે મારી પ્યારી કેટીને જે રીતે બચાવી તેનો ખ્યાલ કરતાં મારાં હાડેહાડ ધ્રુજેછ. કેટી એનો બદલો જરૂર તમને વાળી આપશે."

"મી૦ ડેલ !" ફ્લેરા જોનનો હાથ પોતાના હાથમાં મગરૂરીથી લઇ બોલી, "તમોએ મારી અતી પ્યારી બહેનનો કીધેલો બચાવ તમો માટે જેવો તેવો મગરૂરી ભર્યો નથી. મારા પપા અને કેટી તમારો ઉપકાર મરતાં પણ ભુલશે નહિ."

સર્વની નજર જ્યારે જોન ડેલ પર હતી, ત્યારે ડયુકની અને હેનરીની નજર કેટીનાં ચહેરા ઉપર ચોંટી બેઠી હતી. તેઓએ જોયું કે કેટી કાંઇ નહી ધારેલી રીતે આ ઘડીએ શરમથી લાલ લાલ બનાં નીચી મુડીએ એક પુટલુંજ થઇને થંભ બની ઉભી હતી !

"બાનુઓ," જોન ડેલે સામટો જવાબ દીધો, "મીસ હેરીસનનો જાન બચાવવા માટે તમો સઘળાઓએ મારો નહિ, પણ ખુદાનો ઉપકાર માનવો જોઇએ; કેમકે તેની મદદ વગર મારામાં એવી હીકમત અને હિંમત આવતે નહિ, કે હું આ બાનુને પવન માફક નાહસતા ઘોડા પરથી સલામત ઉંચકી લઇ મારા ઘોડા ઉપર ખેંચી લેતે."

આટલું બોલી જોને પોતાની ભીંજાયલી ટોપી માથે પેહડીને સઉને ગંભીરાઇથી નમન કર્યું અને બીજી પળે તે પોતાના ઘોડા ઉપર કુદી બેઠો. હમણાના સંજોગો વચ્ચે ત્યાં વધુ વાર થોભવાનું તેને પસંદ પડયું નહિ. બંને બાનુઓ અને ડયુકની તેમજ હેનરીની ગમે તેટલી સમજાવટ છતાં એક પળ વધુ થોભવા વગર જોન તે જગ્યા છોડી ગયો. મર્શયાએ તે બહાદુર ઘોડેસ્વારની પીઠ જ્યાં સુધી જોઇ શકી ત્યાં સુધી

પોતાની નજર તે ઉપરથી ખીસાડી શકી નહિ.

આ રીતે પાર્ટીની મજાહનો કવખતે અંત આવ્યો. ખંડી-યરમાં નાસ્તો લેવાનું બંધ પડયું, અને આખી પાર્ટીએ ઉચટ દીલે ગ્રેશામ હોલ તરફ ચાલુ મુકયુ. ડયુકે પોતાની સ્વારીનો ઘોડો કેટીને આપ્યો અને પોતે તે ઘોડા સાથે ચાલતો ગયો.

ડયુકે આજે મોટી આશાઓ બાંધી હતી પણ તે તમામ ભ્રષ્ટ થઇ હતી ! ખંડીયરમાં એકાદ એકાંત જગોમાં પનાહ મેળવી કેટીના હાથની ફરીથી તે માગણી કરનાર હતો— પણ બધુ ઓરનું દોર થઇ જવાથી તેની બધી ગણત્રી ઉંધી થઇ ગઇ હતી !

સર્વ રંજીદા થઇ ગ્રેશામ હોલમા પુગ્યાં. કેટે રસ્તામાં એક શબ્દ બોલવાની દરકાર કીધી નહિ; પણ મકાને પુગતાને વાર પોતાનાં ઓરડામાં ધસારાબંધ ચાલી ગઇ. ત્યાં જતાં ને વાર રાઇડીંગ કપડાં સાથેજ તે બાળા પોતાની હંમેશની મગરૂરી તજી દઇ, પોતા ઉપરનો તમામ કાબુ છોડી દઇ, ત્યાંજ ગુંઠણુમંડયે ફસડાઇ પડી ને શરમ અને દુખથી બંને હાથોમાં પોતાનું મોઢું છુપાવીને ડચકાં ખાવા લાગી. તે છોકરીએ પોતાના મન સાથે એખલી ધુમ રડતાં અને કકલાટ કરતાં પોકાર્યું—

"ઓ ખુદા ! મને શું થાયછ ? કંઇ નહિ સમજ પડે એવી જોરાવર લાગણી મારા દીલમાં કેમ બરપા થાયછ ! તે હું સમજી શકતીજ નથી ! ઓ ? એ શું હશે ? એનેજ જોતાજ મારૂ જીગર એટલું કાંય ધડકતું હશે ? શું હું એનાથી ડરૂછ ? નહિ નહિ. એણે મને ડરામણા મોતમાંથી મરતી બચાવી ! થોડી પળો તેની ગોદમાં કેવી સુખી મેં

ગુઝારી ! ઓ ખુદા ! આ તેં મારી શી હાલત કીધીછ ? આહા, શું હું અંતે એજ મુફલેસ જોનને ચહાતાં શીખીછ ? ધીકકારવાને બદલે હું એને ચહાતાં શીખીછ ? ઓ, હું એ (નામોશી) કેમ ખમી શકશ ?" તેણીએ લાઇલાજ ખેજલાત અને શરમથી પોતાનું તુમાખી સર બીછાનાં ઉપર છુપાવી દીધું !

તેણીની આંખ આગળ સર્વે અગાઉના બનાવો બનેલા આવી ઉભા. હવેજ તેણીને ખ્યાલ થયો કે તેણી જોનને પહેલી નજરે જોતાંજ તેને ઓળખ્યા અગાઉથીજ તેનો ખુબસુરત ચહેરો દીવાના પ્યારથી ચહાતાં શીખી હતી. પછી જોનનું ખરૂં નામ જાણતાંજ તેણીએ તેને ધીકકારવાની કોશેશ કીધી હતી. પણ અફસોસ ! તેમાં તે ફાવી નહિ હતી. તેણી ગુસ્સા અને ખીજવાટથી એક નાના બાળકની માફક મોટે મોટે રડી.

થોડો વાર આમ જીવ સાથે પોતાના દીલનું દરદ પારખવા માટે કોશેશ કરવા બાદ તેણીએ એકાએક છુપાવેલો એક રૂમાલ કાઢયો. તે જોન ડેલનો રૂમાલ હતો. તેજ રૂમાલ કે જે જોને તેણીના માનીતા 'પ્રીન્સ' ના જખમ ઉપર બાંધ્યો હતો. તે રૂમાલ ધોઇને કેટીએ સંભાળથી કોણુ જાણે શું સબબસર હજી પોતાની પાસેજ છુપાવી રાખ્યો હતો.

એમજ છે—એમજ છે ! સાચ્ચી મોહબતની તાસીર એવીજ છે ! ગમે તેવીબી બાહરની મગરૂરી—ગમે તેવીબી મીજાજી તુંદાઇ—ખરા બાતેનના પ્યાર આગળ કોઇ ચીઝ નથી ! જોનનો તે રૂમાલ હર લેડીશીપ કેઠેરાઇન હેરીસને પોતાના કબજામાં એક બેમુલ ખજાનાની માફક શાંતી રાખ્યો હતો ! ! વાંચનાર—એની પર તું વીચાર કરજે !

આ રૂમાલ હવે પોતાની આંખ્યોમાં અવારનવાર દાબી, તેની પર દીવાનાની કાની હજારો ચુમીઓ કરતી, તેણી દુખથી પટપટી. "ઓ ! મારા પ્યાર! દીવાનાં પ્યાર ! હું તુંને અખુટ પ્યારથી ચાહુછ ! પણ તે મારા દીલ સીવાય બીજું કોઇ જાણશે નહી. તારા પ્યારમાં હું બળી જળીને કવાબ થવશ તોબી હરગીઝ કોઇબી આગળ મારૂં દીલ ખોલવાની નથી. ઓ જોન ડેલ ! હમણા તું જો જાણે કે હું તુંને કેવી દીલો-જાનથી ચાહુંછ, તો તું મારી કેવી મજાક કરે, ને હસે ! તારા માં એવું તે શું છે! આહા, તારો ચહેરો કેવો ખુબસુરત ને મીઠો છે ! કેવો ખરેખર બહાદુર ને સાચ્ચો છે ! ઓ જોન ! તું કાંય નહિ તવંગરીમાં અવતર્યો, કે મારી આવી બુરી હાલત થતે નહિ !"

એટલું બોલી તેણીએ તે પ્યારો રૂમાલ સંભાળથી પોતાની ટેબલનાં ખાનામાં પાછો સંતાડી દીધો.

"મારા પ્યાર ! તુને કદીબી હું મળશ નહિ, તેમજ હું હવે કોઇને ચાહવશબી નહિ. હું હવે હેનરી તેમજ કોઇબી સાથે પરણી શકું એ બનવા જોગજ નથી ! હું સદા કુમારી રહેવશ છેલ્લી સલામ ! બસ મારે માટે હવે બધું ખલાસ થયું !"

બપોરના બારેક વાગતે લંચ લીધા પછી કેટી ગ્રેશામ હોલમાં વધુ થોબી નહિ. તે પોતાનાં પીતાને વગર ઢીલે મલવા માંગતી હતી. થોડા વધુ દિવસો ગ્રેશામ હોલમાં ગબડાવી પાડવાને તેણીને ઘણીબી સમજાવવામાં આવી, પણ તેણીની જીદ આગળ કોઇનું પણ ચાલ્યું નહિ—જેથી ડયુક બંને બહેનોને અને મીસ કેનેથને હેરીસન પેલેસમાં લઇ જવા

તઇયાર થયો. અને આ પ્રમાણે ગ્રેશામ હોલની પરોણાગતનો છેડો આવ્યો.



## પ્રકરણ ૨૩ મું



### "ગઈ ચક બયક હવા પલટ-નહીં દીલકો મેરે કરાર હય!"

ગરીબ બિચારો જોન! જીગરમાં ઉભાતી સામસામી કાંઇ અદ્દભુત લાગણીઓથી આજેજ બની આશા અને નીરાશી–ખુશાલી અને નાઉમેદી—ખાત્રી અને શંકા—ઉલટ અને ચીંતાનું તે હમણા હુબહુ ચીત્ર હતું. જીવનાં જોખમે કેટીને બચાવવા જતાં તે મગરૂર મનમોહક છોકરી તરફ અચબુચ કેટલો બધો ખેંચાઇ ગયો હતો તેનો વીચાર કરતાં લઠડતે પગલે જ્યારે જોન પોતાને મકાને પાછો ફર્યો ત્યારે તેની અપંગ માતા તુરતનીજ ખુદા તરફની પોતાના ફરજથી મોકળી થઇ હતી.

"વ્હાલા જોન" તે અપંગ માતાએ પોતાને પ્યારાં થઇ પડેલાં પગલાંનો અવાજ સાંભળતાંજ પોતીકા બેટાને સવાલ કીધો, "જોન, તું કયાં હતો? હું તારી રાહ જોતાં થાકી ગઇ. જે વખતે મને તારી ઘણીજ જરૂર હોયછ, ત્યારેજ તું મારેથી દુર હોયછ! દીકરા, આજે તારાં પગલાં મને ઘણાં સુસ્ત અને ઉદાસ સંભળાયાં. શું છે? કહે, મને કે કંઇ બુરૂં તો નથી બન્યુંની?"

તે વ્હાલા બેટાએ હંમેશની માફક પોતાની પ્યારી માતાને કીસ કરી તેણીનાં પાસામાં ફસડાઇને બેઠો. તેણે આજનો બનાવ પોતાની માતાને ઘણુજ ધીમા અને ગળગળતા અવાજે અને ધડકતાં જીગરે કહી સંભળાવ્યો, જે તે અપંગ ઓરતે ઉંચા દમે સાંભલ્યો.

થોડીક પળોની શાંત ચુપકીદી પછી જોને પોતાની માતાનાં ગળામાં પોતાનાં હાથ નાંખ્યા, અને પોતાનું કરચલી બાલવાળુ માથુ તેણીની છાતી ઉપર નાખી દઇ ઘણુજ દર્દમંદ અવાજે બોલ્યો—

"ઓ મમ્મા–ડીયર મમ્મા! મને એ શું થાયછ? મને હવે લાગેછ કે તે મગરૂર છોકરીને જોતાંજ કાંઇ અજબ જેવી નવી જાતની લાગણીથી મારૂં જીગર ધપકી રહેછ! કેહો મને, વ્હાલાં મમ્મા, કે એ શું હશે? શું એ પ્યારની લાગણી હશે? શું હું તે તુમાખી છોકરીને મારી મરજી ઉપરાંત બધાની પેઠે પેહલીજ નજરે ચાહતાં શીખ્યોછ? અરે, હું હેનરી તેમજ બધાને હસતો હતો, અને શું હવે મારીજ વારી આવીછ? અને જો તેમજ હશે તો મારી કેવી કઢંગી હાલત થશે–તેનો વીચાર કરતાં હું હેબતી જાઉંછ. બસ મને કેહો–એ છે શું?"

બુઝોર્ગ માતાએ સેહજ ગંભીરાઇથી હસીને પોતાના તાસવીસ કરતાં આ એક પુરાં બચ્ચાનું માથું પસવારયું–

"દીકરા એ કુદરતને પીછાણવાની તારી અશકતી છે. એ તારી તકદીરની તાસીર છે!" સાંભળી લે બેટા તે માતાએ વધુ ગંભીર બની આગલ ચલાવ્યું, "હું તને સદા કેહતી આવીછ કે જેમ સહેતાનથી ફીરેસ્તો દુર નાશે તેમ તું લોર્ડ

હેરીસન તેની બેટી કેટી અને તેનાં કુટુંબથી દુર અને નાશતો રહે. પણ કેટીથી દુર નાશવાને બદલે તેણીની ખુબ રતીથી દેવાનાની માફક તું બી ખેંચાયોછ અને તેણીની મોહની ફંદામાં ફસાયોછ !"

"પણ મમ્મા–"

"પહેલાં મને સાંભળી લે." તે માતાએ ધીમા મજબુ અવાજે જોનને બોલતાં અટકાવી કહયું–"તું તારા જાન ભોગે, તારા જોર ઉપર મુસ્તાક બની તે મીજાજના ખોરય મોતમાંથી બચાવવા બહાર પડયો–પણ તે વખતે તું મા હસ્તી ભુલી ગયો ! નહી–વચમાં ના બોલ; મારૂં સાંભળી લે યાદ કર કે એમ કરતાં જો તું તારા જાનથી જતે તો આંધળી, અશકત, બીમાર તારી ઘરડી માયનો કેવો બુરો હા થતે ! તેનો તેં સહેજ પણ ખ્યાલ કીધો નહિ. કેટીને બચ વવા તું ખુદ કુદરતની સામે થયો, અને તેથીજ તને તા માતાનો ખ્યાલ આવ્યો નહીં."

"મધર–તમે આજે એમ બોલીને મને વધારે ઉદા બનાવોછ ! મને માફ કરો–હું કબુલ કરૂંછ કે ઘડીભર જુસ્સાના આવેશમાં હું તમને તો શું–ખુદ મને પોતાને ભુલી ગયો હતો !"

જોનને લાગ્યું કે તેની માતા ખફા થઇને બીલકુલ સાર બોલતી હતી. કેટીને બચાવતાં તેણે પોતાની વ્હાલી માતાને સહેજ પણ ખ્યાલ રાખ્યો હતો નહિ. તેણીનો હવે એકલો આધા આ દુન્યામાં તે પોતેજ હતો.

"મને માફ કરો, ઓ વહાલાં મમ્મા ! મારી એ ભુ હું કબુલ કરૂંછ. પણ મારાં ભેજામાં આજેજ પહેલ વહેલે

ખ્યાલ આવેછ કે હું ગરીબની ઝુપડીમાં કાંય અવતરીયો હોઇશ? આજે હું ડયુક કે લોર્ડનો છોકરો હતે તો કેટી હેરીસનનો જાન બચાવવા માટે હું તવંગરોથી જરૂરજ પુંજાતે. શું ગરીબાઇમાં એટલી બધી બુરાઇ છે, મધર, કે મારા જાનની કીંમત પણ શ્રીમંતોને મનથી કાંઇજ નથી?"

"બેશક નથી—કેમકે તારા મગજ ઉપર કાબુ રાખવાની તારામાં હીમ્મત નથી દીકરા," તે માતાએ બેહદ ગંભીર બનીને આગલ વધાર્યું, "તું તારી આબરૂદાર ગરીબાઇથી હવે ડરેછ, જે જાણતાં મારૂં આય જીગર જલેછ. જે હાજતમંદ કામદારોએ તને પોતાનો સરદાર બનાવ્યોછ, તેજ તે મુફલેશ કામદારો છે જેઓનો મહેલમાં નહિ પણ ઝુંપડીઓમાં વાશો છે. જયારે તેઓ જાણશે કે તું એક ગોરા ચેહરાથી અંજાઇ જઇને હવે તારી ગરીબાઇને હીણેછ, તેજ પળથી તેઓ તારી સરદારીને ઠોકડે મારશે! લાચારી એ કુદરતની સોટી છે—કુદરત તરફની એક કસોટી છે. બેટા, મને જવાબ દે કે તું ખરેખર હવે ગરીબાઇથી બિહતો ધ્રુજતો નથી?"

"જરાબી નહી! ખુદાના કસમ—જરાબી નહીં!" જોને અકળાઇને જવાબ વાળ્યો. "પણ—ઓહ હું શું કરૂં?—બોલો, મમા, મને સુચવો; મને કોઇબી રસ્તો સુઝતો નથી. હું મારી તંગદસ્ત હાલતથી ડરતો નથી, પણ તવંગરોને ગરીબોથી સુગાતા જોઇ હું બાઝે વખત નાઉમેદ બનુંછ. માતા, એ શું હશે?"

"બેટા, એ ખુદા તરફનો તારો અવિશ્વાસ છે. ગમે તેવી ગોશકીન સ્થીતીમાં ખુદાને પીછાનવાની તારામાં પ્યાસ હશે તો તું કદી પણ તારી મુફલેશીથી સંતોષ પામશે નહિ. ગરીબ

કામદારોનો સરદાર બની ગરીબ કામદારોને ધીકકારનાર પા
બીબીજી, તુમાખી કેટીની મહોબતમાં તું ફસશે તો-કહે
જોન-તારી સરદારી ઉપર તેઓ કાંય નહિ હસશે? તેઓ
એમજ જાણેછ કે તું કામદારોની રોટી માટે તવંગરો સ
લડત ચલાવેછ, પણુ હું જોઉંછ કે તું લોર્ડ હેરીસનની કે
માટે તારાં જીગર સાથે હવે લડત ચલાવેછ!"

પોતાની માતાનાં આ કરડા સખુનો તે બેટાને તીર
પેઠે વાગ્યા. તેનો ચહેરો દુઃખથી કરમાઇને એકદમ ફીકો
પડયો, અને તેણે ઘણુાજ દુઃખથી માથું નમાવી દઇને પુકાર્યુ

"વ્હાલા મમાં, મને ખચીત પોતાને માલમ નથી
હું એટલો બધો કેમ દીવાનો બન્યો કે કેટી જેવી એક ઉ
રાવજાદીનાં પ્યારનો શીકાર થયો! નહિ, નહિ-કદી નહિ!
આજથી આય વગર અર્થની લાગણીને મારા જીગરમાંથી કચ
નાખીશ. અરે-હું વીસરી કેમ જઇ શકું કે તે તેજ કેટી છે
જેણી ગરીબોને ઠોકરે મારવાનો પોતાનો બાપદાદેનો હક સમ
છ-તેઓની સ્વતંત્રતા અને સ્વમાનની દાવાદાર સમજેછ! એ
એકને હું ચાહું? કદી નહિ! શું હું મારા દોસ્ત હેનરી
દગાખોર બનું? શું હું તેની એક માનીતી ચીજને તે
પાસામાંથી ખુંચવી લઇ તેનો નાશ કરૂં? નહિ, મમા, કે
તરફનું મારા દીલનું ખેંચાણુ માત્ર એક પળનો ધકારો હશે
મારી જીદગીનો પહેલ વહેલો ભુલાવો હશે. પણુ એ મા
બીમારીને છંછેડી નાખવાનો મેં પાકો ઠરાવ કીધોછ!"

બેટાનાં આય એકરારથી તે માતાને કાંઇક સધિયા
મલ્યો. તેણીએ હસ્તે મુખડે પોતાનાં કપાલ ઉપર અતી વહ
લથી કીસ લીધી. "જા બેટા, તું થાકેલો છે. તારા ઓરડાન

આરામ કર, અને ગરીબાઇથી સુગાવા માટે તે ખુદાને યાદ કર, અને ખરાં જીગરથી પસ્તાવો કર."

જોન ઉઠયો અને ઉદાસ નસીબ પગલે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

પોતાના વ્હાલા બેટાનાં જવા પછી માતા પોતાનાં મન સાથ બડબડી–

"શું મારો બેટો કેટી ઉપર દીવાનો બનતો જાયછ? નહિ, નહિ, એમ બનવું મુશ્કેલ છે! ઓ ખુદા, મને જણાવ કે એમાં તારો શું ખેલ છે? ગરીબાઇમાં ઉધરેલો મારો બેટો ગરીબાઇથી ડરે, અને ગરીબાઇથી અસંતોશી બને, એજ મારાં પાપની સજા છે! શું કરૂં? મારા બેટા આગલ મારો ભેદ ખુલ્લો કરૂં? નહીં–નહીં! મારી જબાન ઉપડશેજ કેમ? હું કેમ કહી શકું કે બેટા તું જેમ ધારેછ તેમ તું ગરીબ બાપનું ફરઝંદ નથી, પણ—"

તેણી આગળ બોલી શકી નહિ. પોતાનો આ ઠરાવ તેણીને મુદલ ગમ્યો નહિ. તેણીને લાગ્યું કે કુદરત હજી પણ ઝબાંન બંધ રાખવાને તેણીને ફરમાવતી હતી.

થોડીક મીનીટો શાંત ચુપકીદીમાં પસાર થઇ. તેણી એક વાર ફરીથી પોતાનાં મન સાથે ધીમાં પણ મજબુત સહાદે બોલી:—

"હું કોણ છું તે લોર્ડ હેરીસન જાણુતો નથી, અને એમાંજ મારા બેટાની સલામતી છે. તે જો જાણે કે મારો બેટો–ઓહ હું કેમ બોલું? મારી મુંગી જબાન કેમ ખોલું? ચુપકીદીજ મારે માટે સલામત છે. જેમ મારો બેટો પોતાની અને કેટીની વચ્ચેનો જબરદસ્ત અંતર જોતો રહેશે તેમ તે

વધુ અને વધુ પોતાને સલામત જોશે.''

કમનશીબ ડુશીલા !–જોન ડેલની માતા જ્યારે પોતાન અંતકરણ સાથે લડત ચલાવતી હતી, અને પોતાનાં મન સાથે બડબડતી બેઠી હતી, ત્યારે જોન ડેલ પોતાનાં ઓરડામ પોતાનાં જીગરની નવી મુરતીને ભુલી જવાનાં વિચારમાં રોકા યલો હતો. તે ઝાઝો વાર રોકાયો નહિ, એટલામાં તેનાં નોકરે ખબર આપી કે તેને ડયુક ઓફ ગ્રેશમના બેન લેડી મર્શય મલવા માંગતાં હતાં, અને હર લેડીશીપ તેની રાહ જોતાં સીટીંગ રૂમમાં બેઠેલાં હતાં. તુરત જોન ડગલો ઓળવીને ત્યાં ગયો

જોન ડેલે તેણીને આવકાર આપવા પછી મુલાકાતને સબબ પુછયો.

"મી૦ ડેલ" મર્શયાએ અતીશય માયા ભર્યા ધીમ અવાજે હસીને કહયું. "હું તમો પાસે બે કામ માટે હમ આવી છું. પહેલું કામ બેકારો માટેનાં ફંડમાં કેટીનાં થયલ અદ્દભુત બચાવની ખુશાલીમાં પંદર હજાર પાઉંડ તમોને સુ રદ કરવા આવીછ. બીજું મારી પરોણાગત ચાખતી મારી કેટીનો જાન તમોએ તમારા જાનના જોખમે બચાવ્યો તે મા કેટીની પોતાની તરફથી, હેરીસન કુટુંબ તરફથી, મારાં મમ્મ અને ભાઇ તરફથી તથા છેલ્લે મારી પોતાની તરફથી તમાર ખરાં જીગરનો ઉપકાર માનવા હું અહિં આવીછ. મી૦ ડેલ કેટીનો જાન બચાવવામાં તમોએ બતાવેલી હીંમત એક ખ મરદ બચ્ચાંને છાજતી હતી, જે માટે હું તમુને મારાં અંત કરણથી શાબાશી આપું છું. મેં ભરેલું આય પગલું મા એકલીની મરજીનું પરિણામ નથી–પણ મેં કહયું તેમ સઘળ ઓની પરવાનગી અને આગ્રહથી હું હમણા આવેલી છેઉં.

જોન ડેલની અજાયબીનો પાર રહયો નહિ. તે સમજી શકયો નહિ કે આવી કુલવંત બાનુંનો કેમ વળતો ઉપકાર માંનવો. તે કાંઇક લાયકીના સખુનો બોલવા જતો હતો, તેટલામાં મર્શીયાએ તેને બોલતાં અટકાવીને ઉમેરયું—

"મી૦ ડેલ, સાચ્ચું માનજો કે ગરીબો તરફની તમારી લડતની ખુબીમાં કેટીનો તમોએ બચાવેલા જાનથી મોટો વધારો થયોછ, જે માટે હું પોતે તમારી પુરેપુરી કદર કરૂંછ!"

જોને જોયું કે મર્શીયાનો અવાજ આ બોલતી વખતે જેટલો ધીમો હતો તેટલોજ ધ્રુજતો હતો. તે મુદલ સમજી શકયો નહિ કે તેણીનો ચ્હેરો શા માટે હદથી જયાદા લાલચોલ બની ગયો હતો. વળી તે જે કામ માટે આવી હતી તે કામ કાગલથી ઘણી સારી રીતે અદા થઇ શકે એમ હતું–તેણીએ અનેક વાર બેકારોનાં ફંડમાં મદદ કીધી હતી પણ તે સઘળી કાગલ મારફતે કીધી હતી. તેણી આ પેહલીજવાર તેનાં ગરીબડાં મકાનમાં ચાલી ચલાવીને આવી હતી, જેથી તેની ગુચવણ હદ બહાર વધી પડી. તેણે કાંઇક બોલવાની કોશેશ કીધી, પણ મર્શયાનાં બોલવાથી તે ફરીથી અચકી ગયો.

'મી૦ ડેલ, મારા અહિં આવ્યાથી અને મારા સખુનોથી તમો અજબ થયલા લાગોછ, પણ ગમે તેવી તવંગર ઓરત તમો માટે મગરૂરી લઇ શકે એમ છે. મી૦ ડેલ, હું તમારી હીમત મારા મોતની છેલ્લી ઘડી સુધી ભુલીશ નાહ, અને તમારા બહાદુર ચહેરાને સદા મારી નજર આગલ રાખતી રહીશ. જાણુજો, મી૦ ડેલ, કે આય મારો સાચો એકરાર છે. ગરીબોની વાજબી પ્રશંશા નહિ કરવાની કેટલાક તવંગરોની એકલપેટી ગરૂરીને હું સદા ધીકકારૂંછ."

તુમાખી માલેતોઝાર ડયુક ઓફ ગ્રેશમની બહેન મર્શીય તેની ખુબીથી આટલી બધી હદ સુધીની ખેંચાઇ ગઇ હતી તેને જોનને સ્વપને પણ ખ્યાલ હતો નહિ. તે જવાન પુરૂષની આંખે આંસુથી ભીંજાઇ ગઇ. મર્શીયાની આવી અંતકરણપુર્વક કદ નારીએ તેની ઉપર ભારે અસર કીધી. તવંગરોનાં મહેલોમ મર્શીયા જેવું નાદર નંગ જોવાની તેને કદી પણ વકકી રાખ હતી નહિ. કાઉન્ટેશ ઓફ સ્ટરની અને કલેરાએ જો કે તે ઉપર કંઇક અસર કીધી હતી, તો પણ મર્શીયાની ભલાઇરે તેની ઉપર હમણાં કાંઇ જુદીજ છાપ મારયો.

મર્શીયા અને જોન ડેલ એક બીજાથી જુદાં પડયાં ત્યા બંનેનું અંતકરણ એક બીજાંની ખુબીનાં ગીતો ગાતું હ મર્શીયા જુદાજ ખ્યાલો સાથે જોન ડેલનું મકાન છોડી ગઇ જ્યારે જોન ડેલ જુદાજ વીચારો સાથે ઓરડામાં અહિં ત તહિં ફેરા ફરવા લાગ્યો.

"ઓ ખુદા" જોન ડેલ મર્શીયાનાં જવા પછી બડબડરે "લોર્ડ હેરીસનની બેટી ફેટી મર્શીયાની ખુબીનો એક નાનો ભાગ ધરાવતી હતે તો તેણીની ખુબસુરતી, આખી દુનીઆ ગવાતે ! જ્યાં ખુબસુરતી છે ત્યાં દયા અને રહેમ નથી ! અ ઓ ખુદા જ્યાં દયા અને રહેમ છે ત્યાં—"

તે આગલ બોલતાં અટકી ગયો અને પાંચેક મીન ઉંડા વીચારોમાં પીઠ પાછળ હાથો ટેકવી એખલો નીચી મુંડી પોતાના ઓરડામાં ચાલ્યા કર્યો–પછી બસ જાણે કાંઇ ચોકક ઠરાવ ઉપર પોતે આવ્યો હોય તેમ ઝડપમાં પોતીકી મા આગળ પાછો ચાલી ગયો.



# પ્રકરણ ૨૪ મું.



## કર ને જો!

અંતે ભારે ઇંતેજારી સાથે રાહ જોવાડનારો દિવસ આવી પુગ્યો. આ તેજ દિવસ હતો કે જે યાદગાર દિવસે "Rat in a Trap" નામના નવા નાટકમાં મીસ મોરનાં લવલેસ સરીખી નામાંકીત સ્ટાર એકટ્રેસ રજુ થનાર હતી. દિવસો અને અઠવાડીયાં આગમચથી પહેલી રાતની ટીકીટો ઉપર ભારે દરોરો પડવાનું ચાલુ રહયું હતું. શોકીન તમાશબીનોનો ધસારો અસાધારણ હતો. પહેલીજ રાત્રે બહુજ દમામદાર મેળાવડો નાટક શાળામાં મલનાર હતો. ઓલ્ડ કેશલનાં લગભગ તમામ જાણીતાં કુટુંબો પહેલી રાત્રે નાટકશાળામાં પોતાની હાજરી આપનાર હતાં; જેમાં લોર્ડ હેરીસન પોતાની બે બેટી અને ભત્રીજા સાથે એક રીઝવરડ કરાવેલા "બોક્ષ" માં હાજર થનાર હતો. ડયુક ઓફ ગ્રેશામ પણ ઘણી મુશકેલીએ ફકત બે ટીકીટો મેળવી શકયો હતો. લંડનમાં આ નવા ખેલની પહેલી રાત નાટકની તવારીખમાં નોંધી રાખવા જેવી હતી. નાટકશાળા એક ખુણાથી બીજા ખુણા સુધી–સીલીંગથી જમીન સુધી–ચીકાર થઇ ગઇ હતી. કોઇપણ થીએટરમાં અત્યાર અગાઉ જાણીતા ઉમરાવી ખાનદાનનો, સોસાયટીની "મલાઇ" નો–બલકે "એરીસ્ટોક્રાટીક ઉં" નો–આવો મેળો કદાચજ મળ્યો હશે!

આ નવા નાટકનું સર્વેથી વધુ મોટું ખેંચાણ બે જવાન ઓરતોનો "ડયુઅલ" ભાગ ભજવી બતાવનાર મીસ મોરનાં લવલેશ

હતી. ઉંચ ખાનદાનનાં વડીલો જેઓ કદાચજ નાટકશાળામાં પગ મુકતાં હતાં તેઓ પણ મીસ મોરનાને પોતાની નજરોનજર જોવા પોતાના કુટુંબની બાનુઓ સાથે આ રાત્રીએ ઉતરી પડવાને લલચાયાં હતાં.

શું બુઢ્ઢા કે જુવાન, શું મરદ કે ઓરતોનો ઉત્સાહ પાર વિનાનો હતો. એકે એકની નજર તે સ્ટેજ ઉપર ટીંગઇ રહી હતી—અને આ અદભુત સ્ટાર આર્ટીસ્ટને તેણીના ડયુઅલ પાર્ટમાં જોવાને અધીરી બની ગઇ હતી.

અંતે તાલીઓના ગડગડાટ વચ્ચે પરદો ઉંચકાયો અને નાટક શરૂ થયો. જેવી તેની વખાણ ગાવામાં આવી હતી તેવીજ રીતે તે રજુ થયો. મીસ મોરનાએ આ નવા ખેલમાં ખરેખરજ હદ કીધી હતી. તેણીએ ઇજીપશીયન અને દીંદવાની સ્ત્રીનાં બે ભાગો એવી તો અખુટ ફતેહ સાથ ભજવી બતાવ્યાં કે એકે એક તમાશબીન હયરત પામવા વિના રહયું નહિ. ઇજીપશીયન ઓરત માયરાના ભજવેલા ત્રાજીક ભાગથી એકેએક તમાશબીનની આંખો આંસુથી ચળકવા માંડી.

માયરા આ ખેલ મધે ઉમરાવી ખાનદાનનાં એક અંગ્રેજનાં પ્યારમાં પડી, તેની બેમુલ કીંમતી સેવા જે બજાવી રહી તે દેખી દરેક તમાશબીનોના મ્હોંમાંથી આહાનોજ ઉદગાર નીકળી રહયો. જ્યારે માયરાએ પોતાનાં બાપની તમામ દોલત પોતાના ખાવીંદને બપની જાણ વગર તેને સોંપી દીધી તે વખતે તેણીની વફાઇએ તમાશબીનો ઉપર એવી તો ઉંડી અસર કીધી કે ઘણીક બાનુઓમાંથી ડચકાંનો સાદ સંભળાયો. પણ તે બેવફા અંગ્રેજ તરફની સર્વેથી ઉમદા સેવાતો જે વેળાએ એ હૈયાંફુટો આશક બંદીખાનામાં પડયો તે વખતની હતી. એ મુજી

મરદ પોતાનાં કુટુંબથી પોતાની બંદીખાનાની નામોશી છુપાવા માંગતો હતો; તે પોતાના કુટુંબને એમજ સમજાવવા માગતો હતો કે તે દુન્યાની મુસાફરી કરવામાં ગુલતાન બની ગયો હતો. આ ખ્યાલ તેનાં કુટુંબમાં જાળવી રાખવા માટે માયરા પોતાનાં ખરચે દુન્યાનાં જુદા જુદા ભાગોની મુસાફરી કરી ત્યાંથી તે પોતાના સીતમગર આસકના નામે તેનાં કુટુંબ ઉપર કાગલ લખતી હતી—અને તે કાગલ એવી તો સીફતથી લખતી હતી કે તેનાં કુટુંબને સહેજ પણ શક ગયો હતો નહિ કે તે ઇજીપ્ટનાં બંદીખાનામાં સબડતો હતો. તમાશબીનો ઉપર જે ખાસ અસાધારણ અસર થવા પામી તે માયરાએ પોતાનાં જીવનાં જોખમે મીશરના બંદીખાનામાંથી પોતાનાં જુલમગાર દીલબરનો કીધેલો છુટકારો હતો; પણ જ્યારે તે ચશ્મચોર ચંડાલે આ વફા અને જફાની મનમોહન સુરતીને "નાઇલ" નદીમાં નાખી દીધી ત્યારે તે જોરાવર "સીન" દરમ્યાન માયરાનું અનુપમ મહાન એકટીંગ જોઇ તમામ તમાશબીનો ગોયા દીગમુઢ બની રહયાં હતાં.

પણ સબર ! સ્ટેજ ઉપર ખેલ પુર જોશમાં આગળ ચાલતો હતો ત્યારે થીએટર મધે બીજા ભાગમાં—આડીયન્સની અંદર—એ શું ગડબડ હતી ? જ્યારે પેલો બેરેહમ બદકારે જીવતી જીંદગીમાં કદી ન જોવામાં આવે એવી પોતીકી વફાદાર માયરાને પોતાના પાપી હાથોએ 'નાઇલ' નદીમાં ફેંકી દીધી કે તેજ વેળાએ નાટકશાળાનાં એક 'બોક્ષ'માં કાંઇ દોડાદોડી અને ચલવલ થતી અચણુચ આખા ઓડીયન્સને જણાઇ. ઓલ્ડ કેશલનાં ઘણાખરાં બડેખાંઓ ત્યાં બીરાજ્યાં હતાં. જવાન ડયુક ઓફ ગ્રેશામ પોતાની બહેન મર્શયાનાં ખભાં ઉપર એકદમ

તુટી પડયો હતો—અને ગભરાટની મારી મશ'યાએ એક ભયાનક ચીચયારી પાડી હતી! જવાન ડયુક બેસુદ્ધ થઇ પડયો હતો—ત્યાં હાજર રહેલી બાનુઓના ગભરાટનો પાર નહિ હતો. મશ'યાનોબી ચહેરો એટલો બધો તો ફીકકો પડી ગયો હતો, કે તે પણ ઓય બેસુદ્ધ તુટી પડશે, એમ સઉ કોઇને લાગ્યું. બાઇ બેનોને જોઇતી મદદ કરવામાં આવી, અને મહામુશીબતે ડયુકને સુદ્ધીમાં લાવવામાં આવ્યો. પણ તેણે એક પળ પણ વધુ નાટકશાળામાં બેસવાની ના પાડી. તુરતજ તેને મશ'યા સાથે રવાના કરવામાં આવ્યો. તેઓના જવા પછી નાટક-શાળામાં શાંતી ફેલાઇ, અને નાટક આગળ ચાલ્યો.

નાટકમાં બીજા એકટમાં મીસ મોરનાએ મોહીની નામની એક હીંદવાની તરીકે દેખાવ દાધો. મોહીનીનો બાપ મરણના બિછાણે પડયો ત્યારે એક ઉમરાવી ખાનદાનનાં ઈંગ્રેજને પોતાની મોટી દોલતનો ત્રસ્ટી તેણે નેમ્યો. પેલો ત્રસ્ટી મોહી-નીના બાપની મરવાની રાહ જોતો થાકી ગયો; જેથી તે ચંડાલે અંતે ધીરજ ખોહી દઇને છુપી રીતે સુઇયા મારફતે તે ઘરડાના બદનમાં ઝેર ફેરવ્યું—અને તેનું પરીણામ મોહીનીનાં બાપનાં મરણમાં આવ્યું.

અરે—પણ વળી એ શું પાછી ગડબડ? હેરીસન કુટુંબના "બોક્ષ"માં પાછી કાંઇક ઉશ્કેરણી ભરી હીલચાલ અચણુચ થતી દેખી સઉ કોઇ ડોકયાં ફેરવીને અજાયબીથી ત્યાં ટાકવા પડયું! લોર્ડ હેરીસનનો જીવ છેલ્લી પાંચ દસ મીનીટ થઇ જરા બગડી આવ્યો હતો!!

"ઓ? પપા, પપા!" કેટીએ પોતાનાં બાપને ધ્રુજતો

અરે–પણ વળી એ શું પાછી ગરબડ? હેરીસન કુટુંબના "મોક્ષ"માં પાછી કાંઇક ઉશ્કેરણી ભરી હીલચાલ અચણુચ થતી દેખી સઉ કોઇ ડોકયાં ફેરવીને અજાયબીથી ત્યાં ટીકવા પડયું! લોર્ડ હેરીસનનો જીવ છેલ્લી પાંચ દસ મીનીટ થઇ જરા બગડી આવ્યો હતો!!

(જુઓ સફો ૨૨૮ મો)

જોઇ બોલી ઉઠી. "બોલો, પપા તમુને શું છે ? તમો શા માટે એટલા ધુજોછ ?"

"ઇટ્સ ઓલ રાઇટ, કેટ ! ખાલી ફસ ના કર !" લોર્ડ હેરીસન પોતાની ખરી હાલત છુપાવા કંઇ ચહેરો હસતો કરી બોલ્યો, "મને કંઇજ નથી. એક ઇંગ્રેજ એક હીંદીવાનનું આવી રીતે ખુન કરે તે એબસર્ડ ખ્યાલજ હું તામોશ કરી શકતો નથી."

આ વેળાએ મોહીનીએ સ્ટેજપર દેખાવ દેવાથી તમાશ-બીનોની ગર્જનાથી આખી નાટકશાળા ગાજી રહી. લોર્ડ હેરી-સને છુટકારાનો દમ ખેંચ્યો, કેમકે સર્વે કોઇનું તેમજ કલેરા અને કેટીનું ધ્યાન સ્ટેજ તરફ ખેંચાયું હતું.

જ્યારે મોહીનીએ પેલા બેવફા ઇંગ્રેજને ખુલ્લું જણાવી દીધું કે તેણીનાં બાપનો ખુનો તે હતો, ત્યારે તે વખતના તે ઇંગ્રે-જનાં પશ્ચાતાપથી દયાળુ મોહીની એટલી બધી તો પીગળી ગઇ કે તેણીએ પોતાનાં ધર્મ-પુસ્તકની ઉપર હાથ મુકી કસમ ખાધા કે તેનો આ ભેદ પોતાનાં મોતની સાથે તેણી લઇ જશે.

"કેટી !" લોર્ડ હેરીસન પોતાના ધુજતાં હાથે કેટીને ઉઠાડતાં કહયું. "કમ અલોંગ, કલેર ! ખુદા ખાતર અહીંયા ચાલો, છોકરીઓ, નહિ તો મારી છાતી ફાટી જશે. આવા કમકમાટ ભર્યા દેખાવો જોવાની મને તબેહ નથી !"

કેટીએ જોયું કે તેણીનાં બાપનું મ્હોડું મોત જેવું ફીકકું પડી ગયું હતું. કલેરાએ હેનરીની મદદ લીધી. હેનરીએ પોતાનાં કાકાને ઘણાએ સવાલો કીધા, પણ લોર્ડ હેરીસન તો સ્ટેજ ઉપર ડોલા ફાડી ફાડી જોતો જાણે કોઇએ તેને હીપનોટાઇઝડ કરી મેલ્યો હોય તેમ થોડો વાર અતરંગ બેસીજ

રહયો; અને પછી બીજીજ પળે હેનરીનાં ખભાં ઉપર ધરરર કરતો બેહોશ થઇ તુટી પડયો.

પાછી આખી નાટકશાળામાં ગડબડ મચી રહી ત્યાં હાજર રહેલા કોઇ ડોકટરની મદદ સાથે લોર્ડ હેરીસનને તેની બે બેટીઓ અને ભત્રીજા સાથે તુરતજ રવાનાં કરી દેવામાં આવ્યો.

"ઓ ખુદા ! ખુદા !" લોર્ડ હેરીસન પોતાની અર્ધ બેભાણીમાં મોટરની અંદર પોકારી ઉઠયો. "એ શું કહેવાય ? એ સુઇયાનો ભેદ જણાયોજ કેમ ?—"

"પપા ! તમે શું બોલોછ ? સુઇયાનો ભેદ તે શું ?" આમ લવારો કરતા પોતાનાં બાપને કલેરાએ બેહદ ચીંતાથી ધારી ધારીને પુછયું.

"એ–એ–ભેદ–એ સુઇયાની મતલબ–તમે સમજયાં કેની ?" હેરીસને હજી પોતાના ભ્રમીત બનેલાં મગઝની અસર તળેજ પાછું બકબક કરવા માંડયું.

"કાકાજી, એ સુઇયાનાં ભેદને તમારા મગજ ઉપર શા માટે રમવા દેવો જોઇએ ?" હેનરીએ તેવણને પટાવતાં સમજાવ્યું, "એ તો કલ્પીત ચીત્ર છે ! કમ–કમ–હુશીયાર થઇ જાઓ–તમારાં મન પર એક ખ્યાલી નાટકથી એટલી બધી અસર શાની થઇ ગઇછ ?"

"ઓ નહિ નહિ નહિ !" લોર્ડ હેરીસન વધું ફીકકો થતો બોલ્યો. "માઇ ડીયર બોય–એ કલ્પીત ચીત્ર નથી પણ જીવતી જીંદગીનું ખરેખરૂં ચીત્ર છે. મોહીનીએ પોતાના બાપનાં ખુનીને બચાવી લેવા લીધેલાં કસમને પણ તમો શું કલ્પીત ચીત્ર માનોછ ?"

"કલ્પીત નહિ તો બીજું શું? તમે આજે એમ શું ફારસ કરોછ, પપા?" કેટીએ જવાબ દીધો, "ખરી જીંદગીમાં પોતાનાં બાપના ખુનીને બચાવી લેવા કોઇ બેટી તઇયાર થાય એમ હું માનતીજ નથી."

"ત્યારે તું આ દુન્યાનો રંગ પીછાણુતીજ નથી, છોકરી! મારાં વ્હાલાઓ, સાંભળો, કે મોહીનીનાં કસમ જીવતી જીંદગીનું એક પીક્ચર છે. બોલો હવે તમો શું કહેવા માગોછ?"

બંને બેટીઓએ અને હેનરીએ જોયું કે લોર્ડ હેરીસન કંઇ દીવાનાની માફક બકયા કરતો હતો! તે શું બોલતો હતો તે તેઓ જરાપણ સમજી શકયાં નહિ, લોર્ડ હેરીસને ત્રણેને ચુપ બેઠેલાં જોઇ વળી પાછો પોતાનો ઢંગધડા વગરનો લવારો આગળ ચલાવ્યો.

"કેહોની-છોકરાંઓ? પોતાના બાપના ખુનીને બચાવી લેવાનો બદલો એ-એ-ખુની મોહીનીને કેવી રીતે વાળી આપેછ? મેં તે કંઇ બરાબર જોયું નહીં—"

"પણ અન્કલ-આપણે નાટક અધુરો મુકી આવેલાં હોવાથી આપણે તે કેમ કહી શકયે? ખુની તરફથી મોહીનીને સારોજ બદલો મળતો હશે!"

"હેનરી! તું જુઠો, સદંતર જુઠો છે! અરે, મોહીનીનો તમામ વારસો એ નાપાક ખુની પચાવી પાડેછ ને મોહીનીને રવડાવેછ. તમે બેવકુફો કેહોછ કે એ જીવતી જીંદગીનું ચીત્ર નથી, તો બોલો કેટ ને કલેર, તમારો પપા તે કેમ જાણી શકે?"

લોર્ડ હેરીસન આ સઘળું વાહીયાત ધડ પુછડા વગરનું એવી તો ચેનચાલાથી બોલતો હતો-કે જાણે તે જુદોજ માણસ

હોય ! બેઉ છોકરીઓને તેના હમણાના બેમગઝ અવતારથી પેટમાં સજ્જડ ફાળ પડી. હેનરીને તો એમજ લાગ્યું કે મીસ મોરનાએ લોર્ડ હેરીસનનાં મગજ ઉપર બુરી અસર કીધી હતી. જેનું પરિણામ તેના દીવાનાની માફક બકબક કરવામાં આવ્યું હતું.

"ઓ છોકરાંઓ !" લોર્ડ હેરીસન પોતાની બેઠક ઉપરથી ઉછળીને બોલ્યો, "તમો મને કાંય પુછતાં નથી, કે પેલો ખુની મોહનીનો વારસો પચાવી જવા પછી તે અભાગણી ઓરતનું શું થાયછ !"

ત્રણમાંથી કોઇએ જવાબ દીધો નહિ. તેઓનાં ગભરાટનો પાર હતો નહિ. લોર્ડ હેરીસનનોજ ઘોઘારી, ધાસ્તી ઉપજાવે તેવો અવાજ પાછો નીકળ્યો.

"ત્યારે સાંભળો ! હુંજ કેહુંછ ! પેલો-ખુની મોહનીને દુર દરાજ હડસેલી દેછ ! ખુની પર તે બિચારી કાગલો લખેછ ! પણ ખુની જવાબ દેતો નથી ! એ બિચારીને ઝાંખીને જોતો નથી ! અંતે મોહીની પોતાનાં બાપનાં ખુનીને ખુની તરીકે નહિ પણ વારસાના લુટારા તરીકે જાહેર કરેછ. જુવો ! તે કેવી પોતાનાં કસમ પર સાબેત રહેછ ! આહ-છાતી ફાડી નાખનારો તે દેખાવ હોશે !! નિર્દોષ મોહીની-ગરીબ બિચારી મોહીની-કમબખ્ત મોહીની પેલા ખુનીની નજર આગળ ભુખમરાથી મરણ પામેછ ! ઓ-ઓ-ઓહ ! કેવું દયાજનક જીવતું જાગતું ચીત્ર ! છોકરીઓ-મને-મને ધુજરાં છુટેછ ! આહ-જીવતી જાગતી જીંદગીનાં નાટકનો આ પ્લોટ છે કે ખુનીને સપડાવાનું છટકું છે !"

હેરીસન પેલેસના કમ્પાઉન્ડમાં ગાડી આવવાથી બંને એઓએ છુટકારાનો દમ ખેંચ્યો. તેઓ એમજ સમજતાં કે મીસ મોરનાં લવલેસની અદભુત એકટીંગે જેમ ડયુક ગ્રેશામ ઉપર તેમ લોર્ડ હેરીસન ઉપર ચમતકારી અસર હતી, જે તેના બીછાણે જવાં સાથે મગજ ઉપરથી દુર જવાની હતી. હેનરી બાપડો ભોલો હતો—તેણે પણ જીવ એવોજ સધીયારો લીધો હતો !

લોર્ડ હેરીસને બીછાણે શાંતીથી આરામ લીધા પછી બહેનો પોતાના સુવાના ઓરડામાં ગઇ. પોતાના પીતાનાં ના વીચીત્ર ચેનચાલાથી તેઓ ખરેખર હેબતાઇ ગઇ . બંને બેનો નાટકની અને પોતાના પીતાની વાતો કરવામાં ી બધી મશગુલ બની ગઇ હતી કે મેબલ ફ્રેન્સીસે તેવોની નો એકેએક બોલ સાંભળ્યો હતો, તેનું પણ તેઓને ભાણ નહિ !!

અરે વાંચનાર ! "કુર ને જો" અહીંનું અહીંજ છે !



## પ્રકરણ ૨૫ સું.



## સાંભળ, હેરીસન !—તારા ડગલાની બાહેમાં એક ઝેરી નાગ તેં છુપાવેલો છે !

નાટક પછીનો તે બીજો દિવસ હતો. રાબેતા મુજબ હેરીસને નાસ્તો લીધા પછી લાઇબ્રેરીવાળા ઓરડામાં લો પડયો હતો. બંને બેટીઓએ કાંઇક સંતોષ વચ્ચે જોયું નાટકની રાતવાળો લોર્ડ હેરીસન હવે પાછો બીલકુલ આગલો

હેરીસન બની ગયો હતો; નાટકની માઠી અસર તેનાં ભેજામાંથી બીલકુલ અલોપ થઇ ગઇ હતી, જેથી તેઓએ આગલી રાતનાં નાટકનો સંસારો વટીક પોતાનાં મ્હોડાંમાંથી બહાર કાઢયો નહિ. પણ આ છોકરીઓને માલમ નહીં હતું કે લાયબ્રેરીવાળા ઓરડામાં એકલો પડતાં લોર્ડ હેરીસન આગલી રાતનાં નાટકનાજ ખ્યાલમાં મસ્ત બની ગયો હતો. પેલી જાલમ એકત્રેસનો મુખડો તેનાં ભેજા ઉપર ભમતોજ રહયો હતો. છતાં તેણે માહ મુશ્કેલીએ નાસ્તાની ટેબલ ઉપર ઘણીજ સબુરી ધરીને પોતાની બેટીઓને છેલ્લા કંગાલ બનાવની યાદ આપી નહિ.

"ઓ ખુદા !" લોર્ડ હેરીસન પોતાના મન સાથે મોટેથી બડબડયો. "હું કેવો બુબમ છું ! હવેજ મારી મુરખાઇનો મને ખ્યાલ આવેછ ! સુઇયાના ઝેરના ભેદે મારા મગજ ઉપર એવી માઠી અસર કાધી કે હું બધાંના દેખતાં ખરેખર દિવાની બકવા કરી ગયો ! હેનરીબી બીચારો મારી બેટીઓ જેવોજ ભોલો છે ! એ ત્રણેની જગોએ કોઇ બીજુ હોતે તો મારી ધક વગરની બકબકથી અસલ ખુની તરીકે—!"

તે આગળ બોલતાં અટકી ગયો અને ગુસ્સાથી પોતાનું મોઢું દાબી દીધું. એજ પળે તેના કાનને કોઇના સહેજ હસવાનો સાદ આવી અઠડયો. આવી રીતે પોતાને છુપી રીતે સાંભળનાર કોણ હતું તે જોવાને ગુસ્સાથી તે દરવાજા આગળ ધસી ગયો, પણ તેણે જોયું કે ત્યાં કોઇ હતું નહિ. હસવાનો સાંભળેલો અવાજ પોતાનો માત્ર એક ખ્યાલી ધકારોજ હતો એમ સમજી લેતાં તને વીલંબ લાગ્યો નહિ.

તે પોતાની જગ્યાએ પાછો બેઠો કે તુરતજ તેણે પોતાના ધ્રુજતા હાથોએ ચંગ વગાડયો. નોકર તુરતજ આવી ઉભો,

ીસ મેબલને એકદમ મોકલવાનો હોકમ લોર્ડ સાહેબે

"એ છોકરી મનના વિચારો જાણવાનો દાવો કરેછ. આજે એની તપાસ લેવી જોઇએ. બેશક તે ઘણી છે !"

"ઓ ! હીયર યુ આર !" મેબલને પોતાની સામે ભુતની આવી ઉભેલી જોઇ તે વધુ બોલતાં અટકી ગયો, અને ાવેટ સેક્રેટરીને ખુરશી પર બેસવાની ઇશારત કરતાં "મીસ મેબલ, મેં તમુને અહીં શા માટે બોલાવ્યાછ ામુને સહેજબી ખ્યાલ છે ?"

'હા, મા લોર્ડ," મેબલે નમીને જવાબ દીધો, "ગઇ નાટકની દુ:ખ ભરી યાદ તમે હજી ભુલ્યા નથી. તે મારાં મગજ પર રહેવાનો સબબ નાણા સંબંધી તમારી છે. એ તમારી સ્થિતી સુધારશો નહિ તો તમારી ા જીંદગીનો ભેદ આરસીમાં દેખાતા ચહેરાની માફક ા નજરમાં ખુલ્લો થઇ જશે !"

"આગલી જીંદગીનો ભેદ !" લોર્ડ હેરીસન પોતાની બેઠક ઉછળીને બરાડી ઉઠયો, "મારો એ ભેદ તું કયાંથી "

"મારા લોર્ડ," મેબલે ગંભીર બની જવાબ દીધો, ા ભેદ એ છે જે તમોએ ગઇ રાત્રે નાટકની રણભુમી જેયોછ. ફરક માત્ર નામ અને જાતમાં છે !"

'ચુપ !" લોર્ડ હેરીસને મોત જેવો ફીકકો બની પુકાયું. ોક ખચીત જાલમ ઓરત છે ! સબુર, કેહ મને કે એ ાનો છે ?"

"એ ભેદ ઝણુન કામનો છે-ખુનનો છે-મારા લોર્ડ! એ ભેદ સુઇયાનો છે! તમે તમારા દોસ્તના બદનમાં—"

લોર્ડ હેરીસને ખચીત પાગળ ઝનુનથી મેબલનું મ્હોં પોતાનાં બંને હાથો વડે દાબી દીધું. તેણે મેબલને આગળ બોલવા દીધીજ નહિ!

"બરોબર છે, તું કોઇ અજબ ભેદી સ્ત્રી છે! તું ઓરતની સુરતમાં કુદરતની અજબ કરામત છે. કહે મને કે મારી સલામતીનો રસ્તો શું છે?"

"તમારી બેટી! કેટીને આજને આજ ખબર આપો કે આઠ દિવસમાં હેનરી સાથે તેણીને પરણવુંજ પડશે. નહિ તો તેણીને બાપોકાર કહો, મારા લોર્ડ, કે તેની ખોટી હઠથી તમુને મરવુંજ પડશે. તેણી તરફના તમારા પીતા તરીકેના પ્યારથી દબાઇ જતા ના! તેણીનાં તુંદ મીઝાઝથી તમે હરગીઝ ડરતા ના! હમણાજ તેને અહીં બોલાવી તમારૂં ફરમાન સંભળાવો. એ પછીનું કામ મારૂં છે!"

આટલું બોલતાં ઝપડથી મેબલ તે ઓરડો છોડી ગઇ.

બીજીજ પળે લોર્ડ હેરીસને પોતાની વડી બેટીને લાયબ્રેરીવાળા ઓરડામાં હાજર થવાનો હોકમ રવાના કીધો. જેવી કેટી તે ઓરડામાં દાખલ થઇ તેવીજ સપાટામાં મેબલ તે ઓરડામાં પાછી ગુપચુપ દાખલ થઇને કોઇની જાણ વગર એક જાપાનીઝ સ્ક્રીન પાછળ ભરાઇ ઉભી.

"કેમ, પપા ડીયર, મને તમે બોલાવી?" કેટીએ પોતાના બાપની પાસે બેઠક ઉપર બેસતાં સવાલ કીધો.

"હા મેં તુને બોલાવી. જો સાંભળ! પેલા બદમાશ જોન ડેલની ફતેહથી મારી આવકમાં એટલો મોટો ખાડો પડયોછ

કે, દીકરી મારી, આજે તારા બાપની સ્થિતિ એક ભિખારીથી બી વધુ ચઢતી નથી!"

"પપા, એ તમે શું બોલોછ?" કેટી ગભરાટમાં પોકારી ઉઠી.

"બીલકુલ સાચ્ચું બોલુંછ. હું નાણા સંબંધી હાલતમાં એટલો બધો તો ઘેરાઇ ગયોછ, કેટ, કે આ જહાનથી હું બીલકુલ ધરાઇ ગયોછ. ખેજલાત અને નામોશી મારી સામે ડોળા ધુરકતી ઉભીછ. એમાથી મને બચાવનાર મારૂ તારણુ કરનાર આ દુન્યામાં જો કોઇબી હોય તો તે તું છે."

"હું? ઓ, પપા, એ તમારો વીચાર શું છે? હું એક નબળી છોકરી તમુને કેમ બચાવી શકુ? મારો જાન આપવાથી હેરીસનનાં માન પામેલા કુટુંબની આબરૂ અને ઇજત જાળ-વવાની હોય તો તે આપવાને હું આજે તઇયાર છું."

"બેટી, તું તારો જાન આપવાથી નહિ, પણ જીવતી રહેવાથી મને નામોશીમાંથી બચાવી શકશે."

"પણ તે કેમ, પપા?" કેટી વધુ અને વધુ ફગલાતી જતી બોલી.

"હેનરી સાથનાં તારાં લગનથી! તું હેનરીની પરણેતર બનવાથી! અને તે પણ આઠ દિવસની મુદતમાં!"

કેટીનો ખુબસુરત મુખડો એકાએક ઝર્દ મારીને કરમાઇ ગયો!

"ઓ નહિ નહિ! મારી પર એ જુલમ ના ગુજારો! હું એ તમારા જુલમને સઝાવાર નથી. ઓ પપા, મારો જાન જશે તોબી હું હેનરી સાથ પરણવાની નથી."

કેટી વધું બોલી શકી નહિ. તણીએ જોયું કે જે પળ

માટે તે પોતે બીહતી ધ્રુજતી હતી તેજ કમબખ્ત ઘડી તેણીની સામે આવી ઉભી હતી !

"મારી વ્હાલી છોકરી !" લોર્ડ હેરીસને તેનાં ખભાં ઉપર માયાથી હાથ મુકી કહયું. "હેનરીની પરણેતર બનવાની તારી મરતી માદરને આપેલી પવિત્ર કબુલાત યાદ કર અને પછીજ મારી જીંદગી બરબાદ કર. તું ચાહે તો મને આજે તું આબાદ કરી શકે ! બોલ કેટી, તું શું ખ્યાલમાં છે ?"

"પપા, તમારી બેટી બુરા હાલમાં છે." કેટી બેહદ નાસીપાસી વચ્ચે બોલી ઉઠી. હેનરીને પરણુવા કેમ કબુલ થાઉં ? હું તેને મુદલ ચાહતી નથી. તેમજ હું કોઇનેબી ચાહયા વગર પરણુવા માગતી નથી."

લોર્ડ હેરીસને કાંઇ ગુસ્સાભર અધીરાઇથી મ્હોં કુમળાવ્યું–

"કેટી, તારો ખ્યાલ ફોકટનો છે ! હેનરીને શું છે ? તે તુને અખુટ વ્હાલથી ચાહાયછ ! મને જવાબ દે, કેટ, કે હેનરી આગળ નાણા સંબંધી મારો હાલ હું ખુલ્લો કરૂં. તેની દોલતની મદદથીજ મારી મુઝવણ અને ગુંચવણુનો રસ્તો ખુલ્લો કરી શકશ. વિચાર કરવા માટે હું તને આજનો દિવશ આપુછ. નહિ તો પછી હેનરી સાથે પરણુવાની હું તને બીજી અણુગમતી સખત રીતે જબરીથી ફરજ પાડશ !"

"પપા–પપા–શું તમે મને માટીનું પુટલું સમજોછ કે મારૂં લીલાંઉ કરવા માંગોછ ?"

"હું કંઇજ સમજતો નથી–આ મારો છેવટનો ઠરાવ છે. એ વગર મારી પાસે બીજો ઇલાજજ નથી. તેં હવે મારૂં ફરમાન સાંભળી લીધુછ–હવે જા !"

લોર્ડ હેરીસન, આટલું બોલી પોતાની બેઠક પર થાકનો ાર્યો હોય યા લાચારીનો માર્યો હોય તેમ ફસડાઇ પડયો.

પાછી ગુસ્સાથી કેટી પુકારી ઉઠી, "પપા, તમો શું મારી ાસે ભીખ મંગાવોછ ? હેરીસનના ખાનદાનમાંથી કોઇપણ ભીખ ાગવા કરતાં મરવાનું વધારે પસંદ કરશે. મારૂં બરોબર છેલ્લું ાંભળી લેવો, હું હેનરી સાથે પરણવા, તેમજ તેની તરફથી ીખ લેવા કરતાં મરવા વધુ ખુશી થવશ." એટલું બોલી તે ાહસામા એકબી વધુ બોલ બોલ્યા વગર તે ઓરડો છોડી ગઇ.

"રખેને મેબલ મને આ સલાહ આપવા ભુલતી હોય !" ીસન જીવ સાથ નીસાશો નાંખી પટપટયો.

લોર્ડ હેરીસનની બકબકના આ શબ્દો મેબલે સાંભળ્યા, પને તુરતજ પોતાની સંતાવાની જગ્યા છોડી ગઇ. બીજીજ ોનીટે નોકરે આવીને તેણીને ખબર આપી કે લોર્ડ શાહેબ ાલાવે છે !

"કેહો, મીસ મેબલ, પરિણામમાં શું આવ્યું હશે ?" મેબલને ેતાંજ લોર્ડ હેરીસને પોતાની જગ્યા ઉપર તડો થઇ બેસી ણીની વધુ પરિક્ષા લેવા સવાલ કીધો.

"મારા લોર્ડ, તમારા ચહેરા ઉપર હું બે જાતની નાસી-ાસી જોઇ શકુંછ. પહેલી નાસીપાસી તમારી બેટી માટે છે, બીજી નાસીપાસી મારે પોતાને માટે છે. કેટીએ તમારા રમાનનો ઇનકાર કીધોછ ! તમોએ મારી ઉપર નાઇતેબાર ીધોછ !"

લોર્ડ હેરીસન વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ ચોંકયો, મીસ મેબલ ! તમારૂં બોલવું આગળ ચલાવો." તેણે ડઘાયલા ાવાજે કહયું.

"મારા લોર્ડ, તમુને સલાહ આપવામાં તમો મને ભુલતી જુવોછ!"

"ઓ ખુદા ખુદા આ કોઇ અબળા છે કે કોઇ બલા છે? કોઇ ખરેખર અજબ સ્ત્રી છે! હું તમારી શકિત પર શક લઇ જવા માટે ખરેખર શરમીંદો છું, માસ મેબલ!"

"પણ તમુને હજી મારી ઉપર પુરેપુરો સંપુર્ણ વીસવાશ નથી, મી લોર્ડ?"

લોર્ડ હેરીસન બેહદ ઉશ્કેરણી વચ્ચે એકાએક મેબલના બંને હાથો પોતાનાં ધ્રુજતાં હાથોમાં પકડી લીધા ને કંઇ અજબ ઝનુનથી પોતાની આંખોમાં દાબી દીધાં! "હા, હું તારો ચહેરો જોઉંછ ત્યારે બસ મને લાગેછ, છોકરી, કે તુજ મને પાર પાડશે! તુંજ મને મારી નામોશીમાંથી બચાવશે! જા, હવે મને એકલો પડવાની જરૂર છે. આ દુન્યાની શેત્રંજ ઉપર તું તારી બાજી ખેલતી રહે. મને તારી જીત પર ભરોસો છે."

મેબલ ત્યાંથી પાધરી કેટીના પ્રાઇવેટ 'બુડવાર'માં ગઇ! ત્યાં એક સોફા ઉપર તે છોકરી ઉજળા પુના જેવા ચેહરા સાથ ગમખાર જીવે સ્થીર પડી રહેલી હતી. તેણીના હાથમાં એક ફોટોગ્રાફ પકડેલો હતો—જે મેબલે દાખલ થતાંજ તે છોકરીએ ઝડપમાં પોતાની પીઠ પાછળનાં ટકીયા પછવાડે મુકી દીધો.

"ઓ—મીસ? શું છે! તમો કેટલા બધાં ફીકકાં પડી ગયાંછ! કહો, મીસ! તમુને શું છે? હું તમુને કોઇ પણ સરતે મદદ આપવા તઇયાર છું. તમો ખાતર મારા જાન માટે પણ બેદરકાર છું."

કેટીએ પોતાની રડતી ચશમો મેબલનાં ચહેરા તરફ
ફકી અને હેરાનનું કાંઇક નસીબ હસવું તેના પરવાળા
નાં હોઠો ઉપર તરી નીકળ્યું.

"મેબલ, હું ઘણીજ કમનસીબ છું ! તું મારા પપાની
ાહકાર છે, તો મારીબી બન ! મને તારી સલાહની દરકાર છે."

"યોર લેડીશીપ !" મેબલે ધીમાં પણ મજબુત અવાજથી
યું. "હું તમારી કોઇબી સેવા બજાવવાને તઇયાર છું. બોલો,
ારી જેબી વાત હોય તે મને કહો."

કેટીએ પોતાના બાપ સાથે થએલી વાતચીતનો બોલેબોલ
l સંભળાવ્યો. એટલુંજ નહિ–પણ તેણીએ હેનરી તરફની
ાની લાગણીનો પણ સાચ્ચો ખ્યાલ મેબલને આપ્યો.

સઘળું સાંભળી લીધા પછી ગંભીર બની મેબલ બોલી–
ખબરદાર ! તમારા બાપના ફરમાનને કદીપણ કબુલ
ાં ના ! યોર લેડીશીપ, જ્યાં દીલ નહિ હોય ત્યાં
બત હોતીજ નથી–અને મહોબત દોલત કે દરજ્જો
ીજ નથી"

"ખરૂં છે મેબલ ! એ સઘળું ખરૂં છે ! પણ મને મારા
લા પિતા તરફ પણ જોવું જોઇએ."

"બેઅદબી માફ છે–પણ સર્વેથી પહેલાં તમુને તમારા
ા તરફ જોવું જોઇયે ! દીલ વગર હાથ આપવામાં એક
ામાં બુરૂં પાપ છે, જે પાપ કુદરતનો તે બાપ કદી પણ
બી શકશે નહિ. ખુદાને નારાજ કરવા કરતાં બહેતર છે કે
પણે પોતાને તારાજ કરીએ !"

મેબલની ઝબાનમાંથી નીકળતો એકેએક શબ્દ કેટીને
ા લાગ્યો.

"મેબલ, મને તારી સલાહ વાજબી લાગેછે-પણ મારા પીતાના આવા દુખમાં હું કરૂંબી શુ? અફસોસ! એક દીકરી તરીકે મને મારી ફરજ બજાવવીજ જોઇએ! તેમ કરતાં મારૂ જીગર તુટી જશે—પણ બીજો છુટકોજ નથી!"

કેટી વધુ બોલી શકી નહિ. તેણીને પોતાની બાપની નાંણા સંબંધી કબસ હાલતનો તુરતજ ખ્યાલ થયો. એ ખ્યાલ થતાંજ તેણીનું મગજ ઘંટીની માફક ફરવા લાગ્યું. બીછાણા ઉપર પોતાના બે હાથોમાં માથું છુપાવી દઇ તેણી ધીમાં ડચકાં ખાવા લાગી.

મેબલ જીવ સાથ સેહજ હસી. આ તુમાખી ઉમરાવજાદી હમણા શાનાં ડચકાં ખાતી હતી તે મેબલને દીવાની જોત મીશાલ ખોલ્લું માલમ હતું. તે મોહબતના મુંગા મારના જીગરતોડ ડચકાં હતાં! કાંઇ અનેક વખત મેબલે આ છોકરીને એક ચોકકસ ફોટોગ્રાફને છુપાછુપ એકકી ટગરે ટીકતાં પકડી હતી! આ છુપાવેલાં તેણીના પ્યારા ફોટાગ્રાફ—પીકચરમાં કોણનો હેન્ડસમ મુખડો હતો તેબી મેબલને રોશન હતું! અનેક વાર મેબલને ઓરડામાં દાખલ થતાં જોઇ કેટીએ ઝડપમાં તે ફોટોગ્રાફને કેમ ખાણામાં સંતાડી દેવા કરયો હતો તે મેબલે બરાબર ચગોર આંખ્યોએ નોંધ્યું હતું!

"હા, એ જોન ડેલ છે! મેં સેંકડોવાર કેટીને એનો ફોટો છુપાઇને જોતી પકડી પાડીછ." તેણી દાંત પીસીને જીવ સાથ બડબડી, "એજ ફોટોને મારા કીનાનું એવું હથીઆર બનાવું કે બાપબેટીની સુખી જીંદગી જડમુળથી ઉખડી જશે—"

તુરતજ કેટી આગળ તેણી ગુઠણીએ પડી, અને દયાનું ડોળ ઘાલી તેણીનાં માથાના બાલો પસવારતી બોલી "મીસ!

સાવધ થાઓ! સહેજ પણ ગભરાઓ નાં! તમારી ખાહેશ મુજબ હું લોર્ડ હેરીસનને સમજાવશ."

"ઓ મેબલ, તું કેટલી ભલી છે! કહે મને કે તું મારા પપાને રાહ ઉપર લાવશે, તેવણ મને હવે જ્યાદા નહિ સતાવશે!"

"બેશક હું તેવણને ઠેકાણે લાવશ. પણ કમનશીબે જો હું હાર પામું તો તમુને પાછી મારી સલાહ છે, કે મહોબત વગરનાં ખાવિંદ સાથે તમારો ભવ બાળી નાખવા કરતાં હેરીસન પેલેસને છેલ્લી સલામ કરવી! જેમાં મદદ આપવામાં તમારી આ નાચીઝ દાસી હાજર છે."

બોલી કેટી! મેબલનાં આ સખુનો બહાર પડતાંજ તેણી એટલી બધી તો ઉશકેરાઇ ગઇ કે તે સદાની ઉછાછળી આકળી છોકરી ઉપકારના આવેશમાં આ તરકટી ઓરતને વળગી પડી.



## પ્રકરણ ૨૬ મું



### "તારો બાપ?-તારો બાપ એક નીચ, ગુજી, દગલબાજ ખુની છે!!"

કેટીને છોડી મેબલ લાગલી લોર્ડ હેરીસનનાં સીટીંગ રૂમમાં પાછી ઝડપમાં ચાલી ગઇ.

"કેમ મેબલ? પેલી દુકતી આખરે ઠેકાણે આવી?" મેબલને જોતાંજ લોર્ડ હેરીસન બોલી પડયો.

"નહી, મી લોર્ડ! કહેવાને દલગીર છું કે એ હઠીલી ઓરતને મેં ઘણુંખી સમજાવ્યું પણ હું હારીછ."

લોર્ડ હેરીસનનું મ્હોડું દયામણી રીતે ઉતરી ગયું.

"મેબલ, મારે માટે આ પહેલો જાલેમ ફટકો છે," તેણે રડમસ અવાજે કહયું.

"ત્યારે, મારા લોર્ડ, બીજો જાલેમ ફટકો ખમવાને તઇયાર થાઓ ! તમારી બેટી કેટી તમારા હડહડતા દુશમનને–તમુને ભારે ખોટમાં લાવનાર પેલાં કંગાળ જોન ડેલને— ચાહતાં શીખીછ ! એ બેવકુફ છોકરી દિવસ અને રાત તેની મહોબતની તરસી બનીછ !"

"ઓ ખુદા ! હું શું સાંભળુંછ !" લોર્ડ હેરીસન બે હાથોએ કપાલ જોશથી દાબી મોટેથી પોકારી ઉઠયો. "જોન ડેલ જેવો ટુકડાચાટુ ભિખારી મારી બેટીનો લવર ? નહિ, નહિ ! મેબલ, તું મને ભમાવેછ ! ખુદાને ખાતર મારાં જીગરનાં ટુકડે ટુકડા ના કર."

"મી લોર્ડ–તમુને દુ:ખી કરવામાં મને હાંસલ શું હોય ? જુવો–સાંભળો ! હું કસમ ખાઇને કેહુંછ કે મેં પાંચ છ વખત કેટીને છુપાછુપ જોન ડેલના એક ફોટોગ્રાફને એક ચી-તે જોયા કરતી પકડેલી છે ! તમે તપાસ કરશો તો એ પીકચર આય ઘડીએબી એ છોકરીની ડરેસીંગ ટેબલના ખાણામાંથી તમને જડશે."

"માઇ ગોડ ! મારા પાપોની એ મને સજા છે !" લોર્ડ હેરીસન દુ:ખને મારે ચીચવાઇ પડયો, "મારા મુદઇને મારૂં પોતાનું વાહલું બચ્ચું ચાહતાં શીખે ! એ મારેથી કેમ સહન થઇ શકે ? ઓ મેબલ, હજીબી કહે મને કે તું ભુલેછ ! જે ચીંઠડેહાલ ભીખારડો મારી બેટીની જુતી ઉઠાવવાને લાયક નથી, તેજ બે બદામનો માણુસ મારાં ઉમરાવી ફરજંદની

મહોબ્બત જીતવાને લાયક પોતાને સમજે ! એ મારૂં માથું ગી ફરી જશે !"

"મી લોર્ડ–જરા શાંત થાઓ ! વાત એકદમ વધી ગયલી છે ! ઉતાવળ કરવામાં ફાયદો નથી."

"ફાયદો નથી ? બહેતર છે કે એ ચંડાલનું ખુન કરી મારો જાન બરબાદ કરૂં ! મારી નામોશી દફે કરૂ યા જોન ડેલને જગથી દફે કરૂં તોજ હું લોર્ડ હેરીસનનાં ખાનદાનનો કહેવાઇશ !"

તે બેહદ જુસ્સા અને ઉશ્કેરાટ સાથે એક કબાટ આગળ ધસી ગયો. ઝડપમાં બારણું ખોલી તેણે અંદરથી એક કાટ ખાઇ ગયલી રીવોલવર કાહડી અને પોતાના હાથમાં લીધી પછી દિવાનાં ઝનુનથી તે ઓરડાની બહાર નીકળી પડયો. મેબલ એકદમ તેની પાછળ ધસી અને રીવોલરવાળો લોર્ડ હેરીસનનો હાથ પોતાનાં મજબુત હાથમાં પકડી ધુંટણીએ પડી.

"મારા લોર્ડ" મેબલ કાલાવાલા કરતાં કરગરી બોલી, "ખુદાને ખાતર જરા મગજ શાંત રાખો ! એ તમે શું કરોછ ! તમે શું ખુન કરવા માગોછ ?—"

મેબલના ઉશ્કેરાયલા અવાજથી બીજાં નોકરો બી ત્યાં દોડી આવ્યાં.

"છોડ મને ! બસ એ તે હવે એજ !" લોર્ડ હેરીસન હાજર રહેલાં નોકરોની સહેજ પણ દરકાર કરવા વગર પોકારી ઉઠયો, "મેબલ, મને છોડી દે ! મારી બેટીનું દીલ લુટવાની સરકશી કરનાર એ નીચ પીંજારડા જોન ડેલનું ખુન કરશ તોજ હું જંપીને બેસશ ! જોન ડેલની જીંદગીનો નાશ નહિ કરૂં તો જાણ કે મારી જીંદગી હરામ છે."

મેબલે ઢોંગથી પોતાનાં કાલાવાલા કરવા ચાલુજ રાખ્યા. પણ તેણીએ લાગ જોઇને લોર્ડ હેરીસનનાં કાનોમાં થોડાક શબ્દો રેડયા.

આબાદ અસર થઇ! એક જાતના પાગળ ગુસ્સાથી રીવોલવર હવામાં ઘુમાવી તે તપી ગયલો ઉમરાવ વધારે જાણે ખુન પર ચઢયો !

"જોન ડેલ પર મારો કીનો વખત આવશે લેવશ. મેબલ તારી સલાહ વાજબી છે ! હમણાજ દોડાદોડ કરવામાં ફાયદો નથી. પણ બદમાશ જોન ડેલ ! ખબરદાર રહેજે ! તારી નજીસ મહોબતથી મારી પ્યારી બેટીનું જીગર કાળું થવા દેવા પહેલાં હું તુને આ ગોળીથી ઠાર કરશ !"

તે વધું બોલ્યો નહિ. બેહદ વીચારવંત ધપે અને એક સરખા કદમે તેણે પાછો પોતાનાં ખાનગી ઓરડાનો રસ્તો લીધો. તેની પાછળ મેબલ પણ તેનાં ઓરડામાં દાખલ થઇ.

"મેબલ ! લોર્ડ હેરીસન મેબલને પોતાની સામે ગમગીન ચેહેરે આવી ઉભેલી જોઇ બોલ્યો, "મારી નાલાયક બેટીના પેલાં બદમાશ ઉપરના શરમ ભરેલા પ્યારની શોધ કરવામાં તેં મારી ઉમદા સેવા બજાવીછ—જેનો બદલો મારે કેમ વાળી આપવો તેનાં હું વિચારમાં છું. પણ—મેબલ એ ખબર સાંભળીછ ત્યારથી મારૂં મસ્તક ઘુમેછ ! ઓ ગોડ ! આ મારે માટે કેવો જાલેમ ફટકો છે !"

"ખરેખર, મારા લોર્ડ તમારી ઉપર એ જાલેમ ફટકો મારનાર તેજ બેટી છે કે જેની ઉપર તમોએ તમારૂં તન મન અને ધન ફીદા કરી દીધું હતું. મી લોર્ડ, તમારાં પાળેલાં કુતરાં એજ તમારો પગ કરડયોછ !"

"બરાબર છે! મેબલ, તું ખરૂંજ કહેછ!" લોર્ડ હેરીસને એક ઉમદા અફસોસનો ધુંવો બહાર પાડી કહ્યું, "જે બચ્ચાં તરફથી સદા મેં રાહતની આશા રાખી હતી, તેજ નાલાયક ફરજંદે મને મોટી જહેમત, અને આફતમાં લાવી મેલ્યોછ. મારી એ બેટીનું દીલ ચોરીને તે નાપેકાર મારો દુશમન મારી પર ફાવી ગયોછ! મને જીવતા જીવત મારી ગયોછ! આવતી કાલે રાતે હું લંડન જઇ શકનાર નથી. કાઉનટેસ ઓફ કારલાઇલની પાર્ટીમાં જવા હું માગતો નથી. મારી સાથે એ નાલાયક છોકરીને હવે લઇ જવા ચાહતો નથી!"

"કાઉનટેસ ઓફ કારલાઇલની પાર્ટીમાં તમોએ એકલુંજ જવુંજ જોઇએ, મી લોર્ડ! ત્યાં નહિ જવાથી તમો તમારાં શતરૂઓનાં હાથમાં નાહક ચર્ચાનું હાડકું આપવા જેવી ભુલ કરશો. મારા લોર્ડ, કાઉનટેસની પાર્ટીમાં તો તમોએ બેવડા દમામથી જવું જોઇએ."

લોર્ડ હેરીસનના જવાબને માટે ખોટી થવા વગર મેબલ નમીને તે ઓરડો છોડી ગઇ. તે પોતાના ઓરડામાં જતી રહી, તેજ વખતે મીસ કેનેથે કેટીનો સંદેશો તેણીને જણાવ્યો, કે કેટી તેણીને પાછી મલવા માગતી હતી. દર્દીને ભાવતું વઇદે ફરમાવ્યું. મેબલ કેટીને ફરીથી મલવાજ માગતી હતી!

કેટીનાં ઓરડામાં જયારે મેબલ દાખલ થઇ ત્યારે તે સુંદરી શાંત પોતાનાં શોફા ઉપર બેઠેલી હતી.

"મેબલ, મારા પપા ડીયર સાથે કાહરની તું શું વાત કરતી હતી? હું પપાને મલવા આવતીજ હતી—પણ મને નોકરે ખબર આપી કે તમો બંને રોકાએલાં હતાં. મેબલ, એ

શું મારેજ માટે વાત થતી હતી ? શું છે મેબલ–તારો ચ
હમણા એટલો ગમગીન કેમ છે ?"

મેબલે રડમશ ચહેરે જવાબ દીધો, "મીસ–શું કે
આગમાં તેલ હોમાયુંછ ! તમારા પપાને ખબર પડીછ કે
તમારા આય ટેબલનાં ખાણાંમાં કોઇ એક જવાનનો
તમે શાંતી રાખ્યોછ !—"

"ફોટો ?" કેટી ગભરાટની મારી બોલી ઉઠી, "શું
ફોટો–અરે એ વાત પપાએ કેમ જાણી ! ઓ મેબલ ! મને
કહે, પછી શું થયું ?"

"શું થયું ? જાણો મીસ, કે જોન ડેલનું આવી બન
મેં તમારા પીતાને આહોજારી અને કાકલુદીથી આજે અટક
નહિ હોતે તો જરૂર આજે તેમનાં હાથે જોનનું ખુન
હાથમાં રીવોલવર સાથે ખુન કરવા જવા માટેનો હીઝ
શીપે કીધેલો એકરાર આપણા મકાનનાં એકેએક ને
સાંભળ્યોછ ! હું નહિ ધારતી હતી કે એ બીનાથી
અંજાણ હશો."

કેટી કંઇક વિચારમાં પડી. તેણીના ગોરા ગોલાબી ગ
શરમ, ગુસ્સા અને ખીજવાટથી ધમધમી રહ્યા. શું જ
દેવો તે તેણી સમજી શકી નહિ. મીસ કેનેથે તેણીને
બીનાથી કેટલીક હદે જાણીતી કીધી હતી–પણ તે ભલી
નીયને આ બનાવ એવી તો સીફતથી પોતાની બાઇ આ
રજુ કીધો હતો કે તેણીની નાજુક લાગણીને આંચકો લા
પામે નહિ. પણ મેબલે આપેલી ભયંકર ખબરથી કેટીએ
કે વાત બહુજ આગળ વધી ગઇ હતી !

"ઓ મેબલ, કહે મને–ખુદા ખાતર સાચુંજ કહે ! કે મારા પપાનો રોહસો ઉતરયોછ કે? તેવણ હવે જરા શાંત થયાછ કે ?"

"મીસ–તેવણ હમણાજ જરા શાંત થયાછ. મારી સમજાવટથી લોર્ડ હેરીસન હાલ તુરત તો ડપટ પડયાછ ! આવતી કાલે એવણ લંડનની પાર્ટીમાં પણ જનાર છે, પણ મારી સમજાવટથી એખલાજ જનાર છે."

કેટીનો ફીકકો શોકાતુર ચહેરો ખુશાલીથી પાછો હવે કાંઇક હસતો થયો. પોતાનાં ઉંચા દરજ્જાનો કે પોતાની હમેશની ગરૂરીનો સહેજ પણ ખ્યાલ કીધા વિના તેણી અચ-ભુચ મેબલને વળગી પડી.

"મેબલ ! ડીયર મેબલ ! તેં આજે મારી સાચી બહેનની જગ્યા રાખીછ. પણ ચાલ હવે હું જાઉંછ. મારા પપાને મલવા જાઉંછ ! તેમની આગળ બધો સાચ્ચો ખુલાસો કરી દેવા જાઉંછ. તેવણનો ચહેરો જોયા વગર મને સહેજબી કર પડતી નથી."

આટલું બોલી પોતાના પીતા આગળ જવા કેટી બે કદમ આગળ વધી, પણ તુરતજ મેબલે આડો હાથ કીધો—

"સબુર કરો, મીસ ! એ શું નાદાની કરોછ? તમે જેટલાં ભલાં છો તેટલાંજ તમે ભોલાં છો ! તમારો પીતા તો એમજ સમજેછ કે તમારી મરજી ઉપરાંત હેનરી સાથે તમુને જબ-રીથી પરણાવાના એવણના એરાદાથી તમારૂં દીલ જળી બળી ખાકરાખ થઇ ગયુંછ, અને તેથીજ તમે એકાંતવાસ શોધ્યોછ. મીસ—થોડા વધુ દિવસ લોર્ડ હેરીસનને એ ખ્યાલમાંજ રહેવા દેશો તો—"



"ઓ, નહિ, નહિ !" કેટીએ મેબલને આગળ બોલતાં અટકાવી ઉશ્કેરાઇ પોકાર કીધો, "કદી નહિ, મેબલ, કદી નહિ ! આય દીલ હેનરીને ચાહતું નથી. તેને માટે તે એક પળવાર દંખતું નથી. મેબલ, મને હેનરીના પંજામાંથી છોડાવ, નહિ તો હું મારા જાનને અકારો કરશ, અને હું વગર મોતે મરશ."

મેબલ જાણે કેવોએક ઉંડો વિચાર કરતી હોય તેમ તેણીએ પોતાનાં ડોળા ઉચે ચઢાવી દીધા. કીનાના આતશથી ધગધગી રહેતી તે વેરસી ઓરતે કેટલીક પળો શાંત ચુપકીદીમાં પસાર કીધી. અંતે તે ધીમાં પણ મજબુત સાદે બોલી:–

"મીસ હેરીસન ! ખરો ખુલાસો કરતાં મારી આ જબાન ઉપડતી નથી. ઓ મીસ, હિંમતથી મને સાંભળો કે તમારા પીતાએ તમુને ચાર દિવસમાં હેનરીની પરણેતર બનાવવાનું તેને પવીત્ર ગંભીર વચન આપ્યુંછ. સાંભળો અને ધ્રુજો, એ તમારા દયાહીન જુલમી બાપે તમુને ચાર દિવસમાં હેનરીની સાથ પરણાવી દેવા માટે બાઇબલ પર હડહડતાં કસમ લીધાછ; અને એ બંને પુરૂષોએ એવું ચોકઠું રચ્યુંછ કે હેનરી સાથ લગન કરવા સિવાય તમારી પાસે એક પણ ઇલાજ રહે નહીં ! હું પાછું કહુંછ કે જ્યાં દીલ નહિ ત્યાં પરણવું એ એક જાતનો દોજખી શ્રાપ છે. હું કહુંછ કે લોર્ડ હેરીસન તમારો બાપ નથી–તમારો કાતીલ દુશમન છે ! સાંભળો કે લોર્ડ હેરીસન જેવો દુન્યામાં તમારે માટે બીજો કોઇ કટ્ટો, લોહીનો તરસ્યો વેરી છેજ નહીં !"

"યા ખુદા ! મેબલ, એ આજે તું ફાડું ફાડું શું બકેછ ! કહે મને કે તું તારી સુદ્ધીમાં નથી !" કેટી પોતાના

બાપને માટે મેબલે ઓચરેલાં કમકમાટ ભર્યાં વેણો સાંભળીને હરણફાળ થઇ પોકારી ઉઠી, "એક બારગી મારો બાપ મારી નામરજી છતાં હેનરી સાથે મને પરણાવવાને માટે જુલમગાર"ની બને, પણ એજ મારા ઉમરાવ બાપની નાલેસી તારે મોઢેથી સાંભળતાં —"

"ઉમરાવ બાપ ! ! હી–હી–હી–હી–!"

ખચીત મેબલને આજે શું થયું હતું ? એક દીવાનીની માફક મોટેથી તેણી હસી પડી ! કેટી તો મેબલનો ચહેરો જોતી ડસ થઇ ગઇ. તેણીને તો એમજ લાગ્યું કે તેની ભલી સલાહકાર મેબલ એકાએક 'મેડ' બની હતી. તેણીનાં દુખમાં હંમેશ બળી જળી જનારી મેબલ–જેણીએ અનેકવાર ગમનું આંસુ ટપકાવ્યું હતું—ને મેબલ આજે દીલાશો આપવાને બદલે અને તેણીનાં દુખ પર રડવાને બદલે, તેણીના બાપ ઉપર લ્યાનત વરસાવતી હમણા તીરસ્કારનું હસવું હસતી હતી ! જેમ જેમ કેટી તેણીનાં ચહેરા તરફ દયાજનક નજર ફેંકતી રહી તેમ તેમ વધુ અને વધુ મેબલ હસતી ચાલી.

"મારા ખુદા !" કેટી પોતાની બેઠક ઉપરથી ઉઠી બે ચાર કદમ કમકમાટથી પાછળ હઠી બુમ પાડી પડી, "મેબલ ! મને કહે કે તુંને શું થયુંછ ? હું દીવાની થઇછ કે તું દીવાની બનીછ ?"

"નહિ," મેબલ હવે હસવાનું બંધ કરી બેહદ ગંભીર બની ધીમા પણ મજબુત અવાજે બોલી, "ઓ ભાન ભુલી કેટી ! સાંભળ અને ધ્રુજ કે તારો બાપ પુરેપુરો સેતાનનો સાથી છે, તેની રગેરગમા કશરેવજી અને કારેઝબુનો છે ! ઓ કેટી, તું આ આલીશાન મકાનમાં વસવાને સહેજબી હકદાર

નથી. તું લોર્ડ હેરીસનની હકદાર બેટી છેજ નહીં! સાંભળ; અગર જો તારામાં સાચું ઇનશાનીયતપણું હોય—તારા બાપને ચાહવાનું દીવાનાપણું હવે સહેજબી બાકી રહયું નહિ હોય અને તારૂં સ્વમાન સહેજ પણ પ્યારૂં હોય—તો ઉઠ, કમબખ્ત કેટી, આ જગેથી સેતાબ ઉઠ! ને આ મહેલમાનાં તારા તમામ સુખ અને આરામને છેલ્લી સલામ કર!"

"યા પરવર–એ આ બધું હું શું સાંભળ્યા કરૂંછ!" કેટીએ હેબતાઇને ડોળા ફાડી મેબલને જોયા કરતાં બુમ પાડી–"એ મેબલજ બધું બોલેછ કે બીજી કોઇ?—"

"તું કે જે લોર્ડ હેરીસનની વડી બેટી તરીકે આટલી બધી તુમાખી ધરાવેછ, હકદાર બાપનાં હકદાર ગરીબોને ઠોકરે મારેછ—તું કે જે આજે હેરીસન પેલેશમાં ખુબસુરતીની મહારાણી તરીકે રાજ કરેછ—તું કે જે તારા પાપી બાપની કહેવાતી દોલતનાં ડુંગર ઉપર તારી ખરી સ્થિતથી બેભાન બની દોર ચલાવેછ–તે ઓરત, તું કેટરીન તું, તારા બાપની હકદાર મોહરદારની દીકરી છેજ નહીં! પણ લોર્ડ હેરાસનની બીન હકદાર ઓરતનું ફરજંદ છે!"

મેબલ એવી તો ઠસ્સાથી આ સઘળુ બોલી ગઇ કે કેટી પોતાની ગમે તેટલી મરજી છતાં તેણીને અટકાવવાની સહજ પણ હિંમત કરી શકી નહિ. જેમ જેમ એક પછી એક શબ્દ મેબલનાં મોઢામાંથી બહાર પડતો જતો, તેમ તેમ કેટીને લાગ્યું કે તેણીનો દમ ગુંગલાતો જતો હતો. તેણીએ મેબલને અટકાવી અનેક સવાલો પુછવાનો ઘણોએ વિચાર કીધો, પણ મેબલનાં બોલવાના ઠસ્સા અને જુસ્સા આગળ એ એક હરફ વટીક બહાર કાઢી શકી નહિ. મેબલની ત્યાર પછીની ચુપકાદી

છતાં કેટી એટલી બધી તો ગાફેલ બની ગઇ હતી કે તે દીવાનીની તરેહ મેબલના ચહેરો જોની પુતલાંની માફક ઉભીજ રહી. થોડીક પળોની શાંતી પછી અંતે ખરી સ્થીતીનુ કેટીને ભાન આવ્યું. તેણીએ અત્યંત ક્રોધ અને ગુસ્સાથી આંખોનાં ભવાં ચઢાવ્યાં અને બે મુઠ્ઠીઓ વાળી ઝનુનની એક દેવીની માફક મેબલની અડોઅડ ગઇ—

"ચુપ ! એકદમ ચુપ ! બેશરમ, નીચ, નીમકહરામ— બંધ કર તારી ગલીચ ઝબાન ! મારા પીતાની નાલેસીનો એકેએક તારો ગલીચ શબ્દ હું તારી ઉપર પાછો ફેકું છું. ઓ દીવાની ઓરત—ખચીત તારૂં આજે માથુંજ ગયલું છે !"

"હજી સુધી નથી ગયું એજ મારો અફસોસ અને એજ મારી અજાયબી છે—"

"ખામોશ ! તારી નીંદક જીભલીને એકદમ બંધ કર ! તારી ગંધીલી ઝબાન મારા પીતા માટે સહેજ પણ સઝાવાર નથી. તું એક બેમુરવત નગુણી—"

"ખાલી પીલી ઉશ્કેરાઇ જવામાં કોઇને ફાયદો નથી, કેટી !" મેબલે કેટીને આગળ બોલતાં અટકાવી વધુ અને વધુ જુસ્સાથી કહયું. "લોર્ડ હેરીસની વડી બેટી ! સાંભળ, કે લોર્ડ હેરીસન રગેરગ સફેદ ઠગ છે. સાંભળ અને ધ્રુજ કે તું લોર્ડ હેરી-સનની બેટી નહિ, પણ ઇનશાનનાં રૂપમાં ફરતા એક સેહતાનની બેટી છે તેની રગેરગમાં કસરેવજી અને કારસતાની છે. તેની ખાસીયતજ નીચ ને પાપી પલીત છે. તે ચંડાલ એક બુરામાં બુરો ખુની છે !"

"ખુની !" કેટી હવે છેડાયલી નાગનની માફક મેબલના

આંગ ઉપર ધસી જઈ બોલી, "ઓ ચુપ, હયાનતી દદા ! ચુપ ! નહીં તો—"

"તે લીઝીનાં ખાવીંદનો ખુની છે–તેજ લીઝી કે જે ડયુક ઓફ ગ્રેશમવાળી પાર્ટીમાં તારા ઝુલ્મી બાપનો ભોગ થઈ પડી મોતમાં સુતેલી છે. તેણે એ ખુન તે બુઢ્ઢાના બદનમાં સુઈયાથી ઝહેર ફેલાવી કીધું હતું, અને તે દેખાવ જોતાંજ તારો તે પલીદ બાપ નાટકશાળામાં બેસુદ્ધ થઈ ગયો હતો ! એહંકારમાં મરી રહેલી છોકરી-ખુદાના કસમ પર કહુંછ કે એ વાત સાચી છે !"

નાટકશાળાનાં દેખાવાનું ભાન થતાંજ કેટી, નિસોશ બની પાસેની બેઠક ઉપર ફસડાઈ પડી. થોડીક વધુ મીનીટો ચુપકીદીમાં પસાર થઈ. પણ પછી પોતાના બાપને થતું આવું નીચ અપમાન મગજે ધસી આવતાંજ કેટી એક છલાંગ સમેત પાછી ઝબકી ઉઠી અને ઓરડો ધ્રુજે તેવા જબરદસ્ત સાદે બોલી—

"દગાખોર ઓરત ! ખામોશ ! તારી સડેલી જીભના ટુકડે ટુકડા થઈ જશે ! મારા વાહલા પપાને વગોવવાનું એકદમ બંધ કર. તું જુઠી છે ! તારી નીંદાખોર વાતો તદન બનાવટી છે !"

"નહિ, નહિ, ઓ ! ખુની બાપની ભાન ભુલી છોકરી ! મારી પાસ મારા બોલવાની પુરતી સાબેતી છે. તું તારા બાપનો ભયાનક ભેદ જો મુદ્દા પુરાવા સાથ જાણવા માંગતીજ હોય, તો આવ, મારા ઓરડામાં ! અને જો કે તારો બાપ આ દુન્યાનો કેવો મોટો આઝાબ છે–ઇનશાન જાત માટે કેવો બુરામાં બુરો શ્રાપ છે."

મેબલ એવા તો જુસ્સાથી બોલી કે કેટીને લાગ્યું કે તે ઓરત સાચ્ચું બોલતી હતી. પોતે ગમે તેટલી ગુસ્સામાં હોવા છતાં કોણ જાણે શું બી બાતેનના જુસ્સાને આધીન થઇ મેબલની એક આંગળીની ઇશારતથી તેણીની પાછળ કેટી ગુપચુપ તેણીના ઓરડામાં દાખલ થઇ !

તુરતજ મેબલે પોતાનાં ઓરડાનો દરવાજો અંદરથી બંધ કીધો.



## પ્રકરણ ૨૭ મું.



## હેરીસન ખાનદાનની આલઓલાદને જડમુળથી ઉખેડી નાખવાના કસમ ઉપર અમલ !

લગભગ બે કલાકની છુપી મસલત, ખાનગી ગુફતેગુ અને અંગત તપાસ પછી મેબલનાં ઓરડામાંથી જ્યારે કેટી બહાર નીકળી ત્યારે તેણીનો ચહેરો ચાદર જેવો સફેદ પડી ગયલો હતો. આગલી ખુબસુરત મગરૂર અને તુમાખી કેટીનો તે ઓળો વટીક હતો નહિ. તેણીની આંખ્યો લાલ બોટાં જેવી બની સુજી આવી હતી. ખુલ્લું માલમ પડી આવતું હતું કે કમનસીબ કેટીએ મેબલનાં ઓરડામાં ગુજારેલા બે કલાકો નવધાર આંસુઓ રેડવામાંજ પસાર કીધાં હતાં. તેણીનો દેખાવ લેવાયલો, લુટાયલો અને રડમશ બનેલો દેખાતો હતો. તેણીના તનબદન ઉપર એવાં તો જાલેમ દુખનો મસ્ત મોટો ડુંગર તુટી પડયો હતો, કે જે આગલી જવાન બ્યુટીફુલ કેટી રહીજ હતી નહિ બે કલાકમાં તેણીની ઉમરમાં એકાએક આવી

પડેલાં દુખથી ગોયા બે દાહેકાઓનો વધારો થયો હતો. તે ધીમાં પણ લડડતાં કદમે પોતાના ઓરડામાં દાખલ થઇ અને સોફા ઉપર "ઓ ખુદા !"નો જીગરતોડ પોકાર કરતી ફસડાઇ પડી.

"દગો, દગો ! ઓ લોર્ડ ! ! મારા પોતાના બાપનો દગો ? હું કેમ તે સહન કરી શકું ?" તેણી એકલે જીવે જાણે હવા સાથ છાતી ચીરી નાખનારી તકરાર કરવા પડી—"જે સાબેતી મેબલે મારા હાથોમાં મુકી તે તદન સાચ્ચી છે, મને સહેજબી શક રહયો નથી. હેરી મારશલ અને લોર્ડ હેરીસન એકજ છે. મેબલે મારી આગળ રજુ કીધેલા બંને ફોટોઝ અને તે હેઠલ લખેલાં બંનેનાં નામો ઉપરથી ખુલ્લુ માલમ પડી આવેછ ! આ બાદશાહી મકાન, આ સુંદર રાચરચીલું અને જરજવાહીરો, અને મારા કીમતી પોશાકો ઉપર મારો હવે સહેજ પણ હક નથી ! ઓહ—શરમ ! શરમ ! મારા પપા મારાં મમ્મા સાથે લગનનાં ગાંઠથી જોડાયા તે અગાઉ બીજી કોઇ મેરી નામની ઓરતના હકદાર ખાવીંદ હતા ! જીવતી ઓરત ઉપર બીજી ઓરત કરવાના ગુનાહ માટે એવણ તકસીરવાર છે ! માઇ ગોડ ! ! હવે અમારૂં શું થશે ?"

આ પળે તે દુખી અબળા નવધાર આંસુએ પાછી રડી પડી. તેણીને થોડીજ ખબર હતી કે મેબલ તેજ ઓરડામાં છુપાએલી તેણીનો એકેએક મોટેથી ઓચરેલો બોલ સાંભળતી હતી !

"બસ, આ મકાન સદાનું છોડી જવા સીવાય બીજો રસ્તોજ નથી ! હું એવાં દુરદરાજ શહેરમાં જાઉં કે જ્યાં

માતાને અને અમો બંને બેટીઓને થએલો ગેર ઇનસાફ સદંતર ભુલી જવાય ! ઓ મારી મગરૂરીને આપ કેવો જાલેમ ફટકો !"

કમનસીબ કેટીએ બંને હાથોએ બેહદ નીરાશી વચ્ચે પોતાનું કપાલ કુટયું. કયાં જવું તે બી તેણીને સુજતું નહિ હતું. તેણીએ પાછી પોતાની રડમસ સોલીલોકવી આગળ ચલાવી—

"ઓ, હું કયાં જાઉં ! કોણની સાથે જાઉં ? ઓ, કોણની માયા ભરી પનાહ હેઠળ મારી રખડતી જીંદગીનો આશરો શોધું ? હું કયાં રખડશ ? ઓ, મારી કલેરાનું હવે શું થશે ? ઇનસાફનાં બાપ–મને તારો મદદનો હાથ આપ ! મારી મગરૂરી અને મારી તુમાખીનો, ઓ ખુદા, તારી તરફનો આ જો બદલો હોય તો તે વાજબી છે ! હું ગરીબો તરફ એટલી બધી તો જુલમગાર બની કે મારા જાનનાં બચાવનાર જોન ડેલ તરફ સીતમગાર બની ! કુદરત તરફનાં ફટકાની સજાવાર બની. કુદરતે બક્ષેલી દોલતનાં ડુંગર ઉપર સુખ અને આરામમાં હું એટલી બધી તો હું ફુલી કે મને પેદા કરનાર બાપને પણ ભુલી ! પણ હવે બસ–થઇ ચુકયું ! હકદારનો હક હું મારા હાથે લુટવા માગતી નથી. ઓ ! એ નસિબવંત હકદાર કોણ છે, તે બી હું જાણતી નથી !"

કેટી વધું બોલી શકી નહિ. તેણીને લાગ્યું કે તેણીનાં તન બદનનાં કકડે ભુકલા થઇ જતા હતા; તેણીનાં એક વારનાં દયાહીણ જીગરનાં ટુકડે ટુકડા થઇ જતા હતા ! અખુટ દુખની મારી તે સોફા ઉપર ઉંધે મસ્તક પડી.

"બસ મારી ફતેહ છે ! મારી માતા પોતાની કબરમાંથી હમણા જય પોકારતી હશે !" મેબલ પોતાની સંતાવાની

જગ્યા પરથી કેટી તરફ દયાહીણુ નજર ફેંકી હોઠ પીસીને મન સાથ બોલી–"આય પાજી બીજાજી છોકરીનાં તનબદનની રગેરગમાં મેં કાતીલમાં કાતીલ ઝેર ફેલાવી દીધુંછ! હવે મારી તરફ શકની નજરથી જોનાર પેલી મીંઢી દદા કેનેથને પણ મારા માર્ગમાંથી સદાની દુર કરૂં!"

જાણે કંઇજ બન્યું નહિ હોય તેમ કીનાથી ઠસઠસી રહેલી તે વેરસી ઓરત હવે સોફા ઉપર ઉંઘે મસ્તક પડેલી કેટી આગળ આવી અને ત્યાં આગળ ઘુંટણીએ પડી, ધીમાં પણ મકકમ સાદે પણ કેટી સાંભળે તેમ માયાથી તેણીનાં માથાનાં સુંદર વાળો પસવારતી બોલી—

"કમનસીબ કેઠરીન! સાવધ થા! ના હિંમત અને ના ઉમેદ ના બન. તારા બાપે તારી માતા અને તમો બંને બેટીઓને દીધેલો દગો જાણવા પછી તારા બાપનો આશરો છોડી જવામાંજ તારૂં ખરૂં ઇનશાનીયતપણું છે."

"અરે પણ હું કાંહ જાઉં?–કેમ જાઉ? કોણ સાથ જાઉં? મારી કલેરનું શું થશે?"

"મારી વ્હાલી કેટી, તને આ મકાનમાંથી કેમ નસાડવી અને કોણ સાથે નસાડવી તેનાં હું મજબુત ઠરાવ ઉપર આવીછ. જો સાંભળ–કલેરાને હમણા અહીંજ રહેવા દે! લોર્ડ હેરીસનને તદન એખલો હમણા મુકી જવામાં સલામતી નથી. બધી વાત બીચારી કલેરાને કરી તે બચ્ચાંને હમણાજ હેબ-તાવી નાખવાની જરૂરી નથી. હમણા બસ તુંજ પહેલે ચાલી જા! તારી નાસભાગની જીંદગીમાં સાથી તરીકે, અને સાચા સલાહકાર તરીકે મેં મીશ કેનેથને પસંદ કીધીછ. ચુપ! મને બોલતાં ના અટકાવ. જો સાંભળી લે, મીસ કેનેથને તારી સાથે

તારા બોમ્યા તરીકે આવવુંજ પડશે. હવે મીસ કેનેથને સમજાવવાનું તારૂં કામ છે. આ મકાનને તારે કાલે રાત્રે ૮ કલાકે મીસ કેનેથ સાથે છેલ્લી સલામ કરવી પડશે. હું તારી મુસાફરીની ગોઠવણ કરૂં તે આગમચ મીસ કેનેથ સાથની ગોઠવણ તું પુરી કર."

મેબલ એક પણ વધુ બોલ બોલ્યા વગર, અને કેટીનો જવાબ સાંભળ્યા વગર, તે ઓરડો છોડી ગઇ. તેણીનાં જવા પછી કેટીએ મીસ કેનેથને બોલાવી મંગાવી. તે બંને બાનુઓ બંધ ઓરડામાં લંબાણુ વાતચીત કરવામાં રોકાઇ ગઇ. કેટીએ ડચકાંઓથી ગુંગળાતી છાતી વચ્ચે, અને રડમશ ચહેરે પોતાની તમામ ખરી સ્થીતિ મીસ કેનેથ આગળ પોતાની મગરૂરીને બાજુએ મુકી, સહેજ પણ અચકાયા વગર ખુલ્લી કરી દીધી. દુખભરી કાહણી ઉંચા દમે મીસ કેનેથે ધીરજથી અને દીલસોજીથી સાંભળી.

"હું તઇયાર છું." મીસ કેનેથ કેટીનો છેવટનો ઠરાવ સાંભળી વફાદારીથી ઉભરાતી છાતીએ બોલી. "મારી ભલી પણ કમનસીબ બાનું! હું હમણા સુધી તારા સુખમાં હતી, મારી તરફની તારી વર્તણુંક માયા ભરી હતી—તો હવે તારાં દુખની ભાગ્યન થવામાં હું સહેજબી પછાટ પડું તો દુન્યાભરની લ્યાનતનો વરસાદ મારી ઉપર વરસે! મીસ હેરીસન, તારી સાથે દુન્યાના બીજે છેડે પણ આવવાને તઇયાર છું."

"થેંકયુ—કેનેથ, મારાં જીગરથી હું તારી ઉપકારી છું!" કેટી એટલુંજ બોલી શકી. માનીતા હેરીસન પેલેશ જેવાં આલીશાન મકાન અને તેમનાં દરેક વઇભવને છેલ્લી સલામ કરતાં તેણીની નાજુક છાતી ભરાઇ આવી હતી.

ગીસ કેનેથ પોતાની ભલી બાઇની ખરી સ્થિતિ જાઇ તે તે ઓરડો છોડી ગઇ. તેણીએ જોયું કે રડવાથી દુખી બાનુની છાતી ખુલ્લી થવા સાથે તેણીનાં મનને મલનાર હતી. વળી હેરીસન પેલેસને છેલ્લી સલામ કરવ તેણીને તઇયારી કરવા માટે થોડાંજ કલાકો બાકી રહયાં

મીસ કેનેથ ગયા પછી તરતજ તે એકવારની દુ બાનું ત્યાંજ ગુંઠણુમંડયે દુખનાં આંસુઓ સાથે રડતી ફ પડી. ખુદાને પહેલ વહેલો ખરાં જીગરથી તેણીએ યાદ

"મારા પરવરદેગાર !" તેણીએ ડચકાં ખાતાં અ ગમ જોઇ પોકાર્યું—"આવી નાલેસીમાં એક ઉંચ ઉ ત્યાં એશઆરામમાં મારો જન્મ આપવાં કરતાં મ આબરૂદારે મુંફલેસ ભિખારીની ઝુંપડીમાંજ તેં પેદા કાં કીધી ? તેમ હતે તો હું આજે ત્યાં કેવી સુખી અને ર હતે ! આવી નામોશી અને ખેજાલતથી હું કેવી દુર ર

પાંચેક મીનીટ ઝાર ઝાર રડીને દીલ ખાલી કરવા તેણીએ પોતાની લાલ ટસ આંખ્યો નુછી નાખી અને ખાર ખડી બેઠી—

"એક પળ પણ મારે હવે આ પાપી મકાનમાં જોઇએ નહિ. તેમજ મારે અહીંથી એક વાલની વીટી ચીજબી સાથે લઇ જવી જોઇએ નહિ." તેણી દબાયલા ર હાંફતા હાંફતા બડબડી. "હું ભુખે મરશ, ભીખ માગશ આ મારા બાપની હરામની દોલતને હરગેઝ અડકશ મેબલ કેહછ તે બરાબર છે ! કલેરને હમણાં અહીંજ જોઇયે. બીચારાં એ બચ્ચાંને મારી સાથ દલદેસરીમાં હુ ખેંચી જાઉં ?"

અચબુચ ઉઠીને તેણીએ ખાણામાંથી પેલો પ્યારો ફોટોગ્રાફ પાછો ખેંચી કાહડયો—અને તેને જોઇને વળી પાછાં ગરમ આંસુઓ ખેરવવા પડી—

"ઓ જોન ! વ્હાલા જોન ! મારા જુલ્મી બાપને ખાતર મેં તુંને કેવો ગેર ઇનસાફ કીધો. તારો એકેએક બોલ ખરો પડયોછ !" તેણીએ દુખથી પોકાર કર્યો. "તેં મારી આંખ આગળનો અંધાપો ઉંઘાડવાની ઘણીબી કોશેશ કીધી—પણ હું ભાન ભુલીએ તારૂં કેમ માન્યું નહિ ! તેં મારી જીંદગી બચાવીછ તેનો બદલો હું કેમ વાળશ ! અરે, મારા હીરા, તારી બાહદુરી ને ભલાઇ હું કેમ ભુલશ ?"

પ્રેમઘેલી આ પુટલીએ તે પીકચરને પોતાના હોઠ સાથ દાબી તે ઉપર ખરી મોહબતનાં અને અઠાગ ઉપકારી લાગણીનાં ગરમ બેચાર આંસુઓ ટપકાવ્યાં.

"ઓ જોન ! તું ધારેછ તેટલી હું બુરી નથી-પણ મારી ખોટી મગરૂરીએ મને ભુડી બનાવી ! મારા પ્યારે મને પાછી ભલી બનાવીછ ! બસ હવે બધું ખલાસ ! હવે વીલાપ કરવો ફોકટ છે ! ઓ મારા પ્યાર, મારાં સુખ અને મારાં આરામ તમુને છેલ્લી સલામ !"

તેણીએ એક નાની દુખથી ચીસ પાડી. આટલો વખત મેબહ્વે ભરાઇને બધું સમજ્યા કીધું હતું—હવે તેણી બહાર આવી. કેટીને દીલાસો દેતાં તે સખત હઇયાંની છોકરીનાં દીલમાં ખચીત જરા દયાબી આવી, પણ તરત પોતાની મરનાર માતા યાદ આવવાથી તેણીએ પોતાનું દીલ પાછું સખત બનાવ્યું.

મેબલે જ્યારે કેટી તરફથી જાણ્યું કે મીસ કેનેથ પોતાની ભલી બાઇની દુખમાં શરીક થવાને, અને તેણીની સાથે ભટકતી જીંદગી શરૂ કરવાને તઇયાર બની હતી, ત્યારે તેણી ખરે મને ખુશી થઇ. મેબલ અને મીસ કેનેથે આવતી કાલે રાત્રે આઠ વાગે શરૂ થનારી મુસાફરીની તઇયારી એવી તો સીફત અને ચાલાકીથી કરી રાખી કે કલેરાનાં કાનને તેનો સહેજ પણ સંસારો પડયો નહિ હતો.

આ સરજતની સઘળી સાંકળ હતી. કેટી ખરેખર સરજતની સુંદરી હતી.

મેબલે મુસાફરીની સઘળી તઇયારી છુપાછુપ કીધા પછી પોતાનાં ઓરડામાં ભરાઇ અને અંદરથી બારણું બંધ કરી લખવાની ટેબલ આગળ બેઠી. થોડીક મીનીટોનાં ખ્યાલ પછી ત્રણ ચીઠ્ઠીઓ તેણીએ બોલ બોલતામાં ચીતરી કાહડી. પહેલી ચીઠ્ઠી ઓલ્ડ કેશલની પોલીશના વડા ઉપર ચીત્રી કાહડી હતી. જે નીચે મુજબ હતી—

"પ્યારા સાહેબ, મને ઘણી છુપી બાતમી મળી છે કે આજે રાત્રે હેરીસન પેલેસમાં કંઇ કરપીણ કામ થનાર છે, માટે ખુબ ખબરદાર રહેવું. તમો એક એવાં મોટા માણસને ખુની તરીકે જાહેર કરી શકશો કે કોઇને સ્વપ્ને વટીક ખ્યાલ નથી. આવતી કાલે રાત્રે અગીઆર વાગતા સુધીમાં તમે હેરીસન પેલેસની મુલાકાત લેશો તો કંઇ નવુંજ જાણવા પામશો, અને તમારી કીર્તી આસમાને પહોંચશે. મારા નામની તમને જરૂર નથી, હું હેરીસન પેલેસથી ઝાઝી દુર નથી!—"

બીજી ચીઠ્ઠી જોન ડેલ પર હતી જે તેણીએ કેટીનાં નામે લખી હતી, તે નીચે મુજબ હતી.

"આવતી કાલે રાત્રે નવ વાગે હું તમુને ડીપવોટરનાં
રોવરનાં લાકડાંનાં પુલ ઉપર મલવા માગું છું. હું ઘણીજ
'કટમાં છેવું તેથી તમારી સાથે ખાનગીમાં થોડીક વાત કરવા
ાગું છું. આ એકાંત જગો પસંદ કરવા સિવાય મારી પાસે
.જો ઇલાજ નથી. ત્યાં તમે આવશો એવાજ ભરોસાથી હું
ભયાનક જગો પર આવવાની હિંમત કરૂં છું. આ ચીઠ્ઠીની
ત આપણે બે અને ખુદા સિવાય બીજું કોઇ જાણે નહિ.

**કેટી હેરીસન.**

ત્રીજી ચીઠ્ઠી લોર્ડ હેરીસન ઉપર હતી:—

"મારા લોર્ડ-તમારી સર્વેથી વ્હાલી બેટી પોતાની
ાફરીને ઠોકડે મારી, હેરીસન ખાનદાનમાં માન પામેલાં
હીને નામોશીનાં ગારમાં હોમાવતાં આજે રાત્રે સાડા દશને
મારે ડીપવોટરનાં સરોવરનાં પુલ ઉપર તમારા હડહડતા શતરૂ
ને ભિખારી જોન ડેલને મલવા જનાર છે, અને તમારી
ા તમારા ખાનદાની હોરમતને છતી આંખે આંધળી બની
શ કરનાર છે:—

**"તમારો ખેરખાંહ."**

મેબલે લખેલાં આ ત્રણુે કાગલો તેજ જગ્યાએ છુપા-
ાં કે જ્યાં તેણીની માતા લીઝીની તસવીર પડી હતી. ચીઠ્ઠીઓ
ા કીધા પછી કીનાના અંગારમાં ખળખળી જતી તે ઓરત
.લ ઉપર પોતાનું માથું નાખી પડી. થોડીક પળો પછી
ાનાં વિચારમાંથી ફારેગ થઇ તેણી પોકારી ઉઠી:—

"ઓ, જે બહાદુર જવાને મારી મરતી માદરને મદદનો
ા આપ્યો તે ઉપર મારો હાથ કેમ ઉંચકી શકું ? પણ-નહી !

હું લાચાર છું ! બીજો છુટકોજ નથી--એ સિવાય મારી પાસે બીજો ચારો નથી. કીના ! આહ, બસ જણુન કીના સીવાય આ જગમાં બીજો કોઇ મારો પ્યાર નથી. જોન ડેલની જીંદગીની સરજત મારાજ હાથે ખતમ થવાની હશે તો ખુદ કુદરત પણ મને અટકાવી શકશે નહિ. અગર જો જોન ડેલ મારા હાથથી છટકયો તો હું એમજ જાણુશ કે મારી મરતી માતાનાં કીના માટે તવળતો મારો આ જાન સુળીએ લટકવાને માટેજ સરજાયલો છે !"



## પ્રકરણ ૨૮ મું.

**"દીલે ગાફીલ ના હો એકદમ–આ દુન્યા છોડ જાવું છે;**
**બગીચો છોડ કર ખાલી–ઝમીન અંદર સમાવું છે!"**

બીજા દિવસની તે સાંજ હતી. મેબલ આજે મોટી ગડબડ સડબડમાં સવારથી પડી હતી તેણીએ અનેકવાર કેટીનાં કાનો ઉપર પડી ધુસધુસ કીધી હતી. કલેરાએ જોયું કે મેબલ અને કેટી બેહદ ઉશ્કેરાએલી હાલતમાં હતાં.

એક બહેનનાં વહાલથી કલેરાએ કેટીને ઘણાબી સવાલો કીધા પણ વડી બહેન અજબ જેવી રીતે મુંગી મંતર બની ગઇ હતી. તેણી જો જવાબો દેતી તો તે ઉડાવનારાજ હતાં, એમ સમજી લેતાં કલેરાને મુશ્કેલી નડી નહિ. કલેરાને કાને પણ કેટીના ઓરડામાંથી જોન ડેલનો ફોટો મલી આવવાની બિના આવી હતી. એ માટે પણ તેણીએ કેટીને અનેક સવાલો કીધા હતા, પણ વડી બહેન તરફથી મનમાનતો જવાબ

મળ્યો હતો નહિ. કલેરાએ પણ જોઇ લીધું હતું કે કેટી અને મેબલ વચ્ચે દિવસો થયા અજબ "ધરૂપરૂ" ચાલી રહ્યું હતું–જો કે મેબલે કલેરાને તે માટે કશો સબબ આપ્યો હતો નહિ. તો પણ લોર્ડ હેરીસનની આ નાની બેટી મેબલને કંઇ કુદરતી રીતે ધીક્કારતાં શીખી હતી. તેનો સબબ તે પોતે પણ સમજી શકતી હતી નહિ. તેણી મેબલ સાથે કદાચજ વાત કરતી, અને કરતી તો તે જરૂર જોગીજ હતી.

સાંજે સાત વાગતાથી મેબલ લોર્ડ હેરીસનના ઓરડામાંજ રોકાયલી હતી. પાર્ટીમાં જવા માટે લોર્ડ હેરીસન માટેની તઇયારી કરવાની સઘળી જોખમદારી, બાપ અને વડી બેટી વચ્ચેના રીશામણાના સબબે, મેબલને માથે આવી પડી હતી. લોર્ડ હેરીસનને સઘળાં કપડાં મેબલેજ કાઢી આપ્યાં હતાં, અને લોર્ડ હેરીસનને પાર્ટીમાં મોકલવાની ગોઠવણ તેણીએજ કીધી હતી.

નાની બેટી પોતાનાં પીતાને તે આખા દિવસમાં અનેક વાર મલી હતી. તેણીને લોર્ડ હેરીસને કેટી માટે પુછ્યું હતું–જેનાં જવાબમાં ભલી કલેરાએ તેણીનું માથું દુખવાનું બાહણું આગળ કરયું હતું !

લોર્ડ હેરીસન પોતાના પેલેસમાંથી એક કીમતી મોટર-કારમાં લંડન જવા ઉપડી ગયો, ત્યારે બરાબર ૭ વાગાનો અમલ હતો. તે લંડન ઘણી ઉલટથી ગયો હતો, કેમકે મેબલે તેને દરેક રીતની ફતેહની આશા આપી હતી. તેનાં જવા પછી મેબલ લોર્ડ હેરીસનનાં ઓરડામાંજ ભમતી રહી. કેટી પોતાની નાદુરસ્ત તબીયતનું બાહણું કાઢી પોતાનાં ઓરડામાં જલદીથી બીછાને ગઇ હતી. કલેરા અને મીસ કેનેથ જો કે ખાણાની

ટેબલ ઉપર બીરાજ્યા હતાં, તો પણ તેઓએ ખરી ભુખે ખાધું નહિ. લોર્ડ હેરીસન અને કેટી વચ્ચેનાં ટીપોટમાનાં તોફાનથી તેઓનું દીલ પણ રંજીદા થઇ ગયું હતું. જેથી આ બંને બાનુઓ પણ પોતાનાં સુવાનાં ઓરડામાં ખાધા પછી તુરતજ ચાલી ગઇ હતી, જ્યારે નોકરો પોતપોતાને ઠેકાણે પડી વાતો ચલાવતાં રહયાં હતાં.

ડીપવોટરનો સરોવર "હેરીસન પેલેસથી" જો કે થોડોજ દુર હતો, પણ તે ઘણો એકાંત જગ્યાએ આવેલો હતો. એ દીશાએ અનેકવાર ખુનો થએલાં હોવાથી તે ખરેખરી રમણ્ય જગ્યા ઓલ્ડ કેશલનાં લોકના ધીકકારમાં આવી પડી હતી. આ "ડીપવોટર લેક" માટે વર્ણા એવો પણ વહેમ ચાલી રહયો હતો કે સાંજે સાત વાગા પછી ખુનીનો ભોગ થઇ પડેલી એક જીપસી ઓરત પોતાની કબર છોડી તે સરોવર આગળ ભમતી હતી, અને તે તરફથી જનારાઓને બીહવડાવી તેણી પાણીમાં ફેંકી દેતી હતી! આ વહેમ ઓલ્ડ કેશલનાં જુના કાળથી વંશપરંપરા ચાલી રહયો હતો. આ સબબે પણ "ડીપવોટરની" ખરેખરી દીલકશ જગ્યા લોકો માટે બહુજ દેહેશતનાક થઇ પડી હતી. આવી ઉજડ અને બીહામણે ઠેકાણે કેટી પોતાને મલવા માગતી હતી એ ખ્યાલ કરતાં જોન ડેલ કમકમવા વિના રહયો નહિ.

કેટીની ચીઠ્ઠી મલતાંજ વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ જોન ડેલ ચોંકયો હતો—અને અનેક ખ્યાલમાં પડયો હતો. તેણે અનેકવાર ચીઠ્ઠી વાંચી—અને તે વાંચતાં તેનું દીલ ઘણું ડગમગ્યું. પણ કેટી જેવી મગરૂરીની મહારાણીનાં હુકમને નાફરમાન થવાને તેનું દયાળુ જીગર ચાહ્યું નહિ. ચીઠ્ઠીમાં

લખવા મુજબ તેણે એ બિનાથી સર્વને–ખુદ પોતાની માતાને બી–અણુજાણુ રાખ્યાં.

"કેટી શું કહેવા માગતી હતી ?" આ સવાલ તેને ડીપવોટર તરફ પોતાનાં કદમ ભરતાં સેંકડોવાર પોતાના મનને પુછયો હતો. તે ત્યાં પહોંચ્યો ત્યારે કેટીએ ઠેડવેલો વખત લગભગ પુરેપુરો થવા આવ્યો હતો. ડીપવોટરનાં પુલના મુખડા આગળ તે ઉભો, તેજ પળે ઓલ્ડ કેશલનાં મોટાં દેવલનો લોખંડી ઘંટ ઠોકાયો. આ નાદ તેને કાને પડતાંજ પોતાની આંખો ચોળી તે પોતાની સામે એકી ટગરે જેતો ઓસતવારીથી ઉભો. ડીપવોટરનો પુલ આગલા કાળથી લાકડાનો બનાવેલો હતો, અને તેની રેલીંગ ઉંચાઇમાં ફકત કમર સુધીનીજ હતી.

રાત અંધારી કાળી હતી–તેટલીજ બીહામણીબી હતી. અનેક વાર જેનને લાગતું કે ઓલ્ડ કેશલની ખુબસુરત મહારાણીનાં નાજુક પગલાં તે દુરથી સાંભળી શકતો, પણ આખરે તે ધખારો સાબેત થતો હતો.

અંતે તેને બળતાં ફાનસનો કાંઇક ચળકાટ આબાદ જોયો. એજ કેટી હતી એમ સમજી લેતાં તેને અજબ ઉલટ આવી. જે આકારને તે કેટી સમજ્યો હતો તે આકાર જ્યારે તેની સામે આવી ઉભો ત્યારે તે બે ચાર કદમ પાછળ હટી ગયો, અને જુસ્સાથી બુમ મારી પડયો—

"તું કોણુ છે ? કેટીનાં નામે મને ઠગવાનો શો સબબ છે ?"

"તું જોયછ કે હું એક સ્ત્રી છું, જેન ડેલ !"

"સ્ત્રી ?" જેન ડેલે ધીક્કારથી ભવાં ચઢાવી કહયું,

"ઓના રૂપમાં તું કોઇ બદખસલત બળા છે! બોલ, તું મારી પાસથી શું માગેછ?"

"તારો જાન!" મેબલે ઠંડે પેટે જવાબ દીધો.

જોન ડેલ ચમકયો. તે સહેજ ગભરાયો. આ તે શી આફત હતી તે તે સમજી શકયો નહિ.

"ઓરત! તારી ઠગબાજી ખુલ્લી છે! તું આજે દેખઇતું કાંઇ ભયંકર તરકટ રમીછ—"

આમ બોલી જોન એકદમ તેણીની અડોઅડ ધસી ગયો. પણ આણીમેર તે ખુન પર ચઢેલી ઓરત પોતાની તઇયારીમાંજ હતી! પોતે જોન ડેલની નજરમાં ઓળખાઇ આવવાની પળ નજદીક જોતાંજ મેબલે પોતાના જમણા હાથમાં રૂમાલ મધે છુપાવેલી એક રીવોલવર ખેંચી કાઢી અને આબાદ નેમ ટાંકીને ફોડી. ગોળી જોન ડેલનાં જમણા હાથમાં લાગી અને બોલબોલતામાં તેમાંથી લોહી વહેવા લાગ્યું. તે પાછલ હઠી ગયો. લોહીથી જખમી થએલો હાથ પુલનાં લાકડાની રેલીંગ્ઝ સાથે ટેકવી હિંમતથી તે કાંઇ બોલવા જતો હતો, તેજ પળે તેણે જોયું કે તે ખુની ઓરતની રીવોલવરમાંથી બીજી ગોળી છોડવાની તઇયારી કરતી હતી. પોતાને ગોળીથી બચાવી લેવા જોન ડેલ એક આંચકો ખાઇને પાછળ હઠયો. પણ તે પળે સમતોલપણું ખોહી દેવાથી એક મોટી બુમ સમેત તે બહાદુર જવાન સરોવરનાં ઉંડા પાણીમાં ઉઠલાઇ પડયો, અને બીજીજ ઘડીએ રોહ સાથ ધસડાવા લાગ્યો. મેબલનાં પણ ગભરાટનો પાર હતો નહિ. આ ઓચીંતા બનાવની તેણીએ સ્વપ્ને પણ વકકી રાખી હતી નહિ.

ત્યાં વધુ વાર થોભતાં આ ઓરત કમકમી—ખરાં જીગરથી

ાકમી. જે રૂડા ભલા જવાને તેની માતાને તેણીની જીવ સટો-
! પળે મદદ કીધી હતી, તેજ પરોપકારી બહાદુર જવાનનો
મતી જાન આવી હીચકારી રીતે લેવા માટે કમકમાટની
ક્ષણુ ધ્રુજણી તેના આખાં દીલમાં ફરી વળી. તેણીએ
તાનાં હાથમાંથી રીવોલવર પુલની નજદીક જમીન પર
|કકારથી ફેંકી દીધી, અને પછી પીઠ ફેરવીને પવન વેગે
ાંથી નાઠી.

મેબલ કોઇનું પણ ધ્યાન ખેંચ્યા વગર હેરીસન પેલેસમાં
ખલ થઇ. તેણીના આવવા જવાનો કોઇને પણ સંસારો
ીક માલમ પડયો નહિ હતો. તે પોતાનાં ઓરડામાં કોઇના
ગુ શક વિના દાખલ થઇ અને બિછાના પર પડી.

દીલનાં અજબ ડંખ સાથે મેબલ બીછાનાં ઉપર પડી.
ણુ આજે તેણીની સરજત ઉંઘવાની હતી નહિ. તેણીનાં
ારડાનું બારણું બાહેરથી બેહદ જોસમાં ઠોકાયું. દરવાજાનાં
કાવા સાથે લોર્ડ હેરીસનનો ઝનુની અવાજ તેણીનાં કાનને
ાવી જોશથી અઠડયો. આવો ભયભીત અવાજ તેણીએ કદી
ણુ સાંભળ્યો હતો નહિ. તે પીતુરી ઓરતબી હવે ઠરઠર
જવા વિના રહી નહિ.

"મેબલ! મેબલ! મેબલ!" લોર્ડ હેરીસને દિવાનાં
નુનથી દરવાજાને લાતો મારી પોકાર કીધો, "એકદમ દર-
જો ખોલ, નહિ તો આખુ મકાન આગથી બાળી ભસ્મ
રશ."

મેબલ પોતાના મગજને કંઇ શાંત બનાવી, જાણે હમ-
ાજ લોર્ડ હેરીસનનાં અવાજથી ભર ઉંઘમાંથી ઉઠી હોય
મ આંખો ચોળતી બહાર નીકળી.

"કોણ? મારા લોર્ડ!! બોલો સાહેબ—"

"ચુપ!" લોર્ડ હેરીસને બેહદ જોસથી પોકાર કરી તેણીને આગળ બોલતાં અટકાવી કહ્યું, "એક બોલ પણ વધુ બોલ્યા વગર મને કહે કે કેટી કયાં છે?"

"મારા લોર્ડ, તે પોતાનાં બીછાણા પર હશે!" મેબલે જેમ તેમ અવાજ ઠેકવીને જવાબ દીધો.

"ઓ નહિ! નહિ! ત્યાં તે નથી! તે બિછાણે ગઇજ નથી! બોલ, કેહ મને કે તે કયાં છે? જવાબ દે નહિ તો આ તારૂં ગળુ હું દાબી દેવશ. આખાં ઘરનું ખુન કરશ."

મેબલ લોર્ડ હેરીસનનાં જુસ્સાથી સહેજ પણ ગભરાવા વિના બોલી, "મારા લોર્ડ, તમો તમારાં ઓરડામાં બેસો; હું હમણા આવી. આખું મકાન ખોલી કાઢી તમારી પાસે આવુંછ. ખુદાને ખાતર શાંત થાવ."

મેબલની આ સમજાવતથી લોર્ડ હેરીસન એક પણ બોલ બોલ્યા વગર હાથ ઉપર હાથ અફાલતો પોતાનાં ઓરડા તરફ ચાલી ગયો.

દસેક મીનીટ પછી જાણે કંઇ જાણુતીજ નહિ હોય તેમ મેબલ પાછી લોર્ડ હેરીસન આગળ જઇ ઉભી.

"બોલ જલદી, કેટી કયાં છે?" મેબલને જોતાંજ લોર્ડ હેરીસને પાછો ઉશકેરાઇ પોકાર કીધો.

"મારા લોર્ડ, હું આખું મકાન ફરી વળી—પણ અફ્સોસ કે કેટીની સહેજબી નીશાન મળતી નથી. હેરીસન પેલેસનાં તમામ નોકરોને મેં જગાડવાનો હોકમ કીધોછ. હું ધારૂંછ કે તેઓમાંથી કોઇ કેટીનો પત્તો આપશે! પણ, મને

કહેશો સાહેબ, કે તમો પાર્ટીમાંથી એટલા જલદી પાછા કેમ ફરયા ?"

"બરાબર છે; નોકરો આવે તે આગમજ મારે તને સઘળું કહેવું જોઇએ. પાર્ટીમાં એક ખુબસુરત ઓરતે મને કાન ઉપર પડી કહયું કે "ઓ છતી આંખે આંધળા બનેલા બાપ, તારી વડી બેટીની હોરમતનો પાસબાન બન! આજે રાત્રે તારી એ પ્યારી બેટી ડીપવોટરનાં સરોવર ઉપર બદમાશ જોન ડેલને મળવા જનાર છે. માટે એકદમ પાર્ટીની મજાહ છોડી દે-ને તારાં મકાનનો રસ્તો લે." હું તરતજ મારતી મોટરે લંડન છોડી આવ્યો, ને મે અહીં આવતાને વાર આખાં મકાનમાં બેટીની શોધ કીધી. તો તે મને મળી નહિ. મેબલ, વધુ સાંભળ! મારી ટેબલ ઉપર અહીં આવતાંજ મને મળેલી ચેતવણીની મતલબની એક બીજીબી ચીઠી હાથ લાગીછ. બોલ, તે કોણ લાવ્યું, અને અહીંઆ તે કોણે મુકી ?"

પણ મેબલને આ સવાલનો જવાબ આપવાની દુખી ભરી ફરજમાં ઉતરવું પડયું નહિ. નોકરોનાં ત્યાં આવી ચઢવાથી મેબલને જવાબ આપવાની ફરજ પડી નહિ. લોર્ડ હેરીસન નોકરોને જોતાંજ પોતાની બેઠક ઉપરથી ઝનુની ચીત્તાની માફક ઉછળીને બોલ્યો:—

"ચંડાલ કમીના માણસો! મારા જાનથી જયાદા મારી બેટી કયાં છે? ખરૂં બોલો, નહિ તો તમારૂં એકકે એકનું ખુન કરશ."

નોકરો એટલાં બધાં તો ગભરાઇ ગયાં હતાં, કે તેઓ વાચા વિનાનાજ બની ગયાં. આ જોતાંજ લોર્ડ હેરીસન

દીવાનાં ઝનુનથી ઓરડાનાં દરવાજા આગળ ધસી ગયો. ર
ઢોંગથી તેના ડગલાની બાંહેને વળગી પડી અને રડતી અ
સાથે પોકારી ઉઠી:—

"ઓ મી લોર્ડ !! યોર લોર્ડશીપ ! ! ખુદાને ખાતર
અહીંથી બહાર ના જાવો. તમારો ગુસ્સો તમારા કાબુમાં •
મને ડર છે, કે તમો કોઇનું ખુન કરશો. ઓ કોઇ જા
અને કલેરાને જગાડો."

"ખબરદાર !" લોર્ડ હેરીસને નોકરોને જતાં અટ
પોકાર કીધો, "એક કદમ પણ આગળ ભરશો નહીં ! મે
એકદમ મારો હાથ છોડ. હું જો જોન ડેલનું ખુન નહિ
તો હું હેરીસન ખાનદાનનાં લોહીનો નહિ કહેવાઉં. ર
કેટી મને મળેલી ખબર મુજબ ડીપવોટર આગળ તે :
ળનેજ મળવા ગઇછ."

આટલું બોલી તે પોતાની બંને હાથની મુકકીઓ હ
ફેરવી આગળ પોકારી ઉઠયો, "હું ખુદાનાં કસમ ખાઇને
છું કે હું જયાં સુધી મારા હાથથી જોન ડેલનું ખુન !
નહિ, ત્યાં સુધી હું જંપીને બેસનાર નથી. મને પરિણ
સહેજબી દરકાર નથી."

એક મજબુત આંચકા સમેત સિંહ મિસાળ ઝનુન
ચઢેલો લોર્ડ હેરીસને મેબલનો હાથ છટકાવી નાખી, કોઇ
અટકાવવાની હિંમત કરે તે આગમચ દાદરની પગ
ઉતરી ગયો, અને અંધારી રાત વચ્ચે દિવાનશાળામાંથી
દીવાનાની માફક ડીપવોટર તરફ ધસી ગયો.

હેરીસન પેલેસમાં ટાંચણી પડવાનો અવાજ સં

તેવી શાંત ચુપકીદી પથરાઇ રહી. કોઇએ પણ તે જગ્યાએથી હીલવાની કે ચાલવાંની હીંમત કીધી નહિ.

અંતે મેબલેજ ચુપકીદી તોડી. "ઓ ! ખુન-ખુન-ખુન ! ઓ, કોઇ દોડો ! હીઝ લોર્ડશીપને કોઇ બચાવો ! તે જરૂરજ જોન ડેલનું ખુન કરશે ! ફાંસીથી તે કદી નહિ ડરશે. અરેરે, માઇ ગોડ ! ભલા ભોલા લોર્ડ હેરીસનની આ કેવી બુરી દશા !"

પેલેસના બુઢ્ઢા કારભારીને હવેજ ભાન આવ્યું કે જેમ કલેરાને ઉંઘમાંથી જગાડવાની તેમ ચાર ખડતળ નોકરોને લોર્ડ હેરીસનની પછવાડે દોડાવવાની જરૂર હતી. મેબલને ત્યાંજ પડતી મેલી તે કારભારીએ પોતાનો ઠરાવ અમલમાં મુકયો.

કલેરા હરણફાડ જેવી નાઇટ ગાઉનમાંજ મેબલ આગળ દોડી આવી. આ વેળાએ તેણીએ જોયું કે મેબલ ડચકાંઓ ખાતી હતી—અને હાય અફસોસનો ધુંવો બહાર પાડતી હતી.

"ઓ મેબલ ! મને કહે કે શું બનાવ છે ?" કલેરાએ ડઘાઇને મેબલને સવાલ કીધો.

ડચકાઓથી ગુંગળાતી છાતીએ મેબલે લખવાની ટેબલ ઉપર પડેલી ચીઠ્ઠી તરફ પોતાની આંગળી કીધી. કલેરાએ તુરત ટેબલ ઉપર પડેલી ચીઠ્ઠી પોતાના ધ્રુજતાં હાથમાં લીધી, અને ધક ધક છાતીએ તથા ઉંચા દમે વાંચી બુમ પાડી ઉઠી.

"ગુડ હેવન્ઝ ! મેબલ, મારી બહેનની આય કેવી નીચ નાલેશી ? મારી મગરૂર બેન રાતોરાત જોન ડેલની સાથ આવી રીતે આપણું ઘરબાર છોડી ન્હાસી જાય એ કદી પણ માની શકાય નહિ. આ ચીઠ્ઠી એક હડહડતું ખોટારૂં છે. લોર્ડ હેરીસનના કુટુંબને કચડવાનું આ એક તરકટ છે."

હવે મેબલે ડોકું ઉંચકી ટસ ટસ થતા ડોળાએ
ગમ જોયું. તેણીના ચેહરા ઉપર ખરેજ ભયભીત દ્
ફરી વળેલો હતો—

"તરકટ ? નહીં, કલેરા; એ તરકટ નહી, પણ
છે ! તેની આગ લોર્ડ હેરીસનનાં આખા ખાનદાનને
ભશ્મ કરશે–આ દુન્યાની રંગભુમી ઉપરથી હેરીસન કુ
એક સંગીન ભાગ સદાનો ખતમ કરશે."

"તું મેડ થઇછ, મેબલ ? આજે તુનેબી શું થ
મારી કેટ પોતાના હેરીસન ખાનદાનનો કદી પણ ન
લગાડશે નહિ. તેમ કરવા કરતાં મરવા વધું પસંદ કર

મેબલ તુચ્છકારથી પાછું એક ધાસ્તી ભર્યું હસી

"મીસ–એ તમારો કમનસીબ ધખારો છે ! મને
કહો–તમારી કેટી કયાં છે ? તેણી આજે રાતે બીછાણે
નથી. હમણા–આય ઘડીએ–તે બાઇ સાહેબનું નામ
આય આખા પેલેસમાં નથી !"

કલેરાના પગ આગળ જાણે એક બોંબ ફેંકયો હો
લોર્ડ હેરીસનની તે નાની બેટી ચમકી.

"ઓ, ત્યારે કેટી કયાં છે ?"

"જયાં જોન ડેલ છે, ત્યાં છે !"

મેબલ આગળ બોલી શકી નહિ. બુઢ્ઢો કારભારી
નોકરો ત્યાં ધસી આવ્યાં અને ખબર આપી કે લીઝ લો
પાછા દાદરની પગથીયો ચઢતા હતા. કલેરા પોતાના
મલવા દરવાજા આગળ ધસી ગઇ.

"બિલકુલ ખોટું !" લોર્ડ હેરીસન કલેરા અને

સાંભળે તેમ મોટેથી બોલી ઉઠયો, "ડીપવોટરની ભયભીત જગોએ એક ચલ્યું પણ મારી નજરે પડયું નહિ. ત્યાં નથી મારી કેટી, કે નથી પેલો બ્લેકગાર્ડ ડેલ."

આ પળે મેબલ લોર્ડ હેરીસનની પાછળ જાણે કંઇ બન્યું નહિ હોય તેમ ડોળા ફાડી ફાડી તે શાંત ઉભી રહી હતી. તેણીની આંખ્યો તારાની માફક ચમકી રહી હતી.

"સાંભળો," લોર્ડ હેરીસને આગળ ચલાવ્યું. "મને લાગેછ કે હેરીસન ખાનદાનને નામોશીના ગારમાં હોમાવવાની આ એક ભયાનક ઠગબાજી છે. હું ધારૂં છું કે કોઇ મુજી, કપટી, કીનાખોર જીગરની આ બધી ખુનખાર બાજી છે!"

"ઓ ખુદા! યોર લોર્ડશીપ! એ આય શું? તમારા કપડા ઉપર તો લોહીનાં ડાઘ છે!" મેબલે એકાએક મોટી બરાડ મારીને કહયું.

કેલેરા, બુદ્ધા કારભારી અને તમામ નોકરોએ મોટા ગભરાટ વચ્ચે જોયું કે ખરેખર મેબલે કહયું તે સાચ્ચું હતું! લોર્ડ હેરીસનના બરડાનાં નીચલા ભાગ ઉપર ખુલ્લા લોહીના ડાઘા જણાતા હતા.

આ દેખાવ બીચારી કેલેરા તામોશ કરી શકી નહિ. ધસક અને હેબતની મારી તે ભલી છોકરી મેબલ તેણીને અટકાવે તે આગમચ જમીન પર બેસુદ્ધ થઇ તુટી પડી.



## પ્રકરણ ૨૯ મું

### જુરીની 'વરડીકટ.'

આખું ઓલ્ડ કેસલ ગભરાટનું ધામ થઇ પડયુ જોન ડેલનું એકાએક ગુમ થઇ જવું, અને લોર્ડ જેવાં નામાકીત ઉમરાવનું ખુન સરખા માહ અપરાધમ પડવું-આ બે બનાવો સદાના એકાંત ઓલ્ડ કેસલને ગ મારવાને પુરતા હતા.

વળી અધુરામાં પુરૂં જોન ડેલ ગુમ થવાની રા હેરીસન પેલેસમાંથી લોર્ડ હેરીસનની વડી બેટી તેણીની કમ્પેનીયન મીસ કેનેથ ગુમ થવાની ચર્ચા ગઇ! અલબતાં જોન ડેલનાં ગુમ થવાની-બલ્કે પાછળથી પડયું તેમ તેનાં ખુન થવાની-ખબરથી તેની બુઝરોગ ડુમીલા તો બીચારી એકદમજ હેમત ખાઇને પછડા હતી. તે માતા પોતાનાં એક પુગ સપુતના મરણથી ઘેલી ગાંડી બની ગઇ હતી. ખુનવાળી રાત્રે કલેરાનાં થવાથી-અને આખી રાત દોલત તેમજ તબીબી વિદયા કરી શકે, તેટલું ચાલુ રાખ્યાં છતાં કેલેરા બેસુદ્ધીમાંથ નહિ થવાથી-ખુનવાળો બનાવ ગમે તેટલો બી ઢાંક કરવા છતાં પોલીસની જાણમાં આવવા પામ્યો હતો. બાબદ છુપી તો રહેતે નહીંજ-કેમજે તમે જાણો છો કે ખબર કેલેરાના બેસુદ્ધ થવા સાથેજ પોલીસને છુપાછુ ડવામાં આવી હતી!

જ્યારે પોલીસ કલેરાના બેસુદ્ધ થયાં પછી

કલાકમાં હેરીસન પેલેસમાં ધસી આવી, ત્યારેજ લોર્ડ હેરીસનને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું. પોલીસે લોહીથી ખરડાએલાં કપડાં સાથેજ તે ઉમરાવને પોતાને હાથ કીધો. કેફેરા લાંબો વખત બેસુદ્ધ પડીજ રહેવાથી લોર્ડ હેરીસન એટલો બધો તો ગભરાઇ ગયો હતો કે તેને લોહીથી ખરડાએલાં પોતાનાં કપડાં વટીક બદલવાનું ભાન રહયું હતું નહિ ! જ્યારે પોલીસે તેનાં કપડા પોતાનાં કબજામાં લીધા, ત્યારે તેણે ખુલ્લાં દીલથી એકરાર કીધો કે એક નનામા ખેરખાહની સહીની ચીઠ્ઠીથી તે એટલો બધો તો ઉશકેરાઇ ગયો હતો કે જોન ડેલનું ખુન કરવાનાં ઇરાદાથીજ ડીપવોટર તરફ ધસી ગયો હતો. પણ ત્યાં કોઇનો ઓળો વટીક નહિ જોવાથી હેરીસન પેલેસમાં પાછો ફરયો. તેણે ખુલાશો કર્યો કે લોહીના ડાઘો તેના કપડાં ઉપર કયારે અને કેમ આવ્યા તે તે પોતે કલ્પીબી શકતો નહીં હતો ! આ ડાઘો મેબલે જોયા નહીં ત્યાં સુધી તે ડાઘનો તેને સ્વપ્નો વટીક હતો નહિ.

પોલીસે ફકત લોહીના ડાઘ ઉપરથીજ લોર્ડ હેરીસનને જોન ડેલના ખુની તરીકે જાહેર કરવાની હિંમત કીધી નહિ. જોન ડેલનું ખુન કરવાનો સબબ, બલ્કે સબબો, લોર્ડ હેરીસનને મળ્યાં હતાં ખરાં—પણ ખુન તેણેજ કીધું હતું એ માત્ર લોહીનાં ડાઘ ઉપરથી સાબેત કરવાનું અશકત હતું. વધુ જુસતેજુ કરવાની મોટી જરૂર હતી. પોલીસે ડીપવોટર તરફ પોતાનાં કદમ ભર્યાં, જ્યાં ડીટેકટીવ ઓફીસરોએ બારીક તપાસ ચલાવી. પરિણામ પોલીસનો શક વધુ મજબુત થવામાં આવ્યું.

તેઓને ન ધારેલી ફતેહ મળી હતી. લોર્ડ હેરીસનની રીવોલવર ડીપવોટર આગળથી મળી આવી. આ છ ચેમબ-

રસની રીવોલવર ઉપર લોર્ડ હેરીસનનું ખુલ્લું નામ કોતર
હતું-અને તે માંહેલી બે કાત્રીજીસ ખાલી હતી. પોતાની
રીવોલવર આ જગ્યાએથી કેમ મળી આવી તે સંબંધને
ખુલાસો લોર્ડ હેરીસન પોલીસને આપી શકયો નહિ.
ખુલાશો કરી શકયો હતો તે માત્ર એજ હતો કે તે
ખેરખાહ' વાળી નનામી ચીઠ્ઠીથી એટલો બધો ઉશકેરાઇ
હતો કે પોતાની સાથે રીવોલવર વટીક લેવાને પણ
ગયો હતો, અને જ્યાં સુધી પોલીસે રીવોલવરના સંબ
ખુલાશો તેને પુછ્યો નહિ ત્યાં સુધી તેજ રીવો
તેની જગ્યા પર હતી કે નહિ તે જોવાનું તેને
વટીક રહ્યું હતું નહિ.

પોલીસે કીધેલી અગત્યની શોધને લગતી ખબર ર
કેસલમાં અને તેની આસપાસ ચોમેર ફેલાઇ ગઇ. હે
પેલેસના સઘળાં નોકરોએ જબાની આપી કે જોન ડેલને
મારવાનો પોતાનો કસદ હીઝ લોર્ડશીપે માત્ર આગલેજ
બાપોકાર મોટેથી જણાવ્યો હતો. આથી લોર્ડ હેરીસન
રનાં શકમાં લોકોનો વધારો થયો. પોલીસે એક કદમ અ
ભર્યું. ડીપવોટરનાં સરોવરમાં મરનાર જોન ડેલની લાશ
કાઢવાની તેઓએ કોશેશ ઘણીબી કીધી. પણ ફોકટ ! 
શીબ ડેલની લાસ હાથ લાગીજ નહિ. પણ કુદરત જુ
રીતે પોતાનો ખેલ કરતી હતી. ત્રીજે દીવસે એક
જવાનની લાસ કીનારા ઉપર ધસડાઇ આવેલી પોલીસને
લાગી. પણ તેને શાર્ક મચ્છીએ અથવા તો સુ
એવી તો બુરી રીતે કરડી નાખી હતી કે તે લાસ જોન
જ હતી કે નહિ એ માટે કેટલીક શંકાઓ ઉત્પન્ન

આખરે પોલીસે એવું જાહેર કર્યું કે કિનારા ઉપર ઘસડાઇ આવેલી લાસ બીજા કોઇનીજ નહિ, પણ જોન ડેલની હતી. પોલીસની હામાં હા ભેળવાને ઓલ્ડ કેસલનાં ઘણા લોક તઇયાર થયાં. તેઓએ ખુલ્લી રીતે પોતાનું મત આપ્યું કે તે લાસ જોન ડેલનીજ હતી. આ ખબર ચોમેર ફેલાઇ ગઇ—અને જોન ડેલના ખુન માટે સહેજ પણ શંકા રહી નહિ. ડ્રુસીલાને પોતાના બેટાનાં ખુન માટે જેબી કાંઇ શંકા હતી તે હવેજ દુર થવા પામી. તેણીએબી ખાતરીથી માન્યું કે તેણીના વાહલા દીકરાનું ખુનજ થયું હતું, અને તે લોર્ડ હેરીસને કીધું ન હોય તો એ મુજી ઉમરાવે બીજાનાં હાથોએ કરાવ્યું હતું.

પોલીસનાં વડાએ જયારે ગંભીર અવાજે ખુનના તોહમત વીશે લોર્ડ હેરીસન આગળ પહેલ વહેલો એશારો કર્યો. ત્યારે તે મગરૂર ઉમરાવ ચકભમ થયા વિના રહયો નહિ. તેણે આ પળની સ્વપ્ને પણ વકકી રાખી હતી નહિ. પણ અનેક જુબાની તેની વીરૂદ્ધ જતી હતી, જેમાં તેણે પોતાનાં તમામ નોકરોની રૂબરૂમાં કોઇપણ પરિણામની દરકાર કરયા વગર જોન ડેલનું ખુન કરવાનો કીધેલો એકરાર તેની વીરૂદ્ધમાં ભાગ ભજવતો હતો.

આ ઉપરથી પોલીસ પોતાની ગમે તેટલી અણગમતી ફરજ બજાવવા તઇયાર બની હતી, અને લોર્ડ હેરીસનને પોતાનાં કબજામાં લેવાં સિવાય તેની પાસે બીજો કશો ઇલાજજ હતો નહિ.

સરોવરમાંથી મળી આવેલી લાસ ઉપર જુરી ભરવામાં આવી, જેણે એક મતે લોર્ડ હેરીસનને જોન ડેલનું જાણી જોઇ ખુન કરવા માટે તકસીરવાર ઠરાવ્યો. જુરીની તપાસ

વેળાએ લોર્ડ હેરીસને જાણીતા બેરીસ્ટર સર માઇકલ બેનર-મેનની મદદ મેળવી હતી. પણ આ ચુનંદા કાઉનસલની ગમે તેવીબી અઠાગ મેહનત, શુભાખીત વાકચાતુરી અને ધારા સંબંધી બાહોશી કારગત લાગી નહીં. જુરીની લંબાણ તપાસ વેળા મીસ મેબલની જુબાની ઘણીજ અગત્યની થઇ પડી. અને એજ શાક્ષીની જુબાની ઉપર કોરોનરે મોટો મદાર બાંધી, જુરીના મત સાથે મલતો થઇ, જોન ડેલનું ખુન કરવા માટે લોર્ડ હેરીસનને તકસીરવાર ઠરાવ્યો.

મેબલની જીત પુરેપુરી થઇ હતી. લોર્ડ હેરીસન ઉપર પોતાની માતાનો કીનો પુરેપુરો લેવાના પોતાના કસમ તેણીએ રજેરજ પાળ્યા હતા. પોતાની જુબાની જો કે લોર્ડ હેરીસનની વીરૂધ જતી હતી, પણ તેણીએ તે એવી સીફતથી અને બનાવટી ભોળાપણાથી રજુ કીધી હતી કે કોઇને પણ તેણીનાં બુરા હેતુનો ખ્યાલ આવવા પામે નહિ. નવધાર આંસુઓ અને ડચકાઓ સાથે તેણીએ રજુ કીધેલી સાક્ષીથી આ ઢોંગી ઓરતે પોતા તરફ સર્વ લોકની દીલસોજી ખેંચી હતી.

તેણી હેરીસન પેલેસમાં પોતાનાં ઓરડામાં જયારે ઠર પડી ત્યારે થાકથી કીનાખોર હસવાં સાથે સોફા ઉપર પડી. થોડીક મીનીટો શાંતીમાં પસાર કીધા પછી તેણી ઉઠી, અને પોતાની માતાની છબી ખેંચી કાઢી, તેની રાખેતાની જગોએ દિવાલ ઉપર મુકી, અને તેની સમક્ષ ઘુંટણીએ પડી બોલી:—

"મારી કમનસીબ માતા ! તારી મરતી વખતે લીધેલાં સોગંદ મેં પુરા કીધાછ. મેં તારા જુલમગાર મુદઇ લોર્ડ હેરીસન ઉપર પુરેપુરો કીનો લીધોછ ! તે કીનો લેતાં મારૂં દીલ એટલા માટે ડંખેછ કે મેં જોન ડેલ ઉપર મારો કીના-

હાથ ઉંચક્યો ! એમ કરવા સિવાય મારી પાસે કશો
ાજ હતો નહિ !"

મેબલ એટલુંજ બોલી શકી, તેણીની તારા બીસાળ
કતી બે આંખો તેણીની કમનસીબ માતાનાં ચહેરા તરફ
ઇ રહી હતી.

આ પળે તેણીનું બારણું ઠોકાયું. તેણી ચોંકી. બોલ-
તામાં તેણીએ તે તસવીર તેની જગ્યાએ પાછી છુપાવી
અને દરવાજો ખોલ્યો. નોકર ખબર લાવ્યો હતો કે
ા મેબલને તુરત મલવા માગતી હતી.

જ્યારે કલેરાનાં ઓરડામાં મેબલ દાખલ થઇ ત્યારે
એ જોયું કે તે ઓરડામાં ડયુક ઓફ ગ્રેશામ, હેનરી,
યા, અને એક બીજો અંજાણ્યો અઘોર વયનો શખસ
પીતમાં રોકાએલાં હતાં. કલેરાનો ચહેરો હદથી જ્યાદા
ી ગએલો જણાતો હતો.

તેણીએ ડયુક ઓફ ગ્રેશામ અને હેનરીની સલાહ ઉપ-
મોટા ખરચે એક કાબેલ જાણીતા ખાનગી ડીટેકટીવની
મેળવી હતી. ડીટેકટીવને ઘણીક વાતો કહેવાની હતી,
તેઓ સવળાઓ રોકાઇ ગયાં હતાં. ડીટેકટીવ પુરતી
ાત જાણવા પછી મેબલને મળીને કેટલાક સવાલો
ા માગતો હતો.

કેટલાક સવાલો જે તેનાં કાગજ ઉપર ભમ્યા કરતા
તેનાં જવાબો મેબલ સીવાય બીજાં કોઇથીબી મળી
ા મુશ્કેલ હતા, અને એ સબબથી મેબલને બોલાવવામાં
ા હતી. જે જવાબો ડીટેકટીવ મેળવવા માગતો હતો તે

મેબલ પાસથી પુરતા મનમાનતાં મેળવી શકયો નહિ. જે તે જાણવા માગતો તે એ હતું કે કેટી ડીપવોટર આગળ જોન ડેલને મલવા જનાર હતી એવી ખબર આપનારી ચીઠ્ઠી હેરીસન પેલેસમાં કોણુ લાવ્યું હતું, અને તે લાવનારે પહેલાં કોણુનાં હાથમાં મુકી હતી ?

મેબલે આ સવાલનો આપેલો જવાબ એટલોજ હતો કે જ્યાં સુધી લોર્ડ હેરીસનને તે ચીઠ્ઠી ઉપર તેણીનું ધ્યાન ખેંચાયું નહિ ત્યાં સુધી તેણીને ચીઠ્ઠીનો સ્વપ્નો વટીક હતો નહિ.

ડીટેકટીવે મેબલને બીજો સવાલ જોન ડેલનાં ફોટો માટે પુછયો હતો. પણ તેનો જવાબ પણ મેબલે ઉડાવનારોજ દીધો. આ ઉપરાંત ડીટેકટીવે બીજા ઘણાક સવાલો કર્યા હતા, પણ તેના જવાબો તેને સહેજબી સંતોષ આપી શકયા નહિ. મેબલ તરફથી મળેલી નિરાશી પછી તેણીને તે ઓરડો છોડી જવાનો હોકમ થયો.

તેણીનાં ગયા પછી ડીટેકટીવને જોન ડેલનાં થએલાં ખુન અને મીસ કેનેથ સાથે કેટીનાં ગુમ થવાની બીના ઉપર મેબ-લનાં ખુલાસાથી તેને બાંધેલા અનુમાનને કેટલો ટેકો મળ્યો હતો તે ટુંકમાં કહી સંભળાવ્યું. તેણે ખાતરી આપી કે કેટીનાં ગુમ થવા સાથે જોન ડેલનું ખુન લોર્ડ હેરીસનનાં હાથે નહિ પણ કોઇ બીજા હાથે થયું છે. પણ તેણે સઉથી ચોંકાવનારી પોતાની માન્યતા જે રજુ કીધી હતી, તે એ હતી કે આ ખુન કોણે કીધું છે તે બીનાથી મેબલ જાણીતી હોવીજ જોઇયે !

"ઓ ખુદા !" કલેરા પોકારી ઉઠી. ડીટેકટીવે કરેલી

ક, તેણીને લાગ્યું કે સાચીજ હતી. તેણીને પહેલે ઘરથીજ બલ માટે સારો ખ્યાલ હતો નહિ.

જ્યારે કલેરા પોતાનાં ઓરડામાં એખલી પડી ત્યારે ણીએ ખાતરીથી માન્યું કે મેબલની લુચાઇનો ગરીબ કેટી ાગ થઇ પડી હતી. પણ તે કેમ તે તે સમજી શકી નહિ. ણીએ ખાનગી ડીટેકટીવની મદદ લીધેલી હોવાથી તેણીને મેદ હતી કે કેટીનો પત્તો મલવા સાથે લોર્ડ હેરીસનનું દોષપણું સાબેત થયા વિના રહેશે નહિ.

ડયુક ઓફ ગ્રેશામ અને હેનરીની મદદ તેણીને બહુજ ામતી થઇ પડી. મર્શયા તેણીની આગળ હેરીસન પેલેસમાં રહી હતી. ડયુક ઓફ ગ્રશામ અને હેનરીએ પણ પોતાની રફથી ખાનગી ડીટેકટીવો રોકયા હતા. તેઓ સર્વે સાથે ળીને હવે કામ કરતાં હતાં, અને તેઓને દરેક ઉમેદ હતી હેરીસન પેલેસ ઉપર ઘેરાઇ આવેલું વાદળ વિખેરાવા ના રહેશે નહિ.



## પ્રકરણ ૩૦ મું.



## મનસીબી કદી ઝરમર ઝરમર છાંટાઓમાં વરસ્તી નથી–હમેશ ધોધમાર વરસાદમાંજ તુટી પડે છે!

ઓલ્ડ કેસલની પોલીસે કેટી અને મીસ કેનેથનો પત્તો ાળવવાનું સહેજ પણ બાકી રાખ્યું નહિ. અસાધારણ ઉલટથી ો કામમાં તે મંડી ગઇ હતી. ડયુક ઓફ ગ્રેશામ, હેનરી

અને કલેરાએ કેટી વીશેની કાંઇપણ બાતમી લાવી આપનારને પોતપોતા તરફથી મોટું ઇનામ આપવાનું જાહેર કરવાથી લોક ચર્ચામાં મોટો વધારો થયો હતો. ઓલ્ડકેસલનાં કામદાર વર્ગ પોતાનો ફ્રેન્ડ, ફીલોસોફર અને ગાઇડ-જોન ડેલ-ખોઇ દેવાથી મોટા ગભરાટમાં પડયો હતો, કેમકે તે બહાદુર સરદારની જગ્યા લેવાને કોઇ પણ બહાર આવ્યું નહિ; તો પણ હેનરીની માતા, મર્શયા અને કાઉનટેસ ઓફ ગ્રેશામની મદદ તેઓને ચાલુજ હતી.

દિવસો બોલબોલતામાં પસાર થઇ ગયા. પોલીસને કેટીનો સેહજ પણ સંસારો હજી મલી શકયો નહિ હતો. પણ એવી અફવા જોસભર ફેલાઇ રહી હતી કે જડજ અને જુરી સનમુખ લોર્ડ હેરીસનની ચાલનારી તપાસ વેળાએ પોલીસ એક નવો શાક્ષી રજુ કરનાર હતી; આ સાક્ષી ઘણીજ અગત્યની જુબાની આપનાર હતો, વગેરે.

લોર્ડ હેરીસન ગરીબો તરફ ગમે તેટલો કરડો અને જુલમગાર હોવા છતાં તે જોન ડેલનું ખુન કરવા જેટલો તકસીરવાર હોય એમ ભાગ્યેજ માની શકાતું હતું. ડયુક ઓફ ગ્રેશામ અને હેનરીની મદદથી કલેરાએ પોતાનાં પેદરનો મુકાદમો લંડનમાં સર્વેથી વધુ પંકાએલા કોંગ્સ કાઉન્સલ લોર્ડ મેકનફરશનાં હાથમાં આપ્યો હતો અને તેને બીજા ત્રણ અતી વીદવાન ધારાના હીમાયતીઓની મદદ આપવામાં આવી હતી. ઓલ્ડ કેસલમાં કદી ન બનેલો આવો ખુનનો મુકદમો સાંભળવાને લોકની જીગ્નાશા હદબાર વધી ગઇ હતી; પણ એ દરમ્યાન એક ન ધારેલાં બનાવે આખાં ઓલ્ડ કેશલમાં ગમનો

અંધકાર ફેલાવી દીધો, જે ઉપર ઓલ્ડકેસલનો એકેએક રહીશ ગમનું આંસુ ખેરવ્યાં વિના રહ્યું નહિ.

આ બનાવ લોર્ડ હેરીસનની મગરૂર પણ બેહદ ખુબસુરત કેટીનાં બાબમાં બનવા પામ્યો હતો. ઓલ્ડ કેસલની પોલીસને ઓચીંતી સત્તાવાર ખબર મલવા પામી હતી કે પેરીસ ખાતે બનેલા એક ત્રેનના ગંભીર અકસમાતનો કમનસીબ કેટી ભોગ થઇ પડી હતી. આ અકસમાત બે ત્રેનોના અઠડવાને લીધે, અને તેનાં પરિણામે ત્રેનમાં લાગેલી આગને સબબે થવા પામેલો હોવાથી, સેંકડો જાનની ખુવારી થવા પામી હતી. મરણ પામેલાઓમાં બીચારી નસીબની લીલી કેટી પણ હતી. આ ગંભીર હોનારતને દીવસે મીસ હેરીસન પેરીસ ખાતેથી એક્ષપ્રેસમાં ઉપડી હતી, અને એ લોખંડી ઘોડો પચીસ માઇલ જેટલી મુસાફરી કીધી નહિ તેટલામાં બીજી ત્રેન સાથે અઠડી પડયો. આગે ભયભીત રૂપ લીધું, ત્રેનનાં દબાઓ પાટાઓ ઉપરથી ઉતરી પડયા, અને હીણભાગ્ય ઉતારૂઓ છટકામાં સપડાએલાં ઉંદરોની માફક આગથી ભુંજાવા લાગ્યાં. એ વેળાની તેઓની ચીચયારીઓ પત્થરનું પણ દીલ પીગળાવે એવી ભયાનક હતી. વળી કચડાઇ ગયલાં તથા બળી ગયલાં ઉતારૂઓમાં કેટીની લાસ હાથ લાગી હતી.

કેટલીક તપાસ પછી તે ઓરત કોણ હતી, તે માલમ પડવાથી પેરીસનાં સત્તાવાળાઓએ ઓલ્ડ કેસલની પોલીસ ઉપર તેમજ લોર્ડ હેરીસન ઉપર આ ગમખાર બનાવની ખબર તારથી મોકલી આપી. અરેરે—કેલેરાનો વિલાપ હવે છાતી ફાડી નાખનારો હતો. લોર્ડ હેરીસન, જેને કોરોનરની જુરીએ ખુન માટે તકશીરવાર ઠરાવ્યા પછી પોલીસનાં કબજામાં રાખવામાં

આવ્યો હતો, તેને કલેરાની ખાસ ખાહેસથી આ ગમખાર બનાવથી તદન અંજાણજ રાખવામાં આવ્યો હતો. કેટીનાં મરણની ખબરને ખાનગી ડીટેકટીવોથી પણ ટેકો મળ્યો હતો. જેથી કેટીનાં દુખદાયક અંત બાબે સહેજ પણ શક કે શંકા હવે રહી નહિ હતી.

ડયુક ઓફ ગ્રેશામ, હેનરી અને મર્શયા સાથે કલેરાબી કેટીની લાસને ઓળખવા માટે અકસમાતથી મરણ પામેલાઓની એકઠી કરવામાં આવેલી લાશોવાળી જગ્યાએ જઇ પુગી. ત્યાં તેણીને જયારે લાસ પરથી મળી આવેલી ચીજો અને કેટીનાં કાર્ડો દેખાડવામાં આવ્યા, ત્યારે તેણીની માહેતમનો પાર હતો નહિ. તેણીએ કેટીની લાસ તેણીના કપડાં ઉપરથી તુરત પીછાણી કાહડી.

કેથરીન હેરીસનની લાસને પેરીસ ખાતેજ દફનાવવામાં આવી. આગમાં તમામ બળી મરવાથી મરનારનો ચહેરો નહિ ઓળખી શકાય એવો હતો—છતાં કેટીનાં અકાલ ગમખાર મોત માટે કોઇને પણ શક હતો નહિ. આ ત્રાજીક બનાવ વેળાએ કલેરાને મીસ કેનેથની સહેજ પણ યાદ આવી નહિ. કેટીનાં દુખદાયક મોતથી, અને પોતાનાં ઉમરાવ પીતા ઉપર લટકતા ખુનનાં વાદળથી, તે છોકરી એટલી બધી તો ભાનભુલી બની ગઇ હતી કે મીસ કેનેથને યાદ કરવા જેવી શકતી બી તેણીએ ખોહી દીધી હતી.

કલેરા જયારે ઓલ્ડકેસલમાં પાછી ફરી ત્યારે તેણીને દીલાસો દેવાને, તેણીનાં ઝબુન દુખમાં શરીક થવાને, ઓલ્ડકેસલનાં તમામ જાણીતાં લોકો હેરીસન પેલેસમાં હાજર થયાં હતાં. ગરીબ કામદારોએ વટીક દીલાસાનાં પેગામો મોકલી

તેનાં દુખમાં ભાગ લીધો હતો. કલેરાની સ્થીતી કોઇની પણ દયા ઉશકેરે એવી થઇ પડી હતી. તેણીએ ઉંઘ અને ભુખને તજી દીધી હતી. વાહલી કેટીનાં મોત પછી તે એકજ કામ ઉપર મંડી ગઇ હતી, જે પોતાનાં ઉમરાવ પીતાને ખુન જેવાં મહા અપરાધમાંથી નિર્દોષ ઠરાવવાનું હતું. કલાકો સુધી ડીટેકટીવો અને બેરીસ્ટરો સાથે મસલહત કરવામાં તેણી રોકાતી, અને તેઓને સુચનાઓ આપતી. મેબલ હજુર હેરીસન પેલેસમાંજ હતી. ખાનગી ડીટેકટીવે એ ઓરત ઉપર છુપી નજર રાખી હતી—કારણ કે તેણીની ઉપર તેઓનો ચોકસ શક હતો.

અંતે તે શોકાતુર ગંભીર દિવસ આવી પુગ્યો, કે જે દિવસે લોર્ડ હેરીસનની તપાસ વડી ત્રીબ્યુનલમાં લોર્ડ ચીફ જસ્ટીસ અને જુરી સનમુખ ચાલનાર હતી; ઓલ્ડકેસલના લગભગ તમામ જાણીતા નરનારીઓએ કોર્ટમાં હાજરી આપી હતી; દરેકનાં ચહેરા ઉપર ચીંતાતુર ઉદાસીનો છાપ આબાદ જણાતો હતો. કોર્ટમાં ભેગી મળેલી ભારે ઠઠ છતાં ટાંચણી પડવાનો અવાજ સંભળાય એવી ચુપકીદી ફેલાઇ રહી હતી.

તાજ તરફના તથા તોહમતદાર તરફનાં બેરીસ્ટરોએ પોતાની જગ્યા લીધા પછી જુરીના બાર ડાહયા માણુસોએ પોતાની બેઠકો લીધી, ત્યારે કોર્ટની દબદબાભરી ગંભીરતમાં ઓરબી વધારો થયો. કલેરા પોતાની ઉપર આવી પડેલી આફતથી એટલી બધી તો નબળી અને નાતવાન બની ગઇ હતી કે તે મશયાના ટેકા વગર કોર્ટમાં ચાલી આવી શકી નહી. શોકના કાળા લેબાશમાં તેણીએ જયારે પોતાનાં બેરીસ્ટર લોર્ડ મેકફરશનની ખુરશીની પાસેની બેઠક લીધી ત્યારે તેણીનો રડમશ ચહેરો જોતાં એકે એકની આંખ આંસુઓથી ભીણાઇ ગઇ.

કલેરાથી થોડેજ તફાવતે એક ખુબસુરત ઓરત સાથે વાત કરતી મેબલ બેઠી હતી. આ ઓરત મારગ્રેટ હતી. બંધવાનો બેરીસ્ટર કંઇ નોંધ કરવામાં રોકાયલો હતો, જ્યારે કલેરાની આંખ્યો ન્યાઆધીશ પર ચીટકી બેઠી હતી.

દસેક મીનીટ વિજળી વેગે પસાર થઇ. જડજની અંતે આમદ પુકારવામાં આવી અને લોર્ડ હેરીસનને બંધવાના પિંજરામાં લાવવામાં આવ્યો દરેકની આંખ તેના શોકાતુર ચહેરા ઉપર વળગી રહેલી હતી. લોર્ડ હેરીસન પોતાને માથેની આફત છતાં જેવો ને તેવો દીસતો હતો. તેનાં માથા ઉપર ભમતાં ખુનનાં તોહમતે તેના ચહેરા ઉપર સહેજ પણ માઠી અસર કીધી હતી નહી. તેનો ચહેરો જેવો ને તેવો નચીંત જણાતો હતો. તે નિર્દોષ ઠરવાની પુરેપુરી આશામાં હતો.

તાજ તરફનાં ધારાના હિમાયતીએ ઘણી છટાથી પોતાનો મુકદમો રજુ કીધો. મરનાર જોન ડેલ તરફ બંધવો કેટલું શતરૂવટ ધરાવતો હતો, અને તે કાંય ધરાવતો હતો, તે તેણે ઘણી સીફતથી કોર્ટ અને જુરીનાં મન ઉપર ઠસાવ્યું. આ પછી તેણે કેટી પાસથી મળી આવેલા જોન ડેલનાં ફોટોગ્રાફ ઉપર–અને કેટીએ પોતાની મરતી માતા આગળ કબુલ કરવા છતાં હેનરીને કદી નહી પરણવાના કીધેલાં મજબુત ઠરાવ ઉપર–ખુનનો મજબુત પાયો ઉભો કીધો. વળી બંધવાએ મેબલ, બુઢ્ઢા કારભારી અને તમામ નોકરો આગળ જોન ડેલનું ખુન કરવાના લીધેલાં કસમ ઉપર તેમજ જુરી આગળ પડેલી અને કોર્ટમાં રજુ થનારી જુબાની ઉપર એવો તો મજબુત કિલ્લો ઉભો કીધો કે કોર્ટમાં હાજર રહેનારાંઓ એમજ સમજ્યાં કે બચાવ પક્ષની દલીલોનાં ગમે તેટલાં પણ

મજબુત મારાથી એ કિલ્લો જમીનદોસ્ત થઇ શકનાર નથી.

મેબલ અને નોકરોની જુબાની કોર્ટ અને જુરી સન્મુખ રજુ થતાં લોકોએ તો એમજ માન્યું કે લોર્ડ હેરીસન જોન ડેલનાં ખુનમાં હાથ બોળવા માટે ખરેખર તકસીરવાર હતો. એકલી મેબલનીજ જુબાની લોર્ડ હેરીસનને ખુની ઠરાવવા માટે પુરતી હતી. આગમજથી ચાલી રહેલી અફવા મુજબ પોલીસ તરફથી એક અગત્યનો સાક્ષી જ્યારે સાક્ષીના પિંજરામાં રજુ કરવામાં આવ્યો ત્યારે આખી કોર્ટની અજાયબીનો પાર રહયો નહીં. આ શાક્ષી બુઢ્ઢો જોશફ હતો જે ઓલ્ડ કેસલ અને આખા લંડનમાં સેન્ટ જોશફનાં નામે ઓળખાતો હતો. તે ઘરબાર વગરનો હતો, અને ભટકતી જીંદગી ગુજારતો હતો. લોકો પુર વિશવાસથી માનતાં હતાં કે સેન્ટ જોશફ રગેરગ સાચ્ચું બોલનારો હતો, અને તેથીજ તે સેન્ટ જોશફનાં નામે ઓળખાતો હતો. તેની જુબાની ઘણી ટુંકી હતી; પણ ઘણી અગત્યની હતી. તેણે ખાતરીથી કહયું કે ખુનવાળી રાતે લોર્ડ હેરીસનને ડીપવોટર તરફ ઘણી ઉશ્કેરાયલી હાલતમાં ધસ્યો જતો જોયો હતો. ડીપવોટરનાં લાકડાનાં પુલ સુધી ઉમરાવ પુગ્યો ત્યાં સુધી 'સેન્ટ જોસફે' લોર્ડ હેરીસનની પુઠ તેની સહેજ પણ જાણ વગર પકડી રાખી હતી; આ પછી તે બુઢ્ઢો તે જગ્યા છોડી ગયો હતો. જો કે સેન્ટ જોશફે લોર્ડ હેરીસનનાં હાથે ખુન થતું જોયું હતું નહિ, તો પણ તેની શાક્ષી જુરી ઉપર મજબુત અસર કરી શકી, એમ જાણી લેતાં તમાશબીનોને સહેજ પણ મુશ્કેલી પડી નહિ. લોકોએ ખાતરીથી માન્યું કે લોર્ડ હેરીસનનું આવી બન્યું હતું.

આ નવા અજવાળાંથી સેન્ટ જોશફની જુબાની લોર્ડ હેરીસનને ખુની ઠેરવવાને પુરતી થઇ પડી. બંધવાના ધારાના હિમાયતી લોર્ડ મેકફરશનની દલીલો બુદ્ધા જોશફની જુબાનીથી હવામાં ઉડી ગઇ. જુરીએ એક મતે તેને ખુનના વાંક માટે તકસીરવાર ઠરાવ્યો. અને ન્યાયાધીશે લોર્ડ હેરીસનને જોન ડેલનું જાણી જોઇને ખુન કરવા માટે મોતની સજા કીધી.

આ સજા જડજનાં મોઢામાંથી બહાર પડતાંજ કલેરા કાનના બહેર ફાડી નાંખે એવી ચીચયારી પછી બેશુદ્ધ થઇ ખુરસી ઉપરથી જમીન ઉપર તુટી પડી. તુરતજ ન્યાયાધીશ પોતાની જગ્યા છોડી ગયો. આથી કોર્ટમાં ગભરાટ ફેલાયો અને તબીબની મદદ સાથે કલેરાને તુરતજ મોટરમાં 'પેલેસ' મધે લઇ જવામાં આવી, જ્યાં ભાન આવતાંજ કલેરા પોકેપોક રડી પડી.

લોર્ડ હેરીસન ગમે એટલો અકારો છતાં તેને થયેલી સજાથી અને કેટીનાં દુઃખદાયક મરણથી કલેરા તરફ લોકોની દીલસોઝી એટલી બધી તો હતી કે તેઓ ગમનાં આંસુ રેડયાં વિના રહયાં નહિ. કલેરા ઉપર ચોતરફથી દિલાસાનાં તારો અને કાગલો ફરી વળ્યાં પણ તેણીને અસહય દુઃખમાં સહેજ પણ સધીયારો મળી શકયો નહિ. તેણીની હાલત પત્થરનું પણ દીલ પીગળાવે એવી હતી. તેણીએ ખાતરીથી માન્યું કે "હેરીસન પેલેસ" ઉપરની આ આફત તેણીના પેદર લોર્ડ હેરીસન, અને બહેન કેટીની મગરૂરી અને ગરીબો તરફના ધિકકારનું બુરૂં પરીણામ હતું. આ આફત

રફનો ધિકકાર હતો, કુદરતનો બુરામાં બુરો માર માટે 'હેરીસન પેલેસ' સજાવાર હતો.



## પ્રકરણ ૩૧ મું.

## હુરનો અંગાર કોઈ વખત સામો આપણનેજ બાળીને ભસ્મ કરે છે!

ાડ હેરીસનને થયલી મોતની સજા પછી બંદીખાનામાં પડતાં પોતાની ખરી સ્થિતીનું તેને ભાન થયું. મોતની ા આગમચ તે એમજ સમજતો હતો કે ખુન જેવા પરાધનું તેનાં ઉપર ઘેરાયલું વાદળ વિખેરાઇ જયા ાશે નહિ, કેમકે તેના હાથો ન્યાયાશન ઉપર બિરાજેલા શના હાથો જેટલાજ સાફ અને પાક હતા. પોતાને જા અદાલતમાં તેણે ઘણી શાંતીથી સાંભળી હતી, બેહદ સબુરીથી સહન કીધી હતી. પણ બંદીખાનાની એખલો પડતાં તેને પોતાની સ્થિતિનો ખરો ખ્યાલ હવેજ સમજી શકયો કે નિર્દોષ છતાં શુળી ઉપર નામોશીભર્યું ભયંકર મોત તેની સામે ડોળા ડેલું હતું. તે કયારે ફાંસીને માચડે ચહડનાર હતો, ાણતો હતો નહિ. પણ તે એટલું તો સારી પેઠે સમ- તો કે એકાદ પખવાડીઆમાં તેનો પ્યારો જાન સુળી ટકનાર હતો. આ ખ્યાલ થતાંજ તે માથાથી તે પગ નકમી ધ્રુજયો, અને એક બચ્ચાંની પેઠે ઝારઝાર રડી

"ઓ ખુદા !" તે ઘુંટણીએ પડી મોટેથી પુકારી ઉઠયો, "જોન ડેલનું ખુન નહિ કરવા છતાં મને ન્યાયાધીશ તરફથી થએલી મોતની સજા કુદરતનો મારી પર પુરેપુરો માર છે. આ જાલેમ સજા મારી મગરૂરી મારી તુમાખી અને ગરીબો તરફનાં મારાં ધીકકારનો કુદરત તરફનો બદલો છે. હું મારી દોલત ઉપર ફુલ્યો, મારા પેદા કરનાર બાપને છતી આંખે આંધળો બની ભુલ્યો——"

તે વધુ બોલી શકયો નહિ. વોરડરે તેને ખબર આપી કે એક ઓરત તેને મલવા માગતી હતી.

"ઓરત ? એ મારી બેટી કલેરા હશે ? ભલા વોરડર, હું તેને મલવા તઇયાર છું."

વોરડર ગયો—અને મેબલ તેની સાથે લોર્ડ હેરીસન આગળ આવી ઉભી.

"કોણ મેબલ ?" લોર્ડ હેરીસને મેબલને જોતાંજ ગુસ્સાથી બોલી ઉઠયો,

"હા, હું મેબલ છું ! લોર્ડ હેરીસન, તું તારી હાલતનો ખ્યાલ કરી શકેછ ? જવાબ દે કે તારી હાલત કેમ અને કોણથી થઇછ ?"

"મારી બુરી સરજત મગરૂરી, લોભ અને હસદ તરફની મારી મહોબતથી થઇછ. પણ બોલ, તું અહીં કાંય આવી ? મારી વ્હાલી બેટી કેટી અને કલેરાને કાંય નહિ લાવી ? મારી તે વ્હાલી બેટીઓ કેમ છે ? આ આફ્રત કહે કે સબુરીથી સહન કરવામાં તેવોમાં તાકાત છે ?"

"હું તે જાણુતી નથી—પણ મારા સવાલનો જવાબ દે ! તારી આવી કમબખ્તી કોણને આભારી છે ?"

"હુ તે જાણતો નથી."

"ત્યારે જાણ અને ધ્રુજ ઓ હવસી હેવાન, તારી આજની હાલત ડયુક ઓફ ગ્રેશામવાળી પાર્ટીમાં તારી બેઇમાનીનો ભોગ થઇ પડેલી લીઝીની બેટી રોઝીને આભારી છે."

"રોઝી ?" લોર્ડ હેરીસન મેબલને ધારી ધારી જોઇ બોલ્યો, "હા તે મને યાદ છે. તેણીએ લીધેલા હડહડતા સોગંદ હું ભુલ્યો નથી. પણ કહે મને કે મારી આજની હાલત તેણીને આભારી કેમ બને ?"

મેબલ દીવાનાની તરેહ મોટેથી હસી પડી. અને બીજીજ પળે તે બેહદ ગંભીર બોલી "લોર્ડ હેરીસન સાવધ થા, મારા ચહેરા પર તારી નજર કર, ને જો કે હું કોણ છું ! હું રોઝી છું કે મેબલ છું ?"

"ઓ ખુદા !" લોર્ડ હેરીસન ફાટેલા ડોળાએ મેબલને જોતાં પોકારી ઉઠયો. તે વધુ બોલી શકયો નહિ. તે પોતાની બેઠક ઉપર ફસડાઇ પડયો અને પોતાનાં બંને ધ્રુજતા હાથો આ પળે ખુલ્લી થઇ ગયલી પોતાની બંને આંખો પર હાથ ઢાંકી દઇ બાળકની પેઠે રડી પડયો. રડવાથી તેની છાતી ખુલ્લી થવા પામી.

"હા, બરાબર છે ! તું મેબલના નામ હેઠળ રોઝી છે. અફસોસ–હું કેવો આંધળો બન્યો ! કહે મને કે ઓ ચંડાળ ઓરત, તારામાં સહેજે પણ દયા બાકી હોય તો તું મને મરતી વખતે સમજાવ, ખુદાને ખાતર સમજાવ, કે જોન ડેલનાં ખુન માટે હું બીલકુલ નિર્દોષ છતાં ગુનેહગાર કેમ ઠરયો ? ફાંસીને સજાવાર હું કેમ થયો ?"

"જાણુ, અય બુબખ, કે તને જોન ડેલનાં ખુની ઠેરવ ચોકઠું રચનાર હું છું. ખુન માટે ખરી તકસીરવાર હું તારી રીવોલવર મારા કબજામાં લઇ ડીપવોટરનાં સરે આગળ ફેંકનાર હું છું. એક ખેરખાહની ચીઠી લખનાર છું. લંડનની પાર્ટીમાં તારા કાનમાં ફુંક મરાવનાર હું જોન ડેલને કેટીનાં નામે બોલાવનાર હું છું. જોન ડે ગોળીથી જખમી કરી સરોવરમાં ફેંકનાર હું છું. તને ફાંસ ચઢેલો જોવાને ઇંતેજાર હું રોઝી છું."

લોર્ડ હેરીસન તો આ ભયાનક ઓરતના ભયભીત ઃ રારથી ગોયા દગાઇજ ગયો. ઢગલો થઇ તે ભોંય ઉપર ફસ પડી તેણે પોતાના આ વેરી મુદઇ ગમ જોયાજ કર્યું.

"સાવધ થા, ઓ સાવજ બનેલા ઇનશાન કે પાર્ટીમાં જવા પછી તારી રીવોલવર મારે હાથે કાઢડી ડીપવોટરના સરોવર ઉપર ગઇ હતી, જ્યાં મારી ચી માન આપી આગમચથી જોન ડેલ હાજર હતો."

"ઓ ખુદા ! આ તારો કેવો ખેલ ? પણ કહે મને, ઠગારી દયાહીણ ઓરત, કે ડીપવોટરથી હેરીસન પેલેસ પાછા ફરતાં મારા શરીરના પાછલા ભાગ પર લોહીનાં કેમ પડયા ? સમજાવ, ઓ ઓરત, મને સમજાવ નહિ હું ફાલ ખાઇનેજ મરી જવશ."

"સમજી લે ત્યારે લોર્ડ હેરીસન–સમજી લે કે મારી રી લવરમાની ગોળી જોન ડેલના હાથમાં લાગી. તેનો હાથ જ થયો–લોહીલુહાણુ થયો. તે લોહી ડીપવોટરના પુલને લાગવ ને તું ને લાકડાના પુલને અધેલીને ઉભો રહેવાથી મને લા

કે તારા કપડાં પર લોહીનાં ડાઘ પડેલા હોવા જોઇએ. કહે મને કે એમ થયા વગર લોહીનાં ડાઘ તારા પોશાક ઉપર પડેજ કેમ?"

"ઓ પરવરદેગાર! મારી મગરૂરીનો આ છુપો માર છે!" લોર્ડ હેરીસન ફીકકાફચ ચહેરે પોકારી ઉઠયો, અને તે પછી પોતાના બંને હાથો આસમાન ઉપર ઉંચા કરી બોલ્યો, "ઓ ઇનસાફ અને દાદનાં બાપ-મને તારી પનાહ આપ. મારા પાપોની આ બુરામાં બુરી સજા છે-જે મારી જીવતી જીંદગીમાં તીરે કજા છે."

"તારો પ્રશ્ચાતાપ, ઓ ધાતકી ઉમરાવ, હવે નકામો છે. તારો સુળી ઉપર અંજામ છે. મારા કીનાનો આ ધગધગતો અંગાર છે. તારી જીંદગીનો મેં સત્યાનાશ કીધોછ. ઓ જુલમગાર હેવાન, તારી કેટી મોતનો ભોગ થઇ પડીછ. તેણીના ભટકતી જીંદગીમાં તેણીની મીઠી જીંદગીનો નાશ થયોછ. મીસ કેનેથ બચી ગઇછ, તારી વ્હાલી બેટી પોતાની જીંદગી આ દુન્યાથી તજી ગઇછ."

"ઓ નાતરસ દદા! મારો પીછો છોડ."

"ત્યારે લે તારી આંખો ફોડ." આટલુ બોલી તેણીએ પોતાનાં ખીસામાંથી એક ન્યુસપેપર ખેંચી કાઢયું, જે તેણીએ તેના હાથમાં મુકયું.

કમનશીબ લોર્ડ હેરીસને તે ન્યુસ પોતાના હાથમાં લીધું અને તે વાંચ્યું. બીજીજ પળે "મારી કેટી, પ્યારી કેટી!" નો પોકાર મારી તે જમીનદોસ્ત થયો.

મેબલ-પત્થરની છાતીની મેબલ-લોર્ડ હેરીસન ઉપરની

આ આફત જોઇ દાંત પીસવા પડી. તેણીએ વધુ વાર ત્યાં ઉભુ રહેવાની જરૂર જોઇ નહિ. જેવી તેણીએ લોર્ડ હેરીસન આગળથી પીઠ ફેરવી કે બીજીજ પળે તેણીની સામે તેણીનો રસ્તો ઘેરી ત્રણ શખશો આવી ઉભા.

"મેબલ ઉરફે રોઝી!" ત્રણમાના એક અધોર વયના શખશે તેણીનો હાથ પકડી કરડા અવાજથી કહયું "જોન ડેલનુ ખુન કરવા માટે તારી પોતાની જુબાની ઉપરથી હું તને ગીરફતાર કરૂંછ. તારા બચાવમાં જે પણ કંઇ તું બોલશે તે તારી વીરૂધ જશે. ખેંચતાણ નારવા છે."

તે સખશનાં મોઢામાંથી આ બોલો બહાર પડતાંજ મેબલ એકદમ ફુગલાઇ ગઇ. હવેજ તેણીને ખ્યાલ થયો કે લોર્ડ હેરીસન આગળ જોન ડેલનાં ખુનનો સાચ્ચો એકરાર કરતાં તે બીલકુલ ભાન ભુલી બની ગઇ હતી, હવેજ તેને ભાન આવ્યું કે વોરડરે બંદીખાનાનાં કાયદા વિરૂધ કેદી સાથે વાત કરવાને તેણીને જોઇએ તે કરતાં વધુ વખત આપ્યો હતો.

તેણીએ ખાતરીથી માન્યું કે બંદીખાનામાં તેણીને માટે મજબુત જાળ બીછાવવામાં આવી હતી, જેમાં તે આબાદ સપડાઇ ગઇ હતી. તેણીને કયાંથી ખબર હોય કે ખાનગી ડીટેકટીવોને તેણીને માટે મજબુત શક બેઠો હતો—જેના પરિણામે તેઓએ પોલીસની મદદ સાથે તેણીની મજબુત પુઠ પકડી રાખી હતી. આ છટકામાં રોઝી આબાદ સપડાઇ હતી.



# પ્રકરણ ૩૨ મું.



## "જેને ખુદા રાખે—તેને કોણ ચાખે?"

ડીપવોટરનો સરોવર ઓલ્ડ કેસલ અને બારફડના ગામડાને છુટાં પાડતો હતો. બારફડનું આ ગામડું જેટલું નાનું હતું તેટલુંજ રળીયામણું હતું. તે ગરીબ ખેડુતોથી વસાયલું હતું, જેઓ પોતાનાં ગરીબ ઝુપડામાં વાસો કરી રહયા હતાં. આ સઘળાં ખેડુતો ગરીબ અવસ્થામાં હોવાથી બારફડને પોતાની દુન્યા સમજતાં હતાં. ખેડુતો વચ્ચે કેટલાંક માછીમારો પણ હતાં, જેઓ સરોવરમાંથી માછલીઓ પકડી ઓલ્ડ કેસલ ખાતે વેચતાં અને પોતાનો ગુજારો કરતાં.

જોન ડેલનાં ખુન માટે ચાલતી લોર્ડ હેરીસનની તપાસ પછીનો તે દિવસ હતો—એ તેજ દિવસ કે જયારે લોર્ડ ચીફ જસ્ટીસે લોર્ડ હેરીસનને ફાંસીની સજા કરવાનો હુકમ કીધો હતો. તેને લગતાં વર્તમાન પત્રનો ખાસ વધારો ઓલ્ડ કેસલમાં બહાર પડયો હતો.

બારફડના એક માછીમારનાં ઝુંપડામાં એક ગબરૂ જવાનને બીછાના ઉપર બીમાર પડેલો, હાથમાં એક ન્યુસનો કટકો પકડીને એખલો એખલો પોતાના મન સાથે બકબકારો કરતો આપણે જોઇએ છીએ!

"ઓ મમ્મા! મારી વહાલી મમ્મા! તું કયાં છે? તું મારા વગર દુખથી દીવાની બની ગઇ હશે! મેં તારી પર કેટલાં સંખ્યાબંધ કાગલો લખાવ્યાં પણ તેનો એકબી જવાબ મલ્યો નથી. એમ કેમ? ઓ મારી મીઠી માતાનું શુંબી થયું

હશે? ઓ ખુદા, તું સીવાય તેણીને જોનાર કે બચાવનાર કોઇ નથી. અરે, હું કયારે જલદી સારો થાવુ કે તરતજ તે વ્હાલી માતા આગળ જઇ પુગું!"

એટલુ બોલી તેણે પોતાના હાથમાં પકડેલું ન્યુસ વાંચવા માંડયું. તેના હાથમા એજ વધારો હતો. બારફ્રુડનાં ખેડુતો અને માછીમારો પ્રમાણીક રોટી પેદા કરવા સિવાય આસપાસની દુન્યાથી તદ્દન બેખબર રહેતાં; અને વર્તમાન પત્ર વાંચવાતું તેઓને સહેજ પણ ભાન હતું નહી. ઉપલા જવાનના હાથમાં જે વધારો હતો તે અજબ સંજોગે તેનાં હાથમાં આવી પડયો હતો. માછીમારો તે બિમાર જવાન માટે ઓલ્ડ કેસલ ખાતેથી કાંઇ થોડીક ચીઝ લાવ્યા હતાં, જે આ વધારામાં બાંધેલું હતું. તેની નજર બધી ચીઝો બહાર કાઢતાં કાગલનાં તે ટુકડામાં છપાયેલાં લોર્ડ હેરીસનનાં નામ ઉપર પડી. મથાળુ વાંચતાં તે ચોંકયો, જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ તેનાં ગભરાતનો પાર રહયો નહિ. તેણે ભારે કમકમાટ વચ્ચે વાંચ્યું કે લોર્ડ હેરીસનને જોન ડેલનું ખુન કરવા માટે લંડનના ચીફ જસ્ટીસે ફાંસીની સજા કરવાનો હુકમ કીધો હતો!

"ઓ લોર્ડ!" તે જવાન પોતાના મન સાથે પોકારી ઉઠયો, "મારે આ જગ્યાએ એક પળવાર પણ થોભવું નહીં જોઇએ! નિર્દોષને મારે બચાવવોજ જોઇએ!"

તે હેન્ડસમ જવાન વધુ બોલી શકયો નહી. તેના ખ્યાલો દુરદુર દોડતા હતા. લોર્ડ હેરીસન ઉપર આવી પડેલી આફતથી તેની બંને આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા. પોતાના કંગાલ ઓરડામાં તે એકલોજ હતો.

આય આફતથી, ઓ ખુદા, કેટીનો કેવો હાલ થયો
ોતાના વહાલાં બાપ માટે એ છોકરી કેટલી હમણા
શે! બસ જાઉં ! હું આજેજ જાઉં–અને ફાંસીએ
ાડ ર્હેરીસનને મારી હાજરીથી બચાવું. જોન ડેલ
હી, પણ બારફડના માછીમારના વેશમાંજ જઈને
ાઉં——"

ા તે ચુપ થયો–તે ખ્યાલોમાં ગીરફતાર થયો. થોડીક
ાુપકીદી પછી તે ફરીથા પોકારી ઉઠયોઃ—
કટી, કેટી ! ઓ લોર્ડ હેરીસનની મગરૂર બેટી, આ
. માટે પ્યાસો છે. તું હેરીસન પેલેસમાં કાંય જનમી?
ાાર્ડ હેરીસન જેવાં ઉમરાવ બાપની બેટી બની !"
આગળ બોલતાં વળી પાછો એકદમ અટકી ગયો,
ાના ઉપર બેહદ ઉશકેરાયલી ધપે ઉઠી બેસી
ાને હાથો આંખો ઉપર ઢાંકી જીવ સાથ બડબડયો—
હી–નહી ! એ નહીંજ બનશે ! દુન્યાની ખોટી માયા
ાત મારેથી દુર થાઓ ! હું કેટલો બેમુરવત નગુણો
ી વહાલી મધર ઉપરની આફતનો સેહજબી ખ્યાલ
–ને કેટીને યાદ કરૂં છ ! માતા, મારી ભલી માતા !
સદબસર ગુનેહગાર છું ! તમારી બદ દુઆઓનો
ાાવાર છું."
જવાન–તે જોન ડેલજ હતો–તે હવે વધુ બોલી
. આ પળે એક બુઢો શખ્સ તે ઝુંપડીમાં દાખલ
જોયું કે તે જવાન હદથી જયાદા ઉશકેરાયલો હતો.
ા," તે બુઢાએ ઘણીજ માયાથી કહયું, "તને શું
કંઈ બુરૂં થયું છ ?"

જોન ડેલે એક ગમગોસાર નીસાસો ખેંચ્યો—

"ઓ રહેમી મારા દોસ્ત, ઓલ્ડ કેસલમાં મારૂં ખુન થયેલું ધારવામાં આવેછ. અને ખુનનો આરોપ એક નિર્દોષને માથે લાવવામાં આવ્યોછ. તેને ફાંસીની સજાનો હુકમ થયોછ. કોઇ પણ રીતે તેને બચાવવાની મારી પવીત્ર ફરજ છે. તેમજ મને મારી વહાલી માતા તરફથી પણ કાંઇજ કાગજ મળતું નથી, તેથી હું ઘણોજ તેણી માટે ફીકરમંદ બનેલો છું. મારા જાનના બચાવનાર ! ખુદાને ખાતર મને આજેજ ઓલ્ડ કેસલમાં પુગાડ. એક પણ પળની ઢીલ કરવી એ લોર્ડ હેરીસનના જાન સાથે રમત રમવા બરાબર છે."

જોન ડેલના જાનનો બચાવનાર પેલો બુઢો માછીમાર તુરત ખરી હકીકત સમજી ગયો, અને પોતાના જવાન મીત્રને આજેજ ઓલ્ડ કેસલમાં પુગાડવા તઇયાર થયો.

જોન ડેલ મેબલની ગોળીથી જખમી થઇ ડીપવોટરના પાણીમાં ઘસડાતો થયો તે વખતે તે ખુની ઓરતે તો એમજ માન્યું હતું કે તે જવાનનું આવીજ બન્યું. પણ કુદરતની ગતી ન્યારીજ હતી. મેબલ લાકડાંનો પુલ ઓળંગી ગઇ, તેજ પળે એક હોડકું પાણીમાં તરફડયાં મારતા જોન ડેલ તરફ ખેંચાઇ આવ્યું. આ હોડકું બારફડનાં એક બુઢા માછીમારનું હતું.

તેજ ખડતલ માછીમાર આ હોડકામાં સવાર થયેલો હતો. તેણે પોતાના મજબુત હાથોએ જોન ડેલને વખતસર હોડકામાં ઉંચકી લીધો. તે બુઢાએ જોયું કે તે જવાનના હાથમાંથી ધોધમાર લોહી વહેતું હતું, અને તે હદથી જ્યાદા

થાકી ગયેલો દીસ્તો હતો. તેણે બેવડા જોરથી હલેસાં મારવાનું ચાલુ કીધું–અને બારફડ તરફનો રસ્તો લીધો. તે જોન ડેલને એક પીતાનાં પ્યારથી પોતાનાં ઝુપડાંમાં લઇ ગયો. જયાં તેણે એક તબીબીનીજ કુશળતાથી તેની માવજત કીધી. જોન ડેલ આવી રીતે ડુબતો બચ્યો હતો.

મેબલ ઉર્ફે રોઝીના પકડાવાથી આખા ઓલ્ડ કેસલમાં અજબ ચર્ચાએ રૂપ લીધું. રોઝીની તપાસ કાયદાસર ચાલનાર હતી. લોર્ડ હેરીસન નિર્દોષ હતો–એ બીના બહાર આવતાંજ લોકોની ખુશાલીનો પાર રહયો નહી. તેમાં કલેરાની ખુશાલીનું પુછવુંજ શું ! કલેરા, હેનરી અને ડયુક ઓફ ગ્રેશામે રોકેલા ડીટેકટીવની ફતેહનું આ કાંઇ જેવું તેવું પરીણામ નહી હતું.

લોર્ડ હેરીસન જોન ડેલના ખુન માટે નિર્દોષ ઠરી બાઆબરૂ છુટો થયો. હેરીસન પેલેસમાં પાછો ફરતાં તેને મળેલું માન ઓલ્ડ કેસલની તવારીખમાં નોંધી લેવા જેવું થઇ પડયું. લોર્ડ હેરીસન માટે વધુ અસરકારક તો એ હતું કે જે કામદારો અને ગરીબોને તેણે મગરૂરીથી ધીકકારી ઠોકરે માર્યા હતાં–અને જે ગરીબોથી તે સુગાઇ સો સો કોશ દુર નહાસતો હતો–તેઓ પણ તવંગરોની જોડેજોડમાં તેને આવકાર આપવાને બંદીખાનાથી તે હેરીસન પેલેસ સુધી હસ્તે ચહેરે અને ખુશાલ જીગરે રસ્તાઓ ઉપર સફસમારી ઉભાં હતાં !

કલેરાની ખુશાલીનું બ્યાન કરવું અશકય છે. તેણીને થયેલો સ્વપ્નો ખરો પડયો હતો. સ્વપ્નાનો બીજો ભાગબી ખરો પડે એમ તેણીએ ખરાં જીગરથી ઇચ્છયું, જે કેટી જીવતી હોવાનો હતો ! પણ તેણીને લાગ્યું કે એમ બનવું

આશારહીત હતું. તેણીએ પોતાની નજરોનજર પોતાની વડી વહાલી બેહેનને ત્રેનનાં અકસમાતથી મરણ પામેલી જોઇ હતી. તેણીએજ પોતાના હાથો વડે કમનસીબ કેટીને પેરીસમાં દફન કીધી હતી !

પણ વળી આખા ઓલ્ડ કેસલમાં જે નવો હોહોકાર ફેલાઇ ગયો તે રોઝીએ બંદીખાનામાં કીધેલો આપઘાત હતો ! તેણીને ફાંસીને માચડે લટકવા ગમ્યું નહી. લોર્ડ હેરીસન અને તેના કુટુંબ ઉપર પોતાની માતાનો કીનો લેવા જતાં તે પોતાનેજ હાથે આ જહાનમાંથી કુચ કરી ગઇ હતી. કલેરાએ તેણીના મરણથી ખરેખર છુટકારાનો દમ ખેંચ્યો. તેણી પોતાના પ્યારા પેદરને જાનોનીસાર વહાલથી ભેટી. આ દેખાવ ઘણો અસરકારક હતો. જ્યારે લોર્ડ હેરીસને પોતાની પ્યારી બેટી કેટીના મોતની સત્તાવાર ખબર કલેરાને મોઢેથી સાંભળી ત્યારે તેનો વિલાપ અને પશ્ચાતાપ પાર વિનાનો હતો. તેને માટે કેટીનાં મોતનો ગમ અસહ્ય થઇ પડયો.

રોઝીનાં મોત પછી કલેરાએ તેણીના આખા ઓરડાની તપાસ લીધી, પણ તેણીની માતા લીઝીની તસવીર સિવાય તેણીને બીજું કશું હાથ લાગ્યું નહીં. સારાં નસીબે કેટી પોતાના બાપના પાપની જીવતી સાહદતને લગતાં ઓચરીયાઓ રોઝીના હવાલામાં ન રાખતાં પોતાની સાથે લઇ ગએલી હોવાથી કલેરા મેબલનાં ઓરડામાંથી કશું મેળવી શકી નહી.



## પ્રકરણ ૩૩ મું.

"નસીબ! અજબ તુંજ પનાહ!
અજબ તારી રીતી ને રાહ!
આજે તેની પડતી-કાલે તેની ચઢતી-
કરેછ તું ફકીરોને શાહ!"

હવે આપણા એક વખતના ગરીબડા વિલીયમ ગ્રે તરફ પાછી નજર કરયે. તે બીચારાની છેલ્લા એક વરસ થયું હસ્તીજ ભુલઇ ગઇ હતી. હમણા તે એકાએક એક જાણીતા ડોકટર તરીકે પાછો ફુટી નીકળ્યો હતો. તેણે પોતાના ખરચથી ઓલ્ડ કેસલથી આશરે ત્રીસ માઇલના છેટે આવેલા એક નાના રેલવે સ્ટેશનની નજદીક એક સુંદર મકાનમાં એક ધર્માદા ઓસ્પીટાલ સ્થાપી હતી. હા-વાંચનાર, તું અચરત થઇશ નહીં! કુદરતના ખેલ કોઇવાર એવાજ વીચીત્ર હોય છે! આગલો મુફલેશ વીલીયમ ગ્રે હવે આજે ગરીબ દર્દીઓને અહીંથી-તહીંથી-અને સઘળેથી શોધી લાવી, દરેક રીતનો તેઓને આસરો આપી ખુદ પોતાની સ્થાપેલી ધર્માદુ આસ્પીટલમાં તેમની માવજત કરવામાં મોટી મજાહ લેતો હતો!

વીલ્યમ ગ્રેનાં કીસમતના ચકકરે એકાએક એક મોટી ઝોંક ખાધી હતી. આપણે જાણયે છીયે તેમ પોતાની માતાના મરણ પછી આ મુંગે મ્હોડેનો જવાન ઓલ્ડ કેસલ એકાએક છુપાછુપ છોડી ગયો હતો. પોતાના દોસ્ત જોન ડેલના માથે નહિ પડવાના વીચારથી તે અચણુચ કોઇને કહયા વગર કેઠે

ચાલી ગયો હતો. તે કયાં ભટકતો હતો તે જોન ડેલ ગમે તેટલી શોધ કરવા છતાં જાણી શકયો નહિ. બચાવેલા થોડા પૈસા સાથે તે ઓલ્ડ કેસલથી જરમની જવા ઉપડી ગયો. જાતે પોતે મેહનતુ અને ખડતલ હોવાથી વીલ્યમને અંતે જરમનીના વીજળીથી દરદો સાજા કરનારા એક કુશળ તબીબ ડોકટર વોડકોફના હાથ નીચે એક આસીસ્ટંટ તરીકે નોકરી મળી. ઉલટમંદ, ઉદયોગી વીલ્યમ તુર્તજ દીલ નાખીને આ લાઇન પછવાડે મ ડયો. પરિણામ વીલયમ માટે બહુજ ફતેહ-મંદ આવ્યું. તેને વીજળીથી દરદો સાજા કરવાની વિદ્યામાં ફકત છજ મહીનાની અંદર એવી તો ઉંચી કુશળતા મેળવી કે તેનો ઉસતાદ વટીક અજબ થયા વિના રહયો નહિ.

વીલ્યમની જાતી ચંચલાઇ-તેની ખંત, ઉલટ અને ઓરીજીનાલીટી,-તેની મહેનતુ ખાસીયત ભલો ડા૦ વોડકોફ થોડાજવારમાં પુરેપુરી જોઇ શકયો. વિલ્યમ ગ્રે જેવો પ્રમાણીક, સાચ્ચો અને સદગુણી જવાન તેને તેની આખી જીંદગીના માર્ગમાં કદી પણ મળ્યો હતો નહિ. આ ઘરડો ઉસતાદ તેને ફકત બે મહીનામાંજ પોતાનાં ફરજંદની માફક પ્યાર ભરી નજરથી જોવા શીખ્યો. તેની ચગોર ચશ્મો વીલ્યમની દરેક હીલચાલ તેમજ તેના હમેશના દુઃખી ઉદાસ ચહેરા ઉપર બારીક રીતે વળગેલી રહેતી. ડા૦ વોડકોફે ખરા જીગરથી આ ચંચલ છોકરાને પોતાનો હુન્નર એક પીતાનાં વહાલથી શીખવવા માંડયો—અને જરમની આવ્યાને ભાગ્યે છ મહીના થયા હશે કે વીલ્યમ આ નવી વૈદક વીદ્યામાં અજબ જેવી કુશળતા મેળવી શકયો.

કુદરતની ગતી ન્યારી છે. છ મહીના બાદ બુઢાપાની

બીમારીનો ભોગ થઇ પડી તે ભલો ઉસ્તાદ એકાએક મરણ પામ્યો. ત્યારેજ વીલ્યમે બેહદ અજાએબી વચ્ચે જોયું કે તે બુઢો તબીબ તેને પોતાની તમામ માલ મીલકતનો એકલો વારેસ બનાવી ગયો હતો! આ ફાની દુન્યામાં તે બુઢો એકલોજ હતો. જવાનીમાં તેને પ્યારનો કડવો અનુભવ મેળવ્યા પછી તે આ દુન્યામાં કોઇબી ઓરતમાં માનતો હતો નહિ. ખુદા તરફની ફરજ બજાવ્યા પછી તે દરદી તરફની ફરજ બજાવવામાં મશગુલ રહેતો. પણ વીલ્યમની ભુખમરાથી મરેલી માતાની દુખ ભરેલા કાદણીથી, તેમજ તેની માફક વીલ્યમબી પ્યારમાં નાઉમેદ બનેલો દરેક ઓરતોને ધીકકારતો નહાસ્તો ફરતો જોઇ, કુદરતી તેનું દીલ કાંઇ અજબ તે છોકરા તરફ દોડયું હતું. કુદરતે તેનાં માર્ગમાં વીલ્યમ એને હડસેલી દીધા પછી તેણે તે જવાનને પોતાનો વારસ બનાવવાનો પકકો ઠરાવ કરી રાખ્યો હતો.

વીલ્યમનું નસીબ ફકત થોડા મહીનાનીજ રમતમાં ઓચીંતુ ફરી ગયું હતું. પોતાના મરહુમ મુરબ્બી પીતાને તોલના ઉસ્તાદની બરકતથી તે હવે પાંચ પૈસે સુખી થયો. તેણે પોતાનું નામ બદલીને વીલ્યમ વોડક્રોફ રાખ્યું અને પોતાની જીંદગીનો સફો ઉથલાવી નાખનાર આ બુઢા તબીબની યાદમાં તુર્તજ—આગલ લખ્યા પ્રમાણે—એક ધર્માદા ઓસ્પીતાલ સ્થાપી.

ઓલ્ડ કેસલ અને તેના આસપાસનાં ગામડાઓમાં તેમજ લંડનમાં ગરીબોથી વસાએલાં લત્તાઓમાં તે લટાર મારતો, ઘરોઘરની મુલાકાત લેતો, અને જે લાચાર બેચાર દરદીઓ મળી આવતાં તેઓને સમજાવી પોતાના ખરચથી

પોતાની ઓસ્પીટાલમાં લાવતો, તથા બેહદ ખંત અને કાળજીથી તેઓની માવજત કરતો.

અફસોસ ! તેની આ ફતેહ પોતાની નજરોનજર જોવાને તેની માતા આજે હાજર હતી નહિ ! તે જીન્નતગુજીન માતાએ જોએલો સ્વપ્નો આજે કેવો ખરો પડયો હતો તે જાણુવા તે વહાલી મા જીવતી હતી નહીં !

એક સાંઝે હાથમાં એક માતાની તસવીર સાથ ડા૦ વીલ્યમ વોડક્રોફ્ ઓસ્પીટલમાંના પોતાના ખાનગી ઓરડામાં દુખભરેલી ગઇ ગુજરી યાદ કરતો પોતાના કુતરા કારલો સાથ બેઠો હતો. આગલા ખ્યાલોની હારમાળા સાથે કમનસીબ હીલડાની દુખ ભરી યાદ તેના મગજમાં ધસી આવી. તેણે તેણીને તેમજ પોતાના પીતાને તેની માતાના કહયા પ્રમાણે શોધી કાહડવાની ઘણીબી કોશેશ કીધી હતી પણુ બધુ ફોકટ ગયું હતું.

બધાં દુખ ભરેલા વીચારો કરતો છેલ્લે કંટાલી તેને જોન ડેલના હાથે લખાયલું એક પુસ્તક કહાડી વાંચવાનો વીચાર કીધો, પણુ તે આજે મુદ્દલ વાંચી શકતો હતો નહિ. તેનું ભેજુંજ ચરવા ગયું હતું. અંતે છેલ્લે ચોપડી પટકી થોડો વખત બહાર ખુલ્લી હવામાં ફરી આવવાનો વીચાર કરી તે નીકળ્યો, તે વીચારોમાં લીન થઇને ચાલતો હતો. પોતાના ગમખાર વીચારો દુર કરવા તેણે ઘણી કોશેશ કીધી પણુ તે દુખી વીચારો આજે તેનો પીછો છોડવાજ માગતા ન હતા. તેટલા એકાએક તેને કાને થોડેક દુરથી એક અબળાનો દુખથી ડચકાં ખાવાનો અવાજ પડયો. તે એકદમ ચોંકયો. પોતાના કુતરા સાથે તેજ ઘડીએ જે બાજુથી અવાજ આવતો હતો ત્યાં દોડયો. ત્યાં વીલીયમે શું જોયું ?

તે એક ખરેજ ગમખાર દેખાવ હતો. ઠંડીથી ઠઠરતી, ભુખમરાથી અધમુવી જેવી થએલી એક કમનસીબ બાળા રડતી જમીન ઉપર ફસડાઇ પડેલી હતી. તેણીનો પોશાક હાલહવાલ અને ફાટી ગયેલો હતો. તેણી એવી ખરાબ રીતે જમીનદોસ્ત થઇ પડી હતી કે પોતાનો પગ વટીક ખસાડી શકતી નહતી. તેણીના પગમાં દેખઇતી સખ્ત કળતર થતી હતી અને દર્દને મારે તેણી અડધી બેભાન જેવી હાલતમાં હતી.

વીલીયમ તરતજ દયાથી તે હીણભાગ્ય છોકરી આગળ ગુઠણમંડીયે બેસી ગયો--અને તેણીની "પલ્સ" તપાસી. પછી તુર્ત પોતાના ખીસાંમાથી બ્રેનડીની "ફ્લાસ્ક" કાહડી તેણીને હુશીયારીમાં લાવ્યો. આથી તે સુંદરી થોડી હોશમાં આવી --અને તેવુંજ તેણીએ ફાટુ ફાટુ એખલુ પોતાના મન સાથે બોલવા માંડયું—

"ઓ હું કયાં છું? હવે મારૂં શું થશે? ઓ ખુદા! આ દુન્યામાં મારૂં કોઇજ નથી! હવે હું એખલી કયાં જવશ? મેં ગઇ કાલનું કાંઇજ ખાધું નથી. ઓ હવેજ ભુખમરો કેવો છે તેનો મને વીચાર આવેછ. કોઇ મને દયા કરી પાણી આપો! ઓ, મારા પગને શું થયુંછ?"

ખચીત! તે જવાન ઓરતના પગની ઘુંટીમાં અસહ્ય વેદના થતીજ હોવી જોઇયે-કેમકે તેણી કળવાઇને રડવા પડી. તેણીના આવા તવલાટથી વીલીયમને ઘણુંજ લાગી આવ્યું. બીચારી કોઇ તેનાજ જેવી નસીબની લીલી એખલી અટુલી હતી!

તે છોકરી ગમ માયાથી જોઇને તે બોલ્યો: "બાનુ, શું તમુને પગમાં ઘણીજ કળતર થાયછ? જરા મને તમારૂં "શુ"

કાહડીને તપાસવા દેશો તો હું તમુને થોડીબી રાહત આપી શકશ."

તે છોકરીએ પોતાની સુંદર રડતી ઉદાશીત કાળી આંખ્યો ઉઘાડી અને ડચકાં ખાતાં કહ્યું—

"મને ઘણીજ કળતર થાયછ! ખુદા ખાતર તમો હાથ ના લગાડતા."

"પણ—મેડમ—તમે કોણ છેઓ? ને અહીં તમુને શું હોનારત થઇ?"

"હું અહીં તદન એખલીજ આવીછ. મારૂં નામ મરાયા લી છે. હું ડૉ૦ વોડક્રોફ્રની નર્સ માટેની જાહેર ખબર વાંચી તેવણને ત્યાં નર્સ તરીકે રહેવા આવી, તેટલાં આય મને અકસ્માત થયો ને હું પડી ગેઇ!"

વળી પાછી તેણી દર્દ નહિ ખમી શકવાથી હાંફ્વા લાગી. વિલ્યમે સંભાળથી તેણીનો પગ જોઇને બાંધી સેહજ 'માસાઝ" કર્યો. દેખઇતી રાહત તે છોકરીને થઇ—કેમજે તેણીના ચેહરા ઉપર કરારનો છાપ ફ્રી વલ્યો. વીલ્યમ નરમાસથી બોલ્યો—

"બાનુ, જરાબી ડરો ના! હું પોતેજ ડૉ૦ વોડક્રોફ્ર છેઉં. હું હમણા તમુને સંભાળથી ઉંચકીને મારી ઓસ્પીટલમાં લય્ જાવુંછ. તે અહીંજ તદન પાસેજ છે."

હજી તો તે છોકરી કાંઇ જવાબ દે તે અગાઉ એક ફુલની માફક તેણે તેણીને ઘણીજ સંભાળથી ઉંચકી. તેમ કરતાં તેણીના લેવાયલા ખુબસુરત ચહેરા પર તેની નજર પડી. તે ચોંકયો! તેણીની કાળી મોટી આંખ્યો સાથ પોતાની આંખ્યો મળતાં તેને એમજ લાગ્યું કે તે અગાઉ કેઠે તેણીને

હજી તો તે છોકરી કાંઇ જવાબ દે તે અગાઉ એક
। માફક તેણે તેણીને ઘણીજ સંભાળથી ઉંચકી, તેમ
તેણીના લેવાયલા ખુબસુરત ચહેરાપર તેની નજર પડી.
ાંકયો ! તેણીની કાળી મોટી આંખ્યો સાથ પોતાની
યો મળતાં તેને એમજ લાગ્યું કે તે અગાઉ કેરે તેણીને
. હતો ! તે બ્યુટીફુલ બે ડોળાઓમાં કાંઇ અજબ જેવું
અને ગમગીની વંચાતી હતી, જે જોઇ તે દુખથી દાઝી
એટલુંજ નહિ પણ તેનાં જીગરમાં એક ન સમજ પડે
અજબ જેવી લાગણી પેદા થઇ !

(જુઓ સફા ૩૦૮ મો.)

મળ્યો હતો ! તે બ્યુટીફુલ બે ડોળાઓમાં કાંઇ અજબ જેવું દુખ અને ગમગીની વંચાતી હતી, જે જોઇ તે દુખથી દાઝી ગયો. એટલુંજ નહિ પણ તેનાં જીગરમાં એક ન સમજ પડે તેવી અજબ જેવી લાગણી પેદા થઇ !

વીલ્યમે તે છોકરીને પોતાની ઓસ્પીટાલમાં લઇ જઇ તેણીની અતીશય કાળજીથી સારવાર કરવા માંડી. જે ખત અને મહેનતથી તેણે આ નવી પેશન્ટના પગને "બેનડેજ" કર્યો તેથી આખી ઓસ્પીટલમાં અજાયબી અને ચકચાર મચી રહી—કારણ કે હંમેશ ડા૦ વીલ્યમ ઓરત જાત સાથે અસાધારણ 'રીઝરવડ' અને કરડો રહેતો હતો. ઓસ્પીટલમાં તે ગરીબો સાથે જેટલો ભલો હતો તેટલોજ નર્સો સાથે સખ્ત હતો. તેનો ધાક એટલો બધો હતો કે આખી ઓસ્પીટલ તેનેથી ધ્રુજતી હતી. તે કદી કોઇ સાથે હસતો નહિ અને સદાનોજ બરીયેલ અને ગમગીન ફરતો. આ બધું છતાં સર્વે તેને ચાહતાં ને માન આપતાં.

તે "પેશન્ટ" આસ્પીટલમાં લાવ્યા પછી તેણીની તબી-યત વધુ બગડી. હાડમારી, ચીંતા, થાક અને ખોરાક વગર તેણી તદન નસોસ થઇ ગઇ હતી બીજે દીવસથી તેણીને જરા "બ્રેન ફીવર"ની શરૂઆત થવા માંડી વીલ્યમની ચીંતા અને નાસીપાસીનો પાર ન હતો. તે આ છોકરી તરફ કોણ જાણે એવા કાંઇ ગુપ્ત વીચીત્ર જોશથી ખેંચાતો હતો કે રાત અને દીન એક કરી તે ખડે પગે તેણીની આગળનો આગળ રહી તેણીની સારવાર કરવા પડયો. તેનો મોટો ગમ એજ હતો કે તેણી કોણ હતી, ને કયાંથી આવી, તે પોતે જાણતો ન હતો.

પણ અંતે આઠમે દીવસે મામલો બદલાયો!

વીલ્યમની રાત અને દીનની સખત મહેનતનો બદલો અંતે મળ્યો. આઠમે દીવસે તાવ બીલકુલ ઉતરી ગઇ—અને પહેલીવાર તે છોકરીએ આંખ્યો ખોલી પોતાના બચાવનાર ગમ જોયું!

બીજા ત્રણ દહાડા ગબડી ગયા. હવે પેશન્ટને કાંઇ ન્યુસ પેપરો વાંચવાની રજા મળી હતી. તેણીએ વાંચવા ન્યુસો માંગ્યા જે વીલ્યમે મોકલ્યાં. પણ જેવી તેણીની નજર એક ફકરાનાં મથાલા પર પડી કે તેણી ચાસ સમેત બીછાણા પર ઉછળી બેઠી. ત્યાં જોન ડેલનું મરણ અને લોર્ડ હેરીસનના ફાંસી જવાની ખબર છપાયલી હતી! આખો ફકરો ફાટી ફાટી આંખ્યે વાંચી તે છોકરીએ એક જીગરતોડ ચીચ્યારી પાડી—અને ત્યાંજ બેહોશ થઇ તુટી પડી!

ઓસ્પીટલમાં પાછો ગભરાટ મચી રહયો. ડા૦ વીલ્યમને તરત બાહરથી બોલાવવામાં આવ્યો. તેણીની આવી હાલત જોઇ તેની અકળામણનો પારજ રહયો નહીં. તેણીને કાંઇ એકાએક "શોક" લાગવાથી પાછી ભેજાંને અસર થઇ હતી એ ખોલ્લુંજ હતું.

વળી પાછા બીજા ૧૪ દીવસ મોત અને જીવતની વચ્ચે તે છોકરીએ કાહડયા. વીલ્યમની અને સર્વેની હદ વનાની કાળજીથી તેણી હલવે હલવે સાજી થતી ગઇ. પણ તેણી કાંઇ અજબ જેવી શોકાતુર અને ગમગીન રહેતી, જે જોઇ વીલ્યમનો જીવ બળી જતો. એવું તેણીનું શું ભારે દુખ હતું, જે તેણીને મારી નાખતું હતું તે જાણવા તે ઘણોજ આતુર

હતો. તે માટે તેણીને ઘણુંએ પુછતો પણ તેણી ગમખાર હસીને તેને ઉડાવ્યા કરતી.

એક સાંજે તે ગરીબોના કામથી ઘણોજ થાકેલો ને કંટાળેલો મરાયાને જોવા આવ્યો. તે દહાડે તેણી દેખઇતી વધારે તટાર હતી. પણ તેણીના મુખડા ઉપર ગમગોસાર છુપા વીલાપનો ચીલ્લો હતો. જોનના દુખભરેલા મોતનો તેમજ પોતાના બાપનો વીચાર કરતી તેણી હાલ ગોયા આફતનું અને ત્રાજીડીનું જીવતું પુટલુંજ હતી !

છાતી ચીરી નાખનારા દુ:ખી વીચારો કરતાં કરતાં હવે તો તેણીનું મસતકબી ફરતું હતું ! અંતે ઘણો વીચાર કરી તેણી છેલ્લી એકજ વીચાર પર આવી હતી કે તેણીએ હવે હમેશ આ ઓસ્પીટલમાંજ નર્સ તરીકે રહી ગરીબોને પોતાની જીંદગી અર્પણ કરવી અને બને તેટલું દુ:ખી ગરીબોનું ભલું કરી, જે મહા પાપ તેણીએ કર્યું હતું તેનો ખંગ વાળી આપવો;—પછી સાફ અંતકરણ સાથ અહીંઆ નહીં તો પેલી દુન્યામાં જોનને મળવું.

તે આ બધા શોકાતુર વીચારોમાં ગુંથાયલી હતી તેટલાં વીલ્યમના આવવાથી ખલલ પડી. તેણીનો ઉતરી ગયેલો ચહેરો જોઇ વીલ્યમે ઘણીજ બજીદાઇથી એકવાર ફરી તેણીની ગમગીનીનું કારણ પુછ્યું. તેણીએ પોતાનો દુખી હેવાલ કહયો. તેણી તદન આ દુન્યામાં એખલી પડી ગેઇ હતી–તેણીનું કોઇજ ન હતું ને તેણી પોતાની જીંદગીથી કંટાળી ગેઇ હતી; તેટલાં ઓસ્પીટલની નર્સ માટેની જાહેર ખબર વાંચી તેણી એક નર્સ તરીકે રહેવા આવી હતી; પણ કમભાગ્યે અકસ્માતથી પડી જવાથી ભલા ડાકટરે તેણીને મરતી બચાવી હતી ને હવે તેણી ત્યાં

એક નર્સ તરીકે રહી ગરીબોના કામમાં તેને મદદ કરવા ઘણી આતુર હતી !

અલબતાં ડા૰ વીલ્યમના છુપા હરખનું શું વર્ણન થઇ શકે.

"મીસ લી ! તમો આટલાં જવાન અને નાજુક છેવો, તો પછી ગરીબોનો આય ઝહેમતનું ભારી કામ કેમ ઉઠાવી શકશો ? વીચાર કરો !"

"ઓ નહિ નહિ ડાકટર–એમ ના બોલો ! હું એથીબી ભારી કામ બનાવી શકશ ! ઓ હું આ દુન્યાથી એટલી બધી ધરઇ ગઇછ કે મને મારી જવાન જીંદગી તદન અકારી થઇ પડીછ. ગરીબ દરદીઓની સેવા કરવામાં હું મારો વખત ગુજારવા માગુંછ હું નર્સ તરીકેની મારી ફરજ બજાવવા માગુંછ. દુન્યાથી કંટાળેલાઓ માટે ગરીબ લાચાર દરદીઓની માવજત કરી તેમનો જાન બચાવવા કરતાં વધુ ભલુ શું હોઇ શકે ? સાહેબ, એક વખત એવો હતો કે હું ધનના ઢગલા ઉપર આલોટતી હતી, પણ હવે વખત બદલાઇ ગીયોછ !"

તે બીમાર અબળાએ એક દીબો તાણીને હાય મારી—

"ડાકટર, મુફલીસ માણસોને થોડાજ વખતપર હું ઠોકડે મારતી હતી. હું આ ખોટી દુન્યામાં મોહીની પર નાહક ફુલતી હતી, કુદરતનાં બાપને ભુલતી હતી ! કુલ જેહાનનો પેદા કરનાર મારી આ ભુલ સાંખી શકયો નથી. હું દુન્યાની ફરેબી જાલમાં ફસી પડી; દુન્યાનાં ખરા રંગને એકાએક એક દહાડે જોઇ શકી. ગરીબો તરફના મારા આગલા ધીકકારનો બદલો હવે તમારી માયાવંત પનાહ હેઠળ મારા આ હાથોએજ

તેમની માવજત કરી વાળી આપવા માગુંછ. મારી બાકી રહેલી જીંદગીની આ એક છેલ્લી અને એકલીજ ઉમેદ છે."

વીલ્યમે જોયું કે આ વેળાએ તે ખુબસુરત ઓરતને એટલું બધું તો દુખ થતું હતું કે તેણીની આંખોમાંથી તડતડ આસુઓની રેલ તેણીની છાતી સુધી ટપકતી હતી. આ દેખાવથી તે ભલા ડાકટરને ઘણું લાગી આવ્યું. તેણીની આ ઉમદા ઓફર તે ના પાડી શકેજ કેમ? ખરાં? જીગરથી કામ કરનારી નર્સની તેને મોટી જરૂર હતી—જેને કુદરતે તેનાં માર્ગમાં અજબ સંજોગે લાવી મેલી હતી.

"બાનું", વિલયમે ઘણી દયાભરી લાગણીથી તેણીને સધીયારો આપતાં કહયું, "તમારી માયાવંત ઓફર હું ઘણીજ ખુશી સાથે સ્વીકારૂંછ. મને દરેક વકી છે કે આ ઓસ્પીટલનાં દરદીઓની સીસટર ઓફ મરસી તરીકેની ઉમદા ફરજ તમો ઘણી ફતેહમંદ રીતે બજાવી શકશો. એક વખત એવો પણ આવશે કે ગરીબ દરદીઓની દોઆથી તમો તમારૂં આગલુ સુખ અને આરામ પાછાં મેળવી શકશો."

ડાકટર આગળ બોલી શકયો નહીં. તે છોકરીએ તેને આગળ બોલતાં અટકાવી દીધો.

"કદી નહિ! મારા આગળા સુખ કે આરામ માટે મને હવે સહેજબી દરકાર નથી, ડોકટર! તવંગરીની તકલીદી મોજ કરતા સાચ્ચા અંતકરણ સાથનું મોત મને ઘણું વધારે પસંદ છે."

તેણી વધુ બોલી શકી નહિ. આ ઓરત જે હમણા સુધી વિલયમ સામે બીછાણા ઉપર ખડી બેસીને બોલતી હતી તેણી હવે દુખથી બીલકુલ આઝેઝ બની પલંગ ઉપર ફસડાઇ પડી.

તેણીને એકકી ટગરે જોતો સદાનો તે સાવધ જવાન ગાફેલ બની બેસીજ રહયો. આ વેળાએ તેનાં જીગરમાં તેની મરજી વીરૂદ્ધ અદભુત ખ્યાલોએ ઘર કીધું. તેવા ખ્યાલોનો તેને અત્યાર અગાઉ કદી પણ સ્વપ્નો વટીક આયો નહિ. તેણે જોયું કે આ અદભુત 'બ્યુટી' એ તેની જીંદગીનો સફો થોડીક માનીટની મુલાકાત દરમ્યાન બીલકુલ ફેરવી નાખ્યો હતો.



## પ્રકરણ ૩૪ મું.

### "મારે મનથી દુન્યા હવે દુબીજ ગયલી છે!"

પાણીના વેળાની પેઠે વચમાં બીજા ૧૫ દાહડા ગબડી ગયા. ડૉ૦ વીલયમ વોડક્રોફની ઓસ્પીટલમાં મરાયા લીના દાખલ થયા પછી તે તબીબની તેમજ તેના ખાતાંની રગોમાં નવું લોહી દાખલ થવા પામ્યું હતું! આ નવી હેડ મેત્રનનાં કારોબાર હેઠળ ઓસ્પીટલનું ગોયા રંગરૂપજ ફેરવાઇ ગયું હતું. ડા૦ વિલયમની કુશળતાની જોડે જોડ "દયાની બહેન" મીસ મરાયા લીની દરદીઓ તરફની કાળજી વીશેની વાખવાખી એટલી બધી તો આસપાસ ફેલાવવા પામી કે લંડનની મોટી મોટી ઓસ્પીટલોને બાજુએ મેલી દુર વેરથી દરદીઓ એજ વાડક્રોફ 'ક્લીનીક' મધે ખેંચાઇ આવતાં હતાં! આણી મેર ઓરતો તરફ અભાવ ધરાવનાર તે જવાનમાંબી અજબ ફેરફાર થયો હતો. દરદીઓ તરફની ફરજ બજાવવા પછી આ ભલો તબીબ તે દીલસોજ "દયાની બહેન" સાથે જ્યારેબી એકલો

પાણીના રેળાની પેઠે વચમાં બીજા ૧૬ દાહડા ગબડી ગયા. ડૉ૰ વીલ્યમ વૉડક્રોફ્‌ની ઓરપીટાલમાં મરાયા લીના દાખલ થયા પછી તે તબીબની તેમજ તેના ખાતાંની રગોમાં નવું લોહી દાખલ થવા પામ્યું હતું! આ નવી હેડ મેત્રનનાં કારોબાર હેઠળ ઓરપીટલનું ગોયા રંગરૂપજ ફેરવાઇ ગયું હતું.

(જુઓ સફા ૩૧૪ મો.)

પડતો ત્યારે તે પોતાની આગળી તમામ દુઃખી યાદગારીઓ ભુલી જતો.

"મીસ લી," એક દિવસ તેણી સાથ એકલો પડતાં તે ખોખરા ઘાડા સાદે બોલ્યો, "આપણી બંનેની જીંદગીનાં પાસાં અચબુચ બીલકુલ ઉલટાઇ ગએલાં હું જોઉં છ !"

મરાયા ચોંકી. તેણીએ પોતાની ખુરશી આગળ તાણી ઘણા ધ્યાનથી વિલયમને સાંભળવામાં રોકાઇ ગઇ.

"મીસ લી !" વિલયમે આગલ ચલાવ્યું, "એક વખત એવો હતો કે જ્યારે હું હમણાની કાની ધનવાન નહિ હતો. એક સુકકા પાઉંના ટુકડા માટે ફકત સવા વરસની વાત ઉપર તવળતો હું સાદા વીલયમ ગ્રે તરીકે ઓલખાતો હતો."

"તમારો ગમગીન ચેહરોજ એ હકીકત કહી આપેછ, ડોકટર !" મરાયાએ બહુજ ધીમા અવાજે જવાબ વાળ્યો, "પણ મને તમારી વાત સાંભળવા ગમેછ. તમુને વાંધો નહીં હોય તો મને બધું કેહશો ?"

"સરટનલી ! તમારી આગળ મારૂં દીલ ખોલતાં મને કંઇ અજબ રાહત મળેછ, મીસ લી ! સાંભળો; મારી મરતી માદરને બચાવવા ખાતર હું ભિખારી બની એક જુલ્મી તવંગર ઉમરાવ આગળ હાથ ઓળવાને પણ ચુકયો હતો નહિ; પણ મેં તે સંગ દીલના પીયર અને તેની બેટી સોડેથી અપમાન, ધિકકાર અને ઠોકડો સિવાય બીજું કશું મેળવ્યું નહિ. બાનુ, મેં મોટા અફસોસ વચ્ચે જોયું કે તે તુમાખી ઉમરાવ કરતાં તેની વડી બેટી ગરીબો તરફ વધુ જુલમગાર હતી."

કેટીનાં ગળામાં ગોયા કાચકી બાઝતી હતી ! પણ જેમ તેમ હોઠ પીસેલા રાખી તેણીએ ધ્રુજતે જીવે પુછ્યું—

"અને, ડોકટર, તે લોકનાં નામ ?"

"તેઓ લોર્ડ હેરીસન અને તેની ખુબસુરત પણ ગ
છોકરી કેટી હતાં, જે મગરૂર ઓરત આજે મોતનાં પાલ
સુતેલી છે !–શું છે ? મીસ લી, તમે હમણા કંઇ બરાબ
પણે દીસતાં નથી ! મારી વાતથી તમુને કંઇ કચવાટ લા

ખચીત ! મરાયાને હમણા લાગતું હતું કે તે
થવાની અણી પર હતી ! તેણીની આ હાલત વિલયમે
લીધી. તે ગભરાટનો મારયો તેણીની પાસે ધસી ગયો
તેણીનો નાજુક એક હાથ પોતાના હાથમાં લઇ બીજે
માયાથી તેણીનાં ખભાં ઉપર મુકયો.

"કંઇ નહીં–કંઇ નહીં, ડોકટર ! મને કંઇ નથી.
કેફીયત આગળ ચલાવો."

"મીસ લી, તમો કેવાં નરમ જીગરનાં છો કે
કમનસીબ જીંદગીનાં આગળા સફાની થોડી વીગતોએ
નાજુક હઇયું એટલું બધું પીગળાવી નાંખ્યું ! આપણી
ગીના માર્ગમાં આવા ખાડા ખાબોચીયા અને ટેકાદ
આડે આવ્યા વિના રહેતા નથી. કીસમતનાં ચ
કંઇ ઢંગ ધડોજ નથી. આપણી બંનેની જીંદગ
દાખલો જુવો, મીસ ! દુઃખના દરીયાવમાં હું ડુબતો
તે આજે સુખનાં સાગરમાં તરતો થયોછ. તમારી
જીંદગી જે સુખ અને આરામમાં પમરતી હતી તે
આફતમાં સબડતી બનીછ."

"પણ, ડોકટર, તમે——"

"નહીં–મીસ લી–મને ખોટો પાડવાની તજવીજ
ના. હું ચોકકસ પુરેપુરી ખાત્રી સાથ જોઇ શકુંછ કે

થોડાજ વખત ઉપર ઘણોજ સારો વખત જોઇ ચુકેલાં, કોઇ ઘણાજ ઉંચા ખાનદાનનાં નબીરી છેઓ. મીસ લી—તમારી હાલની કમનસીબીથી નાહીમત થતાં નાં. નેકી પર ભલે આફ્તોનો વરસાદ વરસે પણ તેથી નેકી પોતાનો પમરાટ કદી છોડશે નહીં. મીસ લી, મારી આગલી દુખી હાલત તરફની તમારી દીલસોજીએ તમો માટેનાં મારાં માન અને ચાહમાં મોટો વધારો કીધોછ. હું જોઉંછ કે મારી જીંદગીમાં મને તમો જેવાં નેકખસલત ભલાં હમશરીક મદદગાર મળ્યાંછ."

વીલયમે મરાયાનો નાજુક ગોરો હાથ પોતાનાં હાથમાં અજબ પ્યારથી હમણા સુધી રાખી મેળ્યો હતો, જે તે બાનુએ ખેંચી લેવાની સહેજ પણ કોશેશ કીધી નહિ. પણ આ વેળાએ તે ભલા તબીબની તંદબદનની તોફાની લાગણીનો મીસ લીને સહેજ પણ ખ્યાલ હતો નહિ.

આહ! લોર્ડ હેરીસન અને તેની ફેરાવણ દીકરી બ.બે આ તબીબે જ્યારે ફરીયાદ પોતાની આ દયાની બહેન આગળ કરી તે વેળાએ તેને સ્વપ્ને પણ વીચાર હતો નહિ કે મીસ મરાયા લી તેજ કવીન કેટ હતી!

અને કેટીની હાલતનો કોણ ખ્યાલ કરી શકશે?

હવેજ તેણીએ મોટા સંતાપ વચ્ચે જાણ્યું કે જે કમનસીબ જવાનને તેણીએ અને તેના પીતાએ ઠોકડે તેમજ ચાબકે માર્યો હતો તે તેણીની સામે બેઠેલો મેહરબાન, દયાળુ જીગરનો, બાહોશ ડો૦ વીલહેમ વોડકોફ ઉર્ફે વિલયમ ગ્રે હતો! એજ તે કુશળ પરોપકારી તબીબ હતો જે ખરેખરી મહોબતથી તેણીને પોતાની ઓસ્પીટલનો આશરો આપી તેણીને સધીયારો તથા દિલાશો દેવામાં હમણા મોટી મજાહ લેતો હતો. આ ખ્યાલ

થતાં તેણીનાં અંતકરણને એવો તો સખત ઝટકો લાગ્યો કે તે પોતાની આગલી તુમાખી વર્તણુક માટે પોતાનાં જીવને ખરે મને કદુવા દેયા વિના રહી નહિ. આગલી મગરૂર કેટ અને હાલની "દયાની બહેન" મીસ લી વચ્ચે આસમાન જમીનનો તફાવત પડી ગયો હતો. તેણીની ખાશીયતમાં થએલાં આવા અદભુત ફેરફાર તેણીનાં ચહેરામાં પણ એટલો બધો તો ફેરફાર થઇ ગયો હતો કે જાણે કુદરત કેટીની સીકલમાં મરાયા લીને રાખવા ચાહતી હતીજ નહિ. તેણીનાં આગલાં ગરૂર અંતકરણ સાથે તેણીનો આગલો એહંકાર ભર્યો ચહેરો ન કલ્પી શકાય તેવી રીતે ફેરવાઇ ગયો હતો. દુન્યાની નજરમાં કેટ હેરીસન મરણ પામી હતી. તેણીની જગ્યા કોઇ બીજીજ સ્ત્રીએ બીજાંજ નામ સાથ લીધી હતી !

"મીસ લી" વિલયમે તેણીનો હાથ પોતાનાં હાથમાં પકડેલો રાખી અતી મમતાથી સવાલ કીધો, "તમારૂં સગું વ્હાલું કોણુ છે ? અને કયાં છે ?"

"પરવરદેગાર સિવાય મારૂં હવે કોઇ નથી, ડોકટર ! હું દુન્યાને મનથી મરી ગઇછ. દુન્યા મારે મનથી દુબી ગઇછ. ઓ ભલા તબીબ ! હું પોતે પોતાને ભુલી ગઇછ. બસ–પ્લીઝ–મને વધારે સવાલો પુછશો નહીં !"

વિલયમ વિચારમાં પડયો. તે ઓરડામાં થોડીક પળ શાંત ચુપકીદી પંથરાઇ રહી. વિલયમ કંઇક બોલવા માગતો હતો, પણ તેની જબાન ચાલી નહિ. તેણે જોયું કે મીસ લી તે જગ્યા ઉપર વધુ થોભવાને નાખુશ હતી. તેણી પોતાના બેઠક ઉપરથી ઉભી થઇ અને બોલી:—

"સાહેબ, હવે મારે જવુ જોઇએ. દરદીઓને મારી જરૂર છે."

"જરા થોભો" વિલયમ ગળગળતા સાદે બોલ્યો, "મને થોડીક પળ સાંભળી લેવો. મરાયા, હું તુને ચાહુંછ. જ્યારથી મારી પહેલી નજર તારી પર પડીછ ત્યારથી હું તને અઠાગ પ્યારથી ચહાતાં શીખ્યોછ. મરાયા! તારા જીગરમાં મારે સારૂં સહેજ પણ દયા હોય તો મારી માગણી નાકબુલ કરવાની ના ભુલ કર. તારા જવાબ ઉપર મારી જીંદગીનો આધાર છે!"

મરાયાએ કશો જવાબ દીધો નહિ. તે સુની સાવધ જેવી વિલયમનાં સખુનો સાંભળતી તથા તેનો ચહેરો ટીકતી ઉભીજ રહી! તેણી ગભરાટની મારી હમણા ધ્રુજતી હતી.

તેણીના હાથ માટેની માંગણી અત્યાર આગમચ અનેક શખ્સોએ કરી હતી—પણ એવી માગણીનો ખ્યાલ આજે જેવો તેણીને થયો તેવો આગળ કદી પણ થયો હતો નહિ. કેટલીક પળોની ચુપકીદી પછી તેણી જેમ તેમ હિંમત એકઠી કરી બોલી:—

"ભલા ડોકટર, તમારી અચબુચ માગણીથી હું ગભરાઇ ગઇછ. હું તમારી મારી ચાહુંછ તમારા જેવો ભલો ખેરખાહ મને આ દુન્યામાં કોઇપણ મળ્યો નથી. તેથીજ તમારી માગણી ના કબુલ કરતાં મને ખચીત મને મોટું દુઃખ ઉપજેછ."

"મારી માગણી ના કબુલ?" વિલયમે કાંઇક અજાયબીથી પ્રતીઉત્તર કર્યો. "મીસ લી, હું શું સાંભળુછ? તું તવંગરીની ટોંચ ઉપરથી ગરીબાઇની ખીણુમાં ગબડી પડીછ, તેનો તું સહેજ પણ ખ્યાલ ના કર. છોકરી, જોઇયે

તો વીચાર કરવા સારૂં થોડો વખત લે. પણ મારૂં જીગર તોડી ના નાખતી!"

"હું ઘણીજ દલગીર છેઉં, ડાકટર–કે મારી પાસ બીજો જવાબ છેજ નહિ." મરાયા ધીમેથી પણ મજબુત ઠરાવથી બોલી, "સાંભળો, મેં આ દુન્યામાં એકનેજ ચાહયો હતો.—આજની ઘડીએબી ચાહુંછ. પણ મારા ખાનદાનની ખોટી મગરૂરીને લીધે બેરહમ બની મેં તેને જાહેરમાં હડધુતજ કરયા કીધો. ભલા સાહેબ, તે ભલો બહાદુર જવાન આ બેઇમાન દુન્યાનો ભોગ થઇ પડયોછ; આજે તે મારો પસ્તાવો સાંભળવાને જીવતો નથી."

ડો૦ વીલ્યમનો ચેહરો આ સાંભળી જરા જર્દ મારી ગયો—અને તેણે ગુપ્ત રીતે એક ઉંડો નીસાશો ખેંચ્યો. મરાયાએ પાછું ચલાવ્યું:—

"અરે ડાકટર–તે બાહદુર જીગરનાં કકડા બુકલા કરવાનો મોટો કરપીણ ગુનાહ મેં કીધોછ. અગર જો મીનોઇ બહેસ્તમાં સુતેલાં વ્હાલાંઓ આ ખાકી દુન્યામાં પશ્ચાતાપ કરનારાઓનો અવાજ સાંભળી શકતાં હોય તો તે જવાન સાથે મેં ચલાવેલી ચાલ માટે હું મારી બાકીની જીંદગી ખરાં જીગરનો પસતાવો કરવામાં વાપડવા તઇયાર છું. સાહેબ, તે મારી નજરથી સદાનો દુર થયોછ, પણ મારાં આ જીગરથી કદી પણ દુર થવાનો નથી. મેં એકનેજ ચાહયોછ અને સદા હું તે એકનીજ યાદને ચાહતી રહેવશ. ભલા સાહેબ, તમારી મેહરબાની ભરી માંગણી ના કબુલ કરવા માટે હું તમારી માફીની ઉમેદવાર છું."

તેણીએ ધુંટણીએ પડેલા ભલા તબીબનો હાથ પોતાનાં હાથમાં લીધો અને એક માયાવંત બહેનની મહોબતથી તેને

પોતાનાં પગ આગળથી ઉઠાડી તેની બેઠક ઉપર બેસાડયો.

થોડીક પળની શાંતી પછી વિલ્યમે ચુપકીદી તોડી.

"મીસ લી, હું મારી તળીબી નજરથી જોઇ શકુછ કે મારી માગણી નામંજુર કરતાં તુને તારા સાચ્ચાં અંતઃકરણ સાથે જબરી લડત ચલાવવી પડીછ. તારા ખાવિંદ તરીકેનો પ્યાર મેળવવામાં હું જ્યારે નીશફળ નીવડયોછ, તો કહે મને કે તું એક વફાદાર બહેન તરીકેનો પ્યાર મને સપુરદ કરશે?"

વિલયમનાં આ સખુનો સાંભળતાંજ મીસ લીનો ચહેરો જે હમણા સુધી ફીકકો બની ગયો હતો તે તાજા ગુલાબની મીશાલ ખીલી નીકળ્યો. એક સાચી બહેનનાં પ્યારથી તે જવાન તબીબ તરફ ફરી—અને તેનો હાથ અજબ જેવી માયાથી તેણીએ પોતાની આંખોમાં દાબ્યો. જવાબમાં તે જવાને એક સાચા ભાઇનાં વાહલથી તેનાં ગોરાં કપાળ ઉપર ચુંબન લીધું.

પણ આ ઘડીએ તેમનાં મેળાપનો અંત એકદમ આવ્યો. નોકરે ખબર આપી કે એક લંડનની જાણીતી નાટકકાર ઓરત મીસ મોરનાં લવલેસને ગંભીર અકસ્માત થવાથી હોસ્પીટલમાં લઇ આવવામાં આવી હતી.



## પ્રકરણ ૩૫ સું.



### "બેઠી હુય દીલગીર કયું-તેરા દીલરૂબા આ જાવેગા!"

મીસ મોરના લવલેસને અકસ્માત થયો! તેણીને ઓસ્પી-ટલમાં ઉપાડી લાવવામાં આવી!!—યા ખુદા!!

આપણે આ ઓરતને નાટકની રંગભુમી ઉપર થોડો વખત અગઉ છેલ્લી જોઇ તે વેળાએ મીસ મોરનાં ચઢતીનાં તબકકે પુગી હતી. નશીબ દેવી તેની ઉપર પ્રસન્ન હતી. પણ તેણીનાં કીસમતે વધુવાર યારી આપી નહિ. એક નવા ખેલમાં તેણીને ગંભીર અકસ્માત થયો. બધાએ તેણીને લંડનની એક જાણીતી ઓસ્પીટલમાં લઇ જવા સુચવ્યું—પણ મોરના સુદ્ધીમાં આવતાં તેણીએ પોતે ડૉ૰ વોડકૌફનીજ ઓસ્પીટલમાં જવાની ખાસ ઇચ્છા દેખાડી. તેણીએ વર્તમાન પત્રો મારફતે તે ઓસ્પીટલનાં વડા તબીબ અને વડી મેત્રન મીસ મરાયા લીની કુશળતા અને માવજત માટે ઘણું સાંભળ્યું હતું. જેથી તેણીએ લંડનની જાણીતી ઓસ્પીટલોને બાજુએ મુકી ડૉ૰ વીલયમની ઓસ્પીટલમાં આશરો લેવાનું વધુ પસંદ કીધું.

જયારે મીસ મોરનાને ડા૰ વીલ્યમની "કીલીનીક" માં લાવવામાં આવી ત્યારે તેણી બેભાન હાલતમાં હતી. ડૉકટર વિલયમે મીસ લીની મદદ સાથે તેણીને તપાસી. તેણીની સારવાર કરતાં તે મીસ મોરનાને જોઇ એકદમ ચોંકયો હતો. તેણીનો ચહેરો તેને જાણીતો લાગ્યો, અને તે સાથે કોઇ આગલી દુઃખ ભરેલી યાદ તેના ભેજામાં ધસી આવી. પણ બીજીજ પળે તેને તે વીચાર પોતાનો ધખારો સમજી ભેજામાંથી દુર કહાડી નાખી તેણીની માવજત કરવામાં રોકાઇ ગયો હતો.

પણ અંતે ધાસ્તી અને ચીંતાનું વધન બી આંઠેક દહાડા પછી વીતી ગયું. મીસ લવલેસ કુશળ વૈદક ત્રીટમેન્ટ અને અનુપમ નર્સીંગને પ્રતાપે મોતમાંથી માંદમાં આવી. તે બીમાર એકત્રેસને પોતાની બેસુદ્ધીનાં સબબે એટલી પણ ખબર હતી નહિ કે તે ભલા તબીબે અને તેની બાહોશ નર્સે દિવસો સુધી

આપણે આ ઓરતને નાટકની રંગભુમી ઉપર થોડો વખત અગઉ છેલ્લી જોઇ તે વેળાએ મીસ મોરનાં ચહતીનાં તબકકે પુગી હતી નશીબ દેવી તેની ઉપર પ્રસન્ન હતી. પણ તેણીનાં કીસમતે વધુવાર યારી આપી નહિ એક નવા ખેલમાં તેણીને ગંભીર અકસ્માત થયો.

(જુઓ સફો ૩૨૨ મો.)

રાત દીન તેણીને સાજી કરવા માટે કેવુ સખત વહીતરૂં કીધું હતું. તેણીને ભયમાંથી મોકળી થયલી જાણ્યા પછી ડો૦ વિલયમ પોતાનાં મરણ પામેલાં ભલાં ખેરખાહ જરમન તબીબની મીલકતનાં સંબંધમાં કાંઇ જરૂરી કામસર જરમની ખાતે ઉપડી ગયો હતો. મતલબ મરાયાને પોતાના મેહરબાન તબીબનો ચહેરો બરાબર સુદ્ધીમાં આવીને જોવાનો ચાન્સજ મળ્યો હતો નહીં

ડોકટર વીલયમની ગેરહાજરીમાં સીસટર મરાયા મોરનાની દીલસોજ તબીબ બની હતી. તેણી દિવસ અને રાતનો મોટો ભાગ મીસ મોરનાનાં બિછાના આગળજ પસાર કરતી, અને રમુજ સાથે જ્ઞાન મલે તેવી વાતોમાં તેણીનું દરદી દીલ બહેલાવતી. આ બંને ખુબસુરત ઓરત એક બીજાને કાંઇક વાહલથી ચહાતાં શીખી હતી. મીસ મોરનાએ સહેજબી અચકયા કે શરમાયા વગર પોતાની જીંદગીની દુ:ખી કહાણી આંસુ ભરી આંખો સાથે તે દયાની બહેનને કહી સંભળાવી હતી. તે વેળાનો દેખાવ ચીતારાની પીછીને લાયક હતો! તેણીએ એકજ ભુલને ખાતર કેવું દુખ ખમ્યું હતું, અને આ પાપી જગતમાં તેણીએ કેવી ઠોકડો ખાધી હતી, તથા નીચ પૈસાને ખાતર પોતાનાં એક ગરીબ પીત્રાઇને બેવફા બની એક લુચ્ચા કાઉન્ટની જાલમાં કેમ ફસી પડી હતી—એ સઘળુ જયારે તેણીએ દબાયલાં જીગરે કહી સંભળાવ્યું ત્યારે સીસ્ટર મરાયા તેણીના દુખથી દાઝીને સાથે સાથે ડચકાં ખાવા વિના રહી નહિ.

ડો૦ વિલયમ છોડી ગયા પછીનો તે છઠ્ઠો દિવસ હતો. મીસ લવલેસ હવે તદન 'કોનવેલેસન્ટ' હતી—તેણીનો ફીકકો

પડેલો ચહેરો કંઇક સુખીદાર બન્યો હતો. એક દાહડે ઉપકારના આવેશમાં તેણી પોતાની દીલસોજ નર્સને ગળે વળગી પડી—

"ડીયર સીસ્ટર મરાયા ! તમો કેવાં ભલાં છો ! હું જ્યારે તમારો મીઠો ને ભલો ચહેરો બારીકીથી જોઉંછ ત્યારે મને પેલી મગરૂર 'કવીન કેટ' યાદ આવેછ."

સીસ્ટર મરાયા આ સાંભળી ચોંકી. તેણીને ચોંકતાં જોઇ મીસ મોરનાં પાછું બોલી ઉઠી, "સીસ્ટર મરાયા, તમો ચોંકયા કેમ ? શું તમનેબી કવીન કેટથી ખમવું પડયુંછ ?"

"નહીં–નહીં–તમારી વાત આગળ ચલાવો, મીસ લવલેસ."

"તે વખત હું હમણા જેવી પાપી હતી નહિ—હું તે વખતે તમારા જેવી ભલી અને નેક હતી. પણ ખુબસુરતીની રાણી કેટ હેરીસને મારો આવો બુરો ને દુઃખી હાલ કીધો. તેણીએ પોતાની મોટરથી બેદરકારપણે ઘણીજ ઝડપથી હાંકીને મારા વ્હાલા બાપનો જાન લીધો નહિ હતે તો હમારી પર એટલી બધી મુશ્કેલી અને હાડમારી નહીં પડતે; અને મારા અદરાએલા ઉમરાવ ખવાસનાં ખાવીંદથી જુદી પડીને આવું શરમ ભર્યું કદમ ભરી મારાં આખાં કુટુંબને નામોશીનાં ગારમાં ઉતારતે નહિ."

તેણી જરા દમ ખાવા થોભી ને પાછું દુખથી આગળ ચલાવ્યું.

"ઓ, સીસ્ટર, હવે હું તે માટે ઘણીજ પસ્તાઉંછ. જે દહાડેથી હું તે વ્હાલા કમનસીબ જવાનને છોડી આવીછ ત્યારથી મારૂં દીલ પસ્તાઇને મને ડંખી ખાયછ. પણ અફસોસ !

હવે એ બોલવું ફોકટ છે. ઘોલાએલા દુધ પર વીલાપ કરવો નકામો છે. ખુદા જાણે તે હીનભાગ્ય જવાન હમણાં કયાંબી હશે? તે મુફલેસીમાં કેવા દુખના દહાડા કાઢતો હશે–મને કેમ બી ધીકકારતો હશે!"

મીસ મોરનાં વધુ બોલી શકી નહિ. આગલી પાછલી યાદ તેનાં મગજમાં ધાઇ આવી અને તેણી રડી પડી. તેણીનો અવાજ તેણીની છાતીમાંજ ગુંગળાઇ ગયો. પણ આ વેળાએ સીસ્ટર મરાયાના જીગરમાં શું થતું હતું તે જોવાની તેણીને આંખો કયાં હતી? મોટરનાં અકસ્માતની વાત ગીસ મોરના તરફથી સાંભળી તેમજ તેણીનો સર્વે દુઃખી હેવાલ સમજી તે કમનસીબ છોકરીનાં જીગરમાં તીરની માફક દુઃખનો ઝટકો લાગ્યો હતો. તે ગરીબ છોકરીનો કમનસીબ બાપ મીસ્ટર હર્સ્ટ કેમ વગર મોહતે મરી ગયો તે તેણીને યાદ આવ્યું. તે મુફલેસ કામદાર તેણીની મોટરકારનો અકસમાતનો ભોગ થઇ પડયો હતો. પૈસાને જોરે તેણી બચી જવા પામી–અને સઘળું છતાં તેને એક નાનો બદલો પણ આપવાની તેણીએ દરકાર કીધી નહિ. એ સઘળું પાછું યાદ થતાં તેણીની નાજુક છાતી ચીરાઇ ગઇ. આહ–તેણીનો પશ્ચાતાપ હવે ખરેજ હતો. તેણીએ કેવું ઇચ્છયું કે તે એક વખતનાં કીધેલાં પાપનો બદલો તેણી વાળી શકે! મીસ મોરના એમજ સમજી કે તે દયાની બહેન તેણીનાં દુખથી રડતી હતી. મરાયાએ તે છોકરીને ઘણીજ પ્યારથી કીસ કરી. તેણીએ આંખમા આંસુ સાથે કવીન કેટની મગરૂરી અને ઘાતકીપણાનો કેવો દયાજનક ફેજ આવ્યો તે આ સીસટરને કહી સંભળાવ્યું. "ઇનસાન પોતાનું વેર લેયછ,

ડીયર સીસટર, તેની અગઉ કુદરત તરફથીજ તેને શીક્ષા મળેછ! તેણીએ સાચ્ચા ગમથી ઉમેર્યું.

રડવાથી બંનેનું જીગર ફુલ જેવું હલકું થયું.

"સીસટર મરાયા! મારો જાન બચાવવા માટે અનેકવાર તમારો ઉપકાર માન્યોછ; પણ ડૉ૦ વિલયમ઼ ઉપકાર માનવાની હજી મારી સરજત થઇ નથી. દરેકને મોઢે તે ભલા તબીબની તારીફ સાંભળેલી હોવાથી હું તેમને જોવા અધીરી પડી ગઇછ. સાંભળો, સીસ્ટર મરાયા, કે જે અદરાય ખાવીંદને મેં દગો દીધો તેનું મીઠું નામ પણ વીલ્યમજ હ઼ તે જો કે બધાં સાથે ઘણો ભલો હતો, પણ મારી સાથે ઘણ઼ કરડો અને ઠંડો હતો—જે મને પસંદ ન હતું. તે મને મુ઼ ચહાતો હતો નહિ, ફકત પોતાની માતાને ખુશી રાખવા મ઼ પરણનાર હતો. આથી મને બેહદ ગુસ્સો આવતો હતો. આ઼ તે જો થોડોક બી મારી સાથે માયા અને પ્યારથી વર્ત્યો ઼ તો હું તેને કદીબી આવી ઘાતકી રીતે મુકીને ચાલી જ઼ નહિ. પણ તેની મુફલેસી અને તેની ઠંડઇથી હું તદન દીવા઼ બની અને મારૂં ઘરબાર તજી ગઇ!"

હજી તો મરાયા તેને કંઇબી જવાબ આપે તેટલા નો઼ સીસ્ટર મરાયાને ડૉ૦ વિલયમની આવ્યાની ખબર આપી. મ઼ લી તુરતજ તે ઓરડો છોડી ગઇ. વીલયમ પોતા઼ કનસલટીંગ રૂમમાં હતો, જ્યાં તેણે એક ભાઇના પ્યાર઼ સીસ્ટર મરાયાની મુલાકાત લીધી અને નવા દરદીની ખ઼ અંતર પુછી.

અડધા કલાક પછી મીસ મોરનાના ઓરડાના બાર઼ પર ટકોરા મારી ડૉ૦ વિલયમ ત્યાં દાખલ થયો. તે દર

ઓરત પોતાનાં બીછાનાં ઉપર આરામથી લેટી હતી. તેણીને વકીન હતી કે જે ઘડી જાય છે તે વખતે ડૉ૦ વીલયમ મીસ લી સાથે તેણીની મુલાકાતે આવશેજ.

"મીસ લવલેશ, હું જોઇને ખુશી છું કે—ઓ ગુડ લૉર્ડ!! યુ?—હીલ્ડા?——"

હીલ્ડાના મ્હોમાંથીબી એક નાની ચીસ પડઇ ગઇ.

"ઓ—ઓ—તમે—કો—કોણ? વિ—વીલી—વીલીઅમ!!"

મીસ મોરનાં લવલેશની આ ઘડીની હાલત દયાજનક હતી. ડૉ૦ વિલહેમ વોડકોફ ઉપર નજર પડતાંજ તેણી સફેદ ચાદર જેવી ઉજળી પડી ગઇ. ડાકટરના ચહેરા ઉપર તેણીની આંખો ચીટકીજ બેઠી હતી. તેણીએ બોલવાની કંઇક કોશેશ કીધી, પણ ધસક અને ધ્રુજરાથી તેણીની જીભ ટાળવાં સાથે વળગી ગઇ.

"એ હું શું જોઉંછ! હીલ્ડા!! તું—તું અહીં?" ડાકટરે અકળાઇને પાછી બુમ પાડી.

"હા, હું તારી એક વખતની કમનસીબ હીલ્ડા છું! વીલી, મારેથી કમકમી દુર ના નાસ. હું તારી તકશીવાર છું. ખુદાને ખાતર મારી પર રહેમ કર. ખુદાએ મને તારી પનાહ હેઠળ લાવી મેલીછ. તેં મને મારાં મોતથી બચાવીછ, તો મને તારા ધીકકારથી હવે મારી ના નાખ."

મીસ મોરના લવલેશ ઉરફે હીલ્ડા વધુ બોલી શકી નહિ. તેણીનું કોમળ હઇયું ડચકાંથી ગુંગળાઇ ગયું હતું.

"હીલ્ડા, અફસોસ! ફરીથી તુને જીવતી જોવાની મને આશા નહિ હતી." વીલીયમે બેહદ દુઃખથી કહયું.

"કમબખતીએ મને ઘેરી–વીલી–મને બુરાના ફંદામાં બદબખ્તીએ ફસાવી! મારા વીલી, મેં તુને દગો દીધો, અને મને ફસાવનારે મને પાછો વળતો દગો દીધો! મારા પસ્તાવાનો ખ્યાલ હું તુને કેમ આપી શકું? વીલી, વીલી! હું તારી માફીની ઉમેદવાર છું."

વીલીએ કશો જવાબ દીધો નહિ. તે પોતાનું કપાળ બંને હાથોએ દાબી મીનનાં પુતલાની માફક તે ઉભોજ રહયો. હીલડા પણ બિછાનામાં પોતાનું મોઢું ખોસી ડચકાંઓ ખાતી પડી રહી હતી. આ ઘડીએ મીસ મરાયા લી ઓરડામાં દાખલ થઇ. તેજ વખતે ડો૦ વીલયમને પોતાની ખુબસુરત દરદી આગળથી સેહજ કમકમીને પાછળ હટી જતો તેણીએ પોતાની નજરો નજર જોયો. મીસ લીએ ઇચ્છયું કે પોતે તે ઓરડો છોડી જાય; પણ એમ કરવાની મજબુતી તેણી બતાવી શકી નહિ. કાંઇ કુદરતી જુસ્સાને આધીન થઇ તેણી ત્યાંજ એક સ્ક્રીન પાછળ ઉભી રહી આ બંનેની વાતચીત સાંભળવા પડી.

હીલ્ડાની કાકલુદીથી વીલયમનું દયાળુ જીગર પીગળ્યું હતું. તેણે જોયું કે આ કમનસીબ ઓરત બોલતાં થાકી ગઇ હતી, અને ટકયામાં મ્હોડું ખોસી ડચકાંઓથી ગુંગલાતી હતી. તેણીનો હાથ પકડીને ઉઠાડી તે બોલ્યો.

"હીલ્ડા, તું મારી સાથે જો કે ઘાટકી અને બહેરમ રીતે વર્તી પણ હું તારી સામે તેમ કરી શકતો નથી. જે નામોશીના ઉંડા ગારમાં છતી આંખે ગબડી પડી તેં મારો નાશ કીધો તે નામોશી હું કદી પણ ભુલી જવશ નહિ. તું ગરીબઇથી બીહ ધ્રુજી તવંગરી પર મોહી પડી અને ગલીચીના ગંધાતા ગારમાં જઇ બેઠી–એ બધી શરમીંદગી પછી હું તને જીવતી જોવા

ો, તે કરતાં બહેતર હતું કે તુંને હું મારા પગ આગળ
ી જોતે. પણ જ્યારે ખુદાએ મારા માર્ગમાં તને જીવતીજ
લી દીધીછ, તો હું તને મારા ખરાં જીગરથી માફી બક્ષુંછ.
ચ્છુંછ કે ખુદાબી તારી તકશીર માફ કરે."

વીલયમે બક્ષેલી માફીથી હીલ્ડાની છાતી ઉપરથી જાણે
મણનો પથરો ઉંચકાઇ ગયો. બીછાણા ઉપર ખડી બેસીને
વીલીના ડગલાની બાંહેને વળગી પડી—

"વીલી ! ખુદા તને સદા સુખી રાખે ! તેં મને બક્ષેલી
ીથી મારા મગજ ઉપરનો બોજો ઉંચકાઇ ગયોછ. વીલી,
ગીની છેલ્લી પળ સુધી તારૂં મુબારક નામ હું કદી પણ
શ નહિ. તારૂં પનોતું નામ હું મારી સાથે મારી કબરમાં
જવશ !"

ડો૦ વીલયમ ત્યાં વધુવાર થોભ્યો નહિ. તેનું દયાળુ
ર ભરાઇ આવવાથી ભીનાએલી આંખો સાથે તે તે જગ્યા
ી ગયો. બીજીજ પળે કમબખ્ત હીલડા નવધાર આંસુએ
ે બીછાના પર તુટી પડી.



## પ્રકરણ ૩૬ મું.



## ળ્યું મારૂં જીવતર !–બસ મારી જીવતી કબરમાંથી હું હવે બાહેર નીકળવા માંગતોજ નથી !"

જોન ડેલ માછીમારના પોશાકમાં એટલો બધો તો
ાઇ ગયો હતો કે તે પોતે પોતાને પણ ઓળખી શકાતે

નહિ હતો. તેની આગળથી તેને પુજનારાં સેંકડો કામદાર અને ગરીબો પસાર થતાં હતાં–પણ તેઓમાનાં એકને પણ તેને માટે સહેજ શક વટીક ગયો નહિ.

બારફ્રડનાં ગામડાંમાંથી ઓલ્ડ કેસલમાં પાછું ફરતાં તેને ઘણું જાણવાનું મળ્યું. લોર્ડ હેરીસન નિર્દોષ ઠરી બંધીખાનામાંથી છુટા થવાની ખબર તેણે ખરી ખુશાલીથી સાંભળી. જ્યારે તેણે જાણ્યું કે જે ઓરતે તેને જાનથી મારી નાખવાની તેમજ હેરીસનને ફાંસીને લાકડે ચહડાવાની કોષેશ કીધી હતી તે કોઇજ નહિ પણ કમનસીબ લીઝીની છોકરી રોઝી હતી, અને તેણીએ માતાના કીનાને ખાતરજ આ સઘળું કર્યું હતુ, ત્યારે તેનો દયાળુ જીવ દગદગી ગયો. તે જીવતો રહયો છતાં તેણીને બચાવી શકયો નહિ, એ તેનો સર્વથી મોટો ગમ હતો.

જ્યારે તે તેણીને કેદખાનામાં બચાવવા ગયો ત્યારે તેણી થોડો વખત અગાઉનીજ ત્યાં મરણ પામી હતી. તેણીનો છેલ્લો લખેલો એકરાર ખરેજ ગમખાર હતો. તેમા તેણીએ પોતાની હિણભાગ્ય માની બધી સીતમભરી કહાણી લખી હતી. તે છોકરીએ પોતે કીનો લેવાના સોગંદ ખાઇ હેરીસનને ફસાવ્યો હતો–પણ છેલ્લી ઘડીએ સઘળું ઉંધુ થવાથી પોતાનો છેલ્લે જાન બરબાદ કીધો હતો. તેણીનો ખરો છેલ્લો પશ્ચાતાપ ફકત જોન ડેલ માટેજ હતો. તેજ એક ખરો અમીરી સ્વભાવનો અને દીલસોજ તેણીનો દોસ્ત થયો હતો; પણ તેણીએ તે બહાદુર જવાનને કેવો બદલો વાળ્યો તેનો વીલાપ કરતાં તેણીનું જીગર તુટી જતું હતું. તેણી જોનને તેની ભલાઇ અને દીલસોજી માટે ખરાં જીગરથી ચાહતી હતી, પણ માતાના કીનાને ખાતર તેણીએ પોતાના પ્યારનો, પોતાના ઉપકારનો,

તેમજ પોતાની જીંદગીનો નાશ કીધો હતો. જોનનું મોત કેવી અકસમાતીક રીતે થયું હતું તે બધુ તેણીએ વીસ્તારીને લખ્યું હતું. છેલ્લે જોનને તેણી પેલી દુન્યામાં પોતાના પાપનો ખુલાસો દઇ તેની માફી માગનાર હતી એવું જણાવી તેણીએ આ દુઃખ ભરેલું કાગળ ખતમ કર્યું હતું.

આ બધું જ્યારે જોને વાંચ્યું ત્યારે તે રૂડો જવાન તેણી માટે ખરેજ મને દુઃખી અને દલગીર થયો અને ત્યાંજ તેણીની લાસ આગળ આંસુ ભરી આંખો સાથે ગુંઠણુમંડીયે પડી ખુદા પાસે તે કમનસીબ છોકરીના આત્માને શાંતી બક્ષવા એક ટુંક બંદગી કરી.

જોનને માટે બીજી બે ખબર ખરેજ ગજબનાક થઇ પડી. એક તેની અતી વ્હાલી માતાનું મોત, અને બીજી હીણુ-ભાગ્ય કેટનું ત્રેનના અકસમાતથી દયાજનક રીતે નીપજેલું મરણ હતું. આ બે જાલમ ફટકાથી જોન પર ઘણીજ બુરી અસર થઇ.

તેણે ભારે દુખ વચ્ચે જાણ્યું કે તેની ભલી માતા તેને એક વાર ફરીથી જીવતો જોવાની ટગરમાજ છેલ્લે દીવાની બની મરણ પામી હતી. આ ફટકો જોન ડેલ માટે અસહય થઇ પડયો. જે માતાને તે બેહદ પ્યારથી ચાહતો હતો તે માતાનો મરતી વખતનો દીદાર તે જોઇ શકયો નહિ—એ સીતમથી તે બેહદ આઝેઝ બની ગયો.

અને પ્યારી કેટ ! આહ—તે રૂપસુંદરીનાં મરણ પછીજ હવેજ જોનને માલમ પડયું કે તે એવા તો કોઇ બેહીસાબ પ્યારથી તે કેટને ચાહતો હતો કે તેણી વગર તેને માટે જીવવું તદન મુશકેલ હતું. આ છેલ્લી નાઉમેદીથી તે ગોયા જીંદગીથી

બસ ધરાઇ ગયો. તે પોતાના મનમા એમજ સમજવા લાગ્યો કે તે આગલો જોન હવે હયાત હતોજ નહિ. તે હવે પોતાની નબળાઇ જગને દેખાડવા બીલકુલ રાજી યા તઇયાર નહતો. જોન ડેલ તરીકે જાહેર થવા માટે તેનું જીગર હવે ચાલ્યું નહિ. હમેશનો હસતો રંગીલો જોન આ છેલ્લા ઉપરા સાપરી આફતના મારાથી ફેરવઇ એક તુટેલાં જીગરનો, સદાનો ઉદાશ પુરૂષ બન્યો હતો. તેની જીંદગીજ તેને અકારી પડી. બસ એકજ વીચાર તે લઇ બેઠો કે કેથે દુર એકાંત મઠમા જઇ એક સાધુ તરીકે એકલી સન્યાસી જીંદગી ગુજારવી. તેણે તુર્ત વેળા તો પોતાનો માછીમારનો છુપો અવતાર ચાલુજ રાખ્યો.

તે બારફડથી ઓલ્ડ કેશલમાં લોર્ડ હેરીસનને ફાંસી જતો બચાવવા આવ્યો હતો, પણ તે ઓલ્ડ કેશલમાં આવી પુગે તે આગમજ તેને લોર્ડ હેરીસનના છુટકારાથી જાણીતો થયલો આપણે જોઇ ગયાં છીએ.

પોતાના ભીત્તરના સંતાપને લીધે તેણે જોન ડેલ તરીકે જાહેર થવાનો વિચાર સમુળગો છોડી દાધો. એટલુંજ નહી, પણ તે બહાદુર જવાન ખુદ પોતાના પ્યારાં ડેલ કોટેજમાં દાખલ થવાને પણ હવે બહીતો ધ્રુજતો હતો તે માટે ભાગે ડીપવોટર તરફ ભટક્યા કરતો હતો. અગરજો તે ઓલ્ડ કેશલ પાછો ફરતો તો તે માછીમાર તરીકેજ લોકોની નજર આગળથી બિલકુલ સલામત પસાર થઇ જતો હતો.

તેની સરવેથી મોટી દલગીરી પોતાની માતાનો ભેદ તેની નજર આગળ ખુલ્લો નહી થવાની હતી. તેણે અનેકવાર જોયું હતું કે તેની અપંગ માતા કાંઇ એવો ભેદ ધરાવતી હતી કે જે પોતાનાં પેટનાં ફરઝંદને પણ કહેવાને શરમાતી હતી.

અનેકવાર એ ભેદ ખુલ્લો કરવાને પોતાની પ્યારી માતાને સમજાવવાને મજબુત ઠરાવ ઉપર આવ્યો હતો, પણ તે તે ભલી માતાનાં મનમાં સહેજ પણ ઓછું ન આવે, યા તેણીને પોતાનાં બેટા આગળ શરમાવું ન પડે એ વીચારથી તે અખાડા કરી જતો હતો. તેણે ખાતરી સાથ માન્યું કે માતાના ભેદની ચાવી ડેલ કોટેજના એકાદ ખુણામાંજ છુપાયલી પડેલી હોવી જોઇએ.

પોતાના ગમખાર તુરંગોથી ચીરાઇ વીંધાઇ જતાં મગજ સાથે તે એકલો સાંઝે એક એકાંત રસ્તા ઉપર નીચી મુડીએ કમર પાછળ બે હાથ દઇ તે આગળ વધતો હતો—તેટલાં યા પરવરદેગાર ! !—

પુર ઝડપે એક જબરદસ્ત દરીયાઇ મોજા મીસાલ તેની ભણી! ધસી આવતી મોટરકારનાં ભુંગળાનો અવાજ પણ તે સાંભળી શકયો નહી ! બીજીજ પળે ભાનભુલો બનેલો જોન ડેલ તે આંગપર એકદમ ધસી આવેલી મોટરકારની અડફડમાં આવી પડયો. આ મોટરકાર જાણીતા થએલા તબીબ ડો૦ વીલયમ વોડક્રોફ્ની હતી. સારાં નસીબે એ તબીબ તેમાં હાજર હતો.

તુરતજ તે કુદી પડયો; અને જોન ડેલની સારવાર કરવામાં રોકાઇ ગયો. તાત્કાલીક ઇલાજો લીધા પછી ડો૦ વીલયમ એક પળ પણ ખોહવા વગર મોતનો ભોગ થતાં સહેજમાં બચી ગએલા પેલા જવાનને મોટરકારમાં નાંખી ઓસ્પીટાલ તરફ ઉપડી ગયો. તેને સ્વપ્ને પણ ખબર હતી નહી કે તે જવાન માછીમારના વેશમાં તેનો આગલો દીલસોઝ ખેરખાહ અને અને એક વખતનો પ્યારો દોસ્ત જોન ડેલ હતો !

જોન ડેલને ઓસ્પીટાલમાં લાવવામાં આવ્યો તે વખતે નર્સ મરાયા લી હીલડા સાથે દર્દીઓની મુલાકાતે તેમનાં મકાને ગઇ હતી. જેથી જોન ડેલની સારવાર કરવાનું કામ એખલા વીલીયમને માથે આવી પડયું, જે તેણે બેહદ ઉલટ સાથે બજાવ્યું. જોન ડેલને સુદ્ધીમાં લાવતાં તેને ઝાઝો વીલંબ લાગ્યો નહી.

તેને થયેલા જખમો, જેમ ધારવામાં આવ્યું તેમ, ગંભીર હતા નહિ. સીવાય કે તેના કપાળ ઉપર એક ઉંડો ઘા પડયો હતો. મોટરનાં પંખાથી થએલાં કેટલાક જખમો સિવાય તે સલામત બચી ગયો હતો. જખમો ઉપર ઘટતો મલમપટો કરવામાં આવતાં વીલીયમનાં મગજ ઉપર કંઇક શંકાએ ઘર કીધું. તે ચંચળ તબીબની ચગોર આંખ્યોને જોન ડેલ ઝાઝો વાર ઠગી શકયો નહી.

પોતાની શંકા દુર કરવાને તેણે કેટલાક સવાલો પોતાના એક વારનાં દીલસોઝ ખેરખાહને પુછીયા—જેના જવાબો વીલયમે જોયા કે જાણી જોઇને ઉડાવનારા આપવામાં આવ્યા હતા. જોન ડેલે પણ જોયું કે તે ઝાઝો વાર પોતાનાં આગલા દોસ્તને ઠગી શકે એમ હતું નહી. આથી તે પોતાની મેળેજ વીલીયમ ગ્રે આગળ જાહેર થયો. વીલયમ જોનને જોઇ એકદમ ખુસીથી તેની આગળ ધસી ગયો. તેઓ બેઉ એકમેકને અત્યંત હેતથી ભેટયા.

"મારા પ્યારા દોસ્ત!" જોન ડેલે અચકાતાં કહયું, "તારી તરક ખરી છે. હુંજ તે કમનસીલ ડેલ છું. તારી મોટરનો હું કમનસીબ ભોગ થઇ પડયો હોત તો હું આજે પોતાને ઘણો સુખી સમજતે!"

"એમ કહેવામાં તારી ભુલ છે," વીલીયમે સમજાવ્યું "તને આ દુન્યામાં જીવવાની મોટી જરૂર છે, જોન! તારા વગર ઓલ્ડ કેશલનાં ગરીબ કામદારો મોટી મુજવણમાં છે. કયો રસ્તો લેવો તે તે લોકોને સુજતો નથી. પોતાનાં શેઠોને નમી જવું કે તેમને હંફાવવા એ તેઓ હવે સમજી શકતાં નથી. તું જીવતો હોવા છતાં તેઓ માટે તેં માથે ઉઠાવેલી ફરજમાં તું પછાત રહે એ તારી ખાસીયત નથી. માટે જોન ડેલ તરીકે તુરત પાછો જાહેરમાં આવવાની તને મોટી જરૂર છે."

"કદી નહી!" જોન ડેલે મક્કમ ઠરાવથી જવાબ દીધો, "મારા ભલા વીલી, તું એમજ સમજ કે જોન ડેલ ડીપ વોટરમાં દુબી ખરેખરજ મરણ પામ્યોછ. જોન ડેલ તરીકેની મારી આગળી જીંદગીને હું અજબ જેવી રીતે ધિક્કારતાં શીખ્યોછ. હું મારી મીઠ્ઠી વ્હાલી ઉમરાવ માતાના મરણ પછીથી હું પોતાને જોન ડેલ તરીકે મુવેલોજ સમજુંછ"

જોન વધુ બોલતાં અચકી ગયો, પણ થોડીક પળોની ચુપકીદી પછી તે પોતાનો હાથ લાંબો કરી બોલ્યો, "મારા દોસ્ત! મને તારા પવીત્ર કોલની જરૂર છે. હું હાલમાં મારી ચોકકસ મતલબ ખાતર જોન ડેલ તરીકે જાહેરમા આવવા માંગતો નથી. હું દુન્યાને એમજ સમજાવવા માગુંછ કે જોન ડેલ મેબલનાં હાથે ડીપવોટરનાં પાણીને તળીએ જઇ બેઠોછ. તું મને અહીં તેમજ કોઇબી આગળ મારા ખરાં રૂપરંગમાં જાહેર નહી કરે તે માટે મને તારાં પવીત્ર વચનની જરૂર છે."

વીલીયમ એક પણ બોલ બોલ્યા વગર પોતાનો હાથ જોન ડેલના ધ્રુજતા હાથમાં મુકતાં બોલ્યો:—

"મારા ખેરખ્વાહ ! મારા રાહબર ! તને કોલ આપતાં હું ખુદાને હાજર નાજર જાણી કહું છું કે હું આય તારો ભેદ તારી રજા વગર કદી કોઇ આગળ ખોલશ નહિ."

એ પછી તે બેઉ મીત્રોએ કલાકો વેર તેવોની દુખ ભરેલી ગઇ ગુજરીની બધી યાદો તાજી કીધી.

જોન ડેલનો ફીકકો ચહેરો હસતો થયો હતો. બંને દોસતો એક બીજાને મળી ભેટી છુટા પડયા અને જોન ડેલ તન મનનાં આરામથી બિછાના પર પડયો. વીલીયમે તેનો ભેદ છુપો રાખવાની કબુલાત આપવાથી તેનાં મગજ ઉપરનો બોજો દુર થઇ ગયો હતો, અને તે નિંદ્રાદેવીને વશ થઇ ગયો.



## પ્રકરણ ૩૭ સું.

### "પ્રીત છુપે નહીં પીઠ દેખાયો !"

મરાયા લી જ્યારે હીલડા સાથે ઓસ્પીટાલમાં પાછી ફરી ત્યારેજ તેણીએ જાણ્યું કે બારફ્ડનાં એક માછીમારને ડો• વીલીયમની મોટરનો અકસ્માત થવાથી ત્યાં 'કીલીનીક'માં લાવવામાં આવ્યો હતો. તેણીને માલમ પડયું કે વીલીયમે તેની સારવાર ઘણીજ ખંત અને કાળજીથી કીધી હતી, અને નોકરનાં જણાવવા મુજબ તેઓ બંને લંબાણ વાતચીતમાં રોકાઇ ગયા હતા.

જ્યારે મરાયા ડો૦ વીલીયમના ઓરડામાં ગઇ ત્યારે તેણીએ જોયું કે તે જવાન તબીબ બહુજ ઉંડા ગમગીન કાંઇ ખ્યાલોમાં ચકચુર હતો.

"સીસ્ટર મરાયા," વીલીયમે તેણીને જોતાંજ પોતાનાં તુરંગોમાંથી ફારેગ બની અને કહ્યું, "નંબર દસવાળા ઓરડામાં બારફડનો એક માછીમાર મારી મોટરનાં અકસ્માતથી જખમી થઇ પડયોછ. તે હમણા ભર ઉંઘમાં છે. એ જવાન માટે ખાસ કાળજીની જરૂર છે, મીસ લી."

સીસ્ટર મરાયા વીલીયમને પોતાથી બનતું કરવા બાએ ખાતરી આપી ઓરડો છોડી ગઇ. તેણી પાધરી દસ નંબર વાળા ઓરડામાં દાખલ થઇ. તે જવાન ખચીત એક લાંબી નીંદમાં પોઢેલો હતો. પણ તેણીએ જોયું કે તે ઉંઘમાં અવાર નવાર કાંઇક બકારો કરતો હતો. તેણી તે ઓરડો છોડી જવાની તઇયારીમાં હતી તેટલાં—ઓ !—અચબુચ જાણે બંદુકની ગોળી તેણીને છાતીમાં વાગી હોય તેમ ઉછળીને તેણી ચોંકી !

દર્દીએ ભર ઉંઘમાં કેટ હેરીસનનું નામ દીધું ! ! ઉજળી વાઘ જેવી બનીને ડોળા ફાડી આ દર્દીગમ જોતી મરાયા બેહદ અજાયબી વચ્ચે અટકી ગઇ, અને કાન દઇ સાંભળતી ઉભી !

"કેટી ! મારી મીઠી કેટી ! મારા સાચ્ચા પ્યાર ! તું ફરેસ્તાઓ વચ્ચે સુતી ! તેં મારી ઉમેદની કળીઓ લુટી, ને મારી કીસમતની મટકી ફુટી !"

"ઓ ખુદા !" કેટી પોતાનું દીદાર બે હાથે દાબી અત્યંત દુ:ખથી પોકારી ઉઠી, "હું આ શું સાંભળુછ ! ઓ પરવરદેગાર ! શું હું સ્વપ્નો જોઉંછ કે જાગતી છેઉં !—કોણ ?—આય જોન ? જોન ડેલ ! ! માઇ ગોડ ! ! હવે શું કરૂં !—"

તેણી વધુ બોલી શકી નહિ. તે જવાન દરદીને ઉંઘમાં વધુ બોલતાં સાંભળી તેણી અટકી ગઇ, અને દીવાનાની તરેહ

તેનાં બીછાના આગળ ધસી ગઇ. તે બીમાર પુરૂષે પાછું બકવા માંડયું—

"ઓ મારી મીઠી અને નેકબખ્ત મધર! તારા વહાલાં બેટાને આ દગલબાજ દુન્યાની દયા પર એખલો છોડી તું નીરાંતે પોઢીછ! ઓ નહિ નહિ, માતા! તું પાછી આવ-"

તે દરદીનો બકબકારો એકદમ બંધ થઇ ગયો. તુરતજ કેટી તેના બીછાના આગળ ઘુંટણીએ પડી, પોતાનું માથુ તેના ટકીયામાં દાબી, નવધાર આંસુએ રડી પડી. પોતે કયાં સુધી એમ પડી રહી તેનું તેણીને ભાન રહયું નહિ. તેણી એકદમ ચોંકી ઉભી. પોતાનાં ખરાં રૂપમાં પકડાઇ આવવાના ભયથી તેણીએ ઘણુંબી ઇચ્છયું કે પોતે એકદમ ઓસ્પીટલ છોડીને કેહે નીકળી જાય; પણ તે કમનસીબ જવાનને તેણી આવી હાલતમાં મુકીને ચાલી જતાં તેણીનું જીગર ચીરાઇ જતું હતું. બેહદ જુસ્સા સાથે તેણીએ આસમાન ગમ જોઇ બે હાથો ઉંચા કરીને બુમ પાડી—

"ખુદા! જોન ડેલ મુવો નથી, પણ જીવેછ! હું તારો કેમ ઉપકાર માનુ!"

આ પછી તે પોતાની નજર દરદીનાં ચહેરા તરફ ફેરવી બોલી, "જોન મારા લવ! મારા પ્યારા જોન! મારૂં અંતકરણ ચીરીને જો કે જેમ તું મને ચહાતાં શીખ્યોછ, તેમ હું તને કેવી ઉંડી ફીદાગીરીથી ચાહતાં શીખીછ. ઓ ભલા જવાન! તું હવે મને કદી પણ ઓળખી શકનાર નથી. હું મારે મનથી સદા મુવેલીજ રહેવશ!"

ડચકાંઓથી ગુંગલાતી છાતી ભરાઇ આવવાથી તેણીએ પોતાનું માથું જોન ડેલનાં બીછાના ઉપર ટેકવ્યું. તેણીએ

ઘણું ચહાયું કે તે બહાદુર જવાનના હાથો–તેજ હાથો કે જે વડે તેણીને પોતાના જાનની સહેજ પણ પરવા કીધા વિના ઝનુનથી દીવાના બનેલા યાહોમ નાસતા ઘોડાની પીઠ ઉપરથી ફુલની માફક જોને સલામત ઉંચકી લીધી હતી–તે પોતાની રડતી ચશ્મોમાં મહોબતથી દાબે ! પણ એમ કરવાની હિંમત તેણી એકઠી કરી શકી નહિ.

કેટે ત્યાં વધુવાર થોભવામાં ડહાપણ જોયું નહિ. દરેક પળે વિલયમ ગ્રેનાં ત્યાં આવી ચઢવાની મોટી ધાસ્તી હતી. તેણીએ જોન ડેલનાં કપાલ ઉપર મહોબતથી ચુંબન કીધુ અને ભીણાયલી આંખ્યો સાથ તેને છોડી બારણા તરફ ચાલુ મુકયું. પણ—ઓ !—

સામેજ વીલયમ તેણીને મળ્યો ! તેણી તેને જોઇને એક બીધેલાં સસલાં માફક દોડવા લાગી. વીલયમ ગભરાઇને તેણીને ટીકતો ઉભો ! એ તેણીને શું થયું હતું ?

* * *

જોનને અકસમાત થયાંને એક અઠવાડયું પસાર થઇ ગયું. તેની તબીયેતમાં ફાયદો ઘણી ઝડપથી થતો ગયો. કપાલ પરનો ઘા બી લગભગ રૂજ આવવા માંડયો હતો. પણ હજી તેને નબળાઇ ઘણીજ સખત હતી. તે અતીશય ગમગીન અને ચુપ કલાકોનાં કલાક પડી રહેતો, જે જોઇ વીલીયમનો જીવ બળી જતો. તેની વહાલી માતાનાં મોતથી જોનની આવી ગમનાક હાલત થએલી જોઇ, વીલીયમે તેને તેમાથી બેદાર કરવાની ઘણીબી કોશેશો કીધી–પણ ફોકટ ! તે હવે તદન 'કોનવલેસન્ટ' હતો, પણ દુઃખનો માર્યો આખો વખત બીલકુલ સુસ્ત પડી રહેતો. તેનાં ગરીબ કામદારો તેના વગર તદન મરવા પડયાં

હતાં. વીલીયમ તેને ઓલ્ડ કેસલ જવા ઘણો સમજાવતો, પણ તેમ કરવા હવે તે સાફ ના પાડતો. હવે તે કશાંમાંજ 'ઇન-ટરેસ્ટ' લેવા માંગતો હતો નહી. તે સારો થઇ બસ એકાદ મથમાં જોડાવાની જીદ લઇ બેઠો હતો. તેનું જીગર હવે તદન તુટી ગયું હતું—એજ તેની તકરાર હતી. વીલીયમને આથી બહુજ બળાપો થતો હતો—પણ તે વહાલા દોસ્તને પાછો કેમ ખુશાલ બનાવવો તે તેને સુજતું હતું નહી.

ડા૦ વીલીયમની પોતાનીબી દાળ હમણા હમણા ખાસ કરીને કંઇ અજબ બળી ગઇ હતી. એક તો તેનાં વહાલાં દોસ્ત જોનને ખાતર ને બીજી મરાયા લીને ખાતર ! તે છોકરી જોનનાં ઓરડામાં જઇ આવ્યા પછીથી કંઇ અજબ જેવી રીતે વર્તતી હતી ! જોનને જોયા પછી તેણી લગભગ સીક થઇ ગઇ હતી. કોઇ વખત તેણી હસતી અને કોઇ વખત એકદમ રડી પડતી ! તેનું કારણ વીલીયમને મુદલ સમજ પડયું નહી. મરાયાને આવી વર્તણુ-કનો ખુલાસો તેણે ઘણોબી પુછયો—પણ તેનો જવાબ આપવાને બદલે તે પ્રેમઘેલી છોકરી બસ ધુમ રડયાજ કરતી ! વીલીયમે તેણીને ઘણી ધમકાવી હતી અને સખ્ત 'રેસ્ટ' લેવાનો હોકમ આપ્યો હતો. પણ જ્યાં બાતેનની મુઝવણુથી મન પળેપળ ચીરાઇ વીંધાઇજ જતું હોય ત્યાં 'રેસ્ટ' શું ચીઝ બળેલી છે ?

આની મેર વીલીયમ પણ પોતાના ગમગીન તુરંગોમાં હવે આખો વખત ગુંગજ જેવો બનીને બરીયલ ઝરીયલ રહેતો હતો. જોનને પોતાના મીત્રની મુંગી ગમખારી પારખી કાહડતાં વીલંબ લાગ્યો નહીં. એક દાહડે બહુજ બજીદ થઇ જયારે જોને પોતાના અઝીઝ રફીકની ઉદાસીત ચુપકીદીનો સબબ પુછયો ત્યારે વીલીયમે ઘણાજ ગમખ્વાર દીલે પોતાનાં નાઉમેદ પ્યારની

તથા દુઃખી મરાયાની સર્વે હકીકતથી તેને જાણીતો કીધો. તે કેવાં દીલાવર પ્યારથી આ મરાયા છોકરીને ચાહતાં શીખ્યો હતો, તેમજ તેણીએ ઓસપીટલમાં રહીને ગરીબોની કેવાં ખરાં જીગરથી સેવા બજાવી હતી, છેવટે તેણીએ તેની સાથે પરણવાને કેવી ચીવ્વટાઇથી ના પાડી હતી–તે બધું વીલીયમે બીસતારીને ખુલ્લાં દીલથી જોનને કહી સંભળાવ્યું. વીલીયમે વધુ ઉમેરયું કે તેને જે મોટો અફસોસ હતો, તે એજ હતો કે આ પ્યારી છોકરી દેખઇતી રીતે કોઇને છુપા પ્યારથી ચાહતી હતી–જે પ્યાર તેણીને માટે સફળ નીવડયો નહીં હતો–અને હવે એ વાહલી પ્રીતની પુટલીને કોઇબી રીતે પાછી ખુશાલ અને સુખી કરવી ઘણું મુશ્કેલ હતું.

જોને મરાયાની વાત કાંઇ અજબ ઉલટ સાથે સમજી. તે વિલિયમ માટે ખરેજ મને દલગીર થયો. આટલા દીવસ દરમ્યાન એક પણ વખત એ મીસ મરાયા લીને તેના પોતાના ઓરડામાં આવેલી જોને જોઇ હતી નહીં. તેની આગળ તો કોઇ બીજીજ નર્સ રોકાયલી હતી. જોને આ મીસ મરાયા સાથ 'ઇનત્રોડયુસ' થવાની ખાહેશ વીલ્યમ આગળ દરશાવી.

"હું દલગીર છું, જોન, કે તેમ હમણા બની શકે તેવું નથી. પોતાની કાયનાત ઉપરાંત ગરીબ દર્દીઓ પાછળ વહીતરૂ કરીને એ સીસટર હમણા પછડાઇ પડેલી છે. મેં તેણીને પોતાનો ઓરડો છોડવાની સાફ મનાઇ કીધીછ. પણ દોસ્ત, થોડા દહાડામાં હું જરૂર એને તારી પાસે મોકલશ !"

"થેંકયુ ! તારી બધી વાતચીત પછી એ–એ સીસટર લીને જોવા હું ખચીત ઘણોજ આતુર છેઉં, વીલી !"

વીલ્યમ મુછમાં ગંભીરાઇથી સેહજ હસ્યો. તે એકદમ જોનની પાસે તેના પલંગ પર બેસી ગયો, અને જુસ્સાથી તેના બે હાથો પોતાના હાથોમાં પકડી લીધા !

"જોન ! મને ખરૂં કેહ ! સાચ્ચુંજ બોલજે ! તુંને હું પવીત્ર કસમ આપીને પુછુંછ; શું તુંબી પ્યારના જાલેમ દર્દથી પીડાયછ ? તારો ચેહરોજ તે કહી આપેછ ! બોલ મારા દોસ્ત–ખરેખરૂં કહી દે ! તેં મને તો તારી આટલા વખતની કંઇજ ખબર આપી નથી. તારા માતાનાં મોતથી તું એટલો દુઃખમાં ગીરફ્તાર થઇ ગયોછ કે હું તુને કાંઇ પુછવાની હીંમતબી કરી શકયો નહિ. ઓ એક વખત તું કેવો ખુશાલ અને હસતો હતો, તેવો પાછો કરવા હું શું નહી આપું ?"

જોને એક નીસાસો નાખી જવાબ દીધો—

"નહી–વીલી–નહી ! હું તેવો હવે પછી કદીબી થઇ શકશ નહી. મારાં માતાનાં મોત સાથે મારી ખુશાલી તેમજ હસવાનું તેણીની કબર સાથેજ ખલાસ થયુંછ; વહાલા દોસ્ત તું મને પ્યાર માટે પુછેછ ! પણ હું કે જે ગરીબ હેનરીની તેમજ સર્વેની પ્યાર માટેની હસી કરતો હતો, તેમજ ગરીબ કામદારોને તવંગરીનાં જુલમાટ માટે મોટાં મોટાં ભાષણો આપતો હતો, તેજ–અફ્સોસ !—તેજ જોન ડેલ કામદારોના કટ્ટા દુશ્મન લોર્ડ હેરીસનની બેટી કેટીને ચાહતાં શીખ્યો !—"

"લોર્ડ હેરીસનની કેટીને ! ! એ શું બકેછ, જોન ?–"

"હું ખરૂંજ બોલુંછ ! પણ હવે કહે, મારા પ્યારા બીરાદર ! શું તું હજીબી મને ગરીબ કામદારો આગળ પાછો તેઓના સરદાર તરીકે જવાં કહેછ ? હું કઇ રીતે તેઓને મારૂ

કાળું મોઢું દેખાડું ?–હલ્લો !-વોટસ ધેટ ?–એ કોણે બુમ પાડી ?—"

ખચીત ! તે બંને જવાન મીત્રો એકદમ ચોંકીને ખડા થઇ બેઠા અને અહીં તહીં ઓરડામાં જોવા પડયા ! તેઓનાં કાને કોઇની ચીશનો અવાજ આવ્યો હતો ! ઓરડામાં તો કોઇ તેઓ સીવાય હતું નહીં. અરે, તેઓને કયાં ખબર હતી કે જે છોકરીની તેઓ વાત કરતા હતાં તેણીજ ત્યાં સ્ક્રીન પછવાડે છુપાઇ ઉભી હતી ! કાંઇ ખ્યાલી ધખારો હશે–યા પાસેના રૂમમાંથી કોઇ બીજાં દર્દીની બુમ હશે–એમ માની લઇ તેઓ પાછા વાતે વળગ્યા.

વીલીયમે જોનનાં મોઢાંમાંથી કેટીનું નામ સાંભળવાની કદી વકકી રાખી હતી નહી. તે કાંઇ અજબ જુસ્સાથી ઉશ્કેરાઇને ફરીથી બોલી ઉઠયો.

"કોણ ? મગરૂર કવીન કેટને તું ચાહેછ ! માઇવર્ડ ! –જોન–હું એ સાંભળીને ફાટીજ ગયોછ ! જો તું એટલો બધો નીચો પડી ગયોજ હોય તો તારે સારૂં હું દલગીર છેઉં ! એજ છોકરી તથા તેના સંગદીલના બાપ પાસે મારી ભુખે મરતી માદરની વખતે હું મદદ માંગવા ગયો હતો, ત્યારે તેઓએ મને કેવો હડધુત અને પશેમાન કરીને કહાડયો તે હું હજુર ભુલી શકયો નથી. તેજ તુમાખી છોકરીને તું— અરે, અરે, જોન !–જોન !–ટેક કેર !-શું છે ?–"

વીલ્યમ વધુ આગળ કાંઇગી બોલે તેની અગાઉ એક ભયાનક નીસાસો નાખી કાંઇ જબરદસ્ત લપેરા સમેત જોન એકાએક બાહોશ થઇ ઉંધે મસ્તક જમીનપર તુટી પડયો હતો. તે એટલો તો ઓચીંતો પડી ગયો–અને આ બનાવ આંખના એક

પલકારામાં એટલો તો અચણુચ બની ગયો–કે તેને બચાવી લેવાનો બી વીલ્યમને વખત મળ્યો હતો નહી. ઘણાજ જોરમાં જમીન ઉપર ખરાબ રીતે ઠપકાવાથી જોનનાં માથામાં વાગ્યું હતું. તેનો કપાલ ઉપરનો ઘા પાછો તુટી ગયો હતો અને તેમાંથી લોહી વહેતું હતું. વીલીયમે જોનને ઉપાડીને ઘોલ્યા ઉપર પાછો સુવાડયો અને તેને હુશીયારીમાં લાવવાની પુશકળ કોશેશ કરી, પણ તે સાવધ થયોજ નહીં. અંતે ગભરાઇને બારણું ઉઘાડીને વીલ્યમ કોઇની મદદ લેવા દોડયો. અને તેણે બારણા આગળ શું જોયું ?

ત્યાં બારણા આગળ એક સ્ક્રીનની પછવાડે મરાયા લી એક દીવાની ઇમારત માફક છુટા ઉંઘાડા બાલે તદન મોત જેવી ફીકકી થર થર ધ્રુજતી ઉભેલી હતી ! !

વીલ્યમે એકદમ ચમકીને બુમ મારી. તેણીનો ધ્રુજતો તાપથી ખળખળતો હાથ તેણે પોતાનાં હાથમાં મજબુત પકડી લીધો અને ડઘાયલે અવાજે પુકાર્યું.–"ઓ ખુદા ! કોણ સીસ્ટર મરાયા ? તમો તાપથી ખળખળોછ ! તોબી તમોએ અહીં આવવાની કેમ હીંમત કીધી ?"

"ઓ–ડોકટર !–ઓ ડોકટર ! !—"

"એકદમ તમારા રૂમમાં જાવો ! સીસ્ટર મરાયા, તમે બીલકુલ હમણા વેલ નથી !"

પણ તે કમનસીબ છોકરી તે કયાં સમજતી હતી ? એક અછાટ સમેત વીલ્યમનો હાથ ખસાડી તેણી ખચીત ઘેલી સ્રીની માફક એકદમ જોન ડેલ આગળ દોડી ગઇ અને ત્યાં ફસડાઇ પડી ડચકાં ખાતી બોલી:—

"ઓ ડોકટર ! ખુદા ખાતર જોન ડેલને બચાવો ! ઓ, શું એ મરી ગયો ? નહી નહીં ! દયા કરી, ઓ ભલા ડોકટર, એને મારે ખાતર બચાવો ! ઓ, કટલું લોહી જાયછ ! મારી ફીકર ના કરો, હું તદન સારી પેઠે છું."

ગરીબ બીચારો વીલીયમ ! તે તો ખરેજ તદન હેબતાઇ ગયો હતો ! શું આ છોકરી મેડ થઇ ગઇ હતી ? શું જોનને તેણી ઓળખતી હતી ?

"સીસ્ટર મરાયા ! તમો શું જોન ડેલને ઓળખોછ ?" તેણે ધાડા અવાજે પુછયું.

"હા—નહીં—નહીં !" તેણીએ અકળાઇને જવાબ દીધો. "હમણા કંઇબી પુછો ના ! વખત ના ખોવો ! જલદી કરો ! લોહી ઘણું જાએછ. જલદી મદદ મેળવો !"

મરાયાનો તવળાટ અને જોનના માથાંમાંથી વહેતું લોહી જોઇ સમયસુચકતા રાખી વીલીયમે તુરત હીલડાને બોલાવી મંગાવી, અને થોડાજ શબ્દોમાં તેણીને સર્વે હકીકત કહી સંભળાવી. જોન ડેલ —તેણીના એક વખતનાં બચપણનાં દોસ્ત—નાં જીવતો હોવાની ખબરથી હીલડાનો હરખનો પાર ન રહયો.

વીલીયમની સુચનાથી તેણીએ મરાયાને તેણીના રૂમમાં જઇ આરામ લેવા પુશકળ વીણુવી—પણ ફોકટ ! તે જીદ્દી છોકરી આગળ કોઇનું કંઇ ચાલ્યું નહી; અને આખરે તેઓ-નીજ હાર થઇ.

મરાયાનાં મોટા દુઃખ અને કકળાટ વચ્ચે જોનની ગમે તેટલી બી સારવાર થવા છતાં તે તરત હુશીયારીમાં આવ્યો નહી. અંતે ઘણા કલાકો પછી તે સહેજ હોંશમાં આવ્યો; પણ તેની જીંદગી જોખમમાં આવી પડી હતી. તે છોકરી

દુઃખથી તદ્દન દીવાની બની ગઇ હતી ! તેની પાસે ગુંઠણુમંડયે પડી ડચકાં ખાતી ખુદા પાસે તે વહાલાની જીંદગી બચાવવા અરજ કરતી રહી.

પણ જોનની જીંદગીએ પાછી યારી આપી. તેનો અસલથીજ સરસ જોરાવર બાંધો તેની તરફેણમાં પાછો ગયો. જીવ સટોસટની આંઠ દીવસની બીમારી પછી તેની તબીયત પાછી હાથમાં આવી. રાત અને દીન એક સરખી રીતે ગણી તે પ્યારાં જવાનને ડા૦ વીલ્યમ, સીસ્ટર મરાયા તથા હીલ્ડા મોતમાંથી માંદમાં લાવ્યાં હતાં !

રફતે રફતે જોનની તબીયેતમાં સુધારો થતો ચાલ્યો, પણ નબળાઇ તેમજ મનની ગુપ્ત મુઝવણને સબબે તે જલદીથી જેવો જોઇયે તેવો તટાર થઇ શકયો નહી. તે ગુપ્ત બાતેનનાં દુઃખથી ગોયા પાગળ બનેલો કલાકોનાં કલાક સુધી ચુપ ગમખ્વાર પડી રહેતો. આ જોઇને હીણભાગ્ય કેટીનું જીગર બળી જળી જતું. તેણી તેને ખુશ રાખવા તેમજ તેના સંતાપજનક વીચારોમાંથી બેદાર કરવા તેની આગળ તરેહવાર ચોપડીઓ વાંચતી, અને તેનુ મન બેલવવા હરેક રીતે પોતાનું બનતું કરતી. જોન જે હમણા કોઇથીજ ખુશ ન રહેતો તે મરાયા લીની હાજરીથી કાંઇ અજબ નચીંત અને શાંત રહેતો; એટલુંજ નહી, પણ આ દીલસોજ સીસ્ટરે તેની જીવતોડ સારવાર કરી તેને મોતમાંથી બચાવ્યો તે માટે તેણીની તરફ કાંઇ અજબ ઉપકાર અને વખાણની લાગણીથી ખેંચાતો હતો. તેની હમણાની સ્થીતીમાં હજી સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ પ્યારી સીસ્ટર તેના જીગરની મુર્તી કેટ હેરીસનજ હતી !!



## પ્રકરણ ૩૮ મું.

### કોણ કહે છે કે પ્યાર આંધળો છે!

તે એક ખરેજ સુંદર ને પ્રકાશીત સવાર હતી. સીસ્ટર જોનના બીછાના આગળ બેસી જોનનાં હાથની લખેલી વાર્તા "Silent Love" વાંચતી હતી. જેમ જેમ વાંચતી જતી, તેમ તેમ તેણીનાં આંખોમાંથી મોતી નવધાર આંસુઓની રેલ ખરી પડતી હતી. આહ–એક તેણી કેવી જોનની ચોપડીઓ વાંચવાને ધીક્કારતી હતી! હવે તે વાંચવા કેવી તલપતી હતી! આ ચોપડીનું છેવટ કરૂણારસીક હતું; તેનાં ચોક્કસ છેલ્લાં પ્રકરણો અજબ રીતે તેણીની પોતાની તથા જોનની કાહણીને મળતાં આવતાં જોને ત્યાં પોતાની જીંદગીનુંજ જાણે દાસ્તાને દીલરૂબા ખ્યું હતું.

આ દીલ પીગળાવનારી નોવેલનો આવો છેવટનો વાંચતાં કેટીના નાજુક બદનની નસેનસ ધ્રુજી રહેવા માંડી. આમ ખરાં મને અકળાતી જોઇને જોને તેણીને પાછું અટકાવી.

"સીસ્ટર મરાયા, આજે મારા જીવને અજબ બેચેની , તેથી વધુ વાંચવાનું મોકુફ કરી આપણે વાતજ કર્યે," મ સાદે બોલ્યો.

મરાયાએ તુરત ચોપડી બંધ કરીને બાજુએ મેલી, પોતાની આંખ્યો તેણીએ લુછી નાખી, અને ઘણીજ મમતાથી માથું પોતાના પોચા નાજુક હાથોએ પસવારવા પડી.

એકાએક જોને તે હાથ પકડી લઇને પોતાની આંખ્યોમાં દાબ્યો—

"ઓ સીસ્ટર !" તે ગળગળતે અવાજે બોલ્યો, "તમોએ મારા જેવા એક મુફલેસ કમનસીબની જીંદગી કેવી જીવતોડ મહેનત કરીને બચાવીછ તે મને ખબર છે ! મારા દુઃખી માતાના મરણ પછીથી મારાં દર્દી જીગરને જો કોઇએ બી રાહત બક્ષી હોય તો તે તમો દયાની બહેન છો. તે માટે હું તમારૂં હેશાન કેમ માનીશ ! ઓ હું કેવું ઇચ્છું છ કે જ્યારે હું કોઇ એકાંત મથમાં જાઉં ત્યારે ત્યાં તમારા જેવી ભલી અને દયાળુ ફીરેસ્તા ખસલતની કોઇ નન હોય !"

આ સાંભળી તે છોકરીનો ચહેરો ચાદર જેવો ફીક્કો પડી ગયો. આંખમાં આંસુઓ સાથે તેણીએ પુશકળ ગમખારીથી પુછ્યું—"મી૦ ડેલ ! શું તમોએ ત્યારે દુન્યાનાં દરેક સુખને તજી ત્યાં જવાનો નક્કી વિચારજ કીધોછ ? ડોકટર વીલીયમ તેમજ અમારી સર્વેની મીનતેજારીથીબી શું તમારા સખત હઇયાં પર કશીજ અસર થતી નથી ? ઓ મી૦ ડેલ, કોઇનો નહી તો તમારા ગરીબ કામદારોનો જરા ખ્યાલ કરો. તમોએ તે ગરીબ મુફલેસોને તવંગરોનાં જુલમાટમાંથી બચાવવાના પવીત્ર સોગંદ લીધાછ, તે તો જરા યાદ કરો ! અફસોસ— હમણા જો તેઓ જાણે કે તેઓનો રાહબાર જોન ડેલ તેઓની સાથે લડતમાં ભાગ લેવાને બદલે એક ઓરતની માફક ઝુરતો છુપા નામે ભરાઇ એકાંતવાસ લઇ બેઠોછ, તો તેઓ પોતાનાં બહાદુર સરદાર માટે શું ધારે ?"

"સીસ્ટર મરાયા ! જોન ડેલ હવે જીવતોજ નથી–તે બસ મુવેલોજ છે !"

"નોનસન્સ! મી૦ ડેલ—તમે આજે વાજબી વાત કરતા નથી. શું તમો તમારાં એકજ ખોટાં પગલાંથી જોન ડેલની આખી કારકીર્દીને કલંક લગાડવા માંગોછ? નહી—હું તમુને કદી પણ તેમ કરવા દઇશ નહી. તમે કેહોછ તેમ જો મેં તમારી બહાદુર જીંદગી બચાવીજ હોય તો તેના બદલામાં એક નજીવી ચીજ તમારે મને આપવી પડશે. તે એજ કે તમારે જોન ડેલનાં ખરાં નામે ગરીબોનાં સરદાર તરીકે લડત લડવા બહાદુરીથી બહાર આવવુંજ પડશે."

આ બધું એવાં જોશ અને હસ્સાથી બોલી કે જોન ડેલ એક મીનીટ તદન દબાઇ ગયો. પછી એકદમ બીછાણા પર અતરંગ બેસીને તે બુમ પાડી ઉઠયો.

"શું? તમોએ મને જોન ડેલ તરીકે ખરેખર પીછાણી કાઢયો? ઓ ખુદા! હવે હું શું કરૂં? કેમ કરૂં? ઓ નહી, નહી સીસ્ટર મરાયા! હવે હું તમારા કહયા પ્રમાણે મુફલેસ કામદારોમાં જઇ શકતો નથી, કારણકે તેઓનો સરદાર થવાને હું બીલકુલ નાલાયક થયો છું. ઓ સીસ્ટર, તમો હજુ મારી દુઃખ ભરી કેફયત બધી જાણુતાં નથી!"

* * *

અડધો કલાક વીતી ગયો હતો. ધીમે સાદે હળવે હળવે જોને પોતાની પાસે બેઠેલી ભલી સીસટર મરાયા લીને પોતાની કમનસીબ કાહણી જીગર ખોલીને સાચ્ચે સાચ્ચી તમામે તમામ કહી સંભળાવી હતી. કેટી હેરીસન માટે ખુદ પોતાના પ્યાર માટે જોન છેલ્લે સુધી પોતે કેટલો બેખબર હતો—આ તેના અઠાગ મુંગી મોહબત માટે તેની માતાએ કેમ ઠપકો આપ્યો હતો—તેણે તે પ્યારને પોતાનાં જીગરમાં કચડી નાંખવાની કેવી

કોશેશ કીધી, પણ તે બધી કેવી ફોકટ ગઇ હતી–તે મગરૂર છોકરીનો મુફલેસો તરફનો ધીક્કાર તે કેમ ખમી શકતો ન હતો–છેલ્લે તે કમનસીબ તુમાખી બાળા કેવાં કમોતે મરણ પામી હતી–તથા તે ખબરથી તથા તેની વહાલી માતાનાં મોતથી તેનું દીલ કેવું તદનજ તુટી ગયું હતું—તે બધું નસોસ અવાજે આ દયાની બેહનને બહુજ ટુંકમાં જોન કહી સંભળાવી ચુકયો હતો !

નીચી મુડીએ ધડકતી છાતીએ લાલ થએલા ચહેરા સાથ આંસુ ભરેલી આંખો સાથે આ બધું તેણીએ સાંભળ્યું. તેણીને રડતાં જોઇ જોનને પુશકળ લાગી આવ્યું. તેણે ઘણીજ લાગણીથી કહયું:—

"મરાયા ! તમે કેટલાં બધાં નરમ જીગર નાંછેઓ ! તમો મારે માટે રડોછ ! આહ–તમારાં જેવી ભલાઇ ને નમનતાઇ કેટમાં હતે તો આજે આખાં ઓલ્ડ કેસલમાં તે પુંજાતે !"

"કમનસીબ કેટી !" મીસ મરાયા લીએ રડમશ અવાજે જવાબ દીધો, "તે ઓરતની આવી ગમખાર સરજત માટે હું ખરેખર દલગીર છું. પણ કેટી મરણ પામેલી હોવાથી હવે તેને યાદ કરવામાં સાર નથી. તમો જેવાં લાયક જવાનને નહિ ચાહવામાં તેણીએ કીધેલી ભુલ માટે તે પાછળથી પસ્તાઇ હોય એ બનવા જોગ છે. પણ મને કહો, મી૦ ડેલ, અગર જો કેટી તમો સાથે લગ્નનાં ગાંઠથી જોડાવા તઇયાર થતે તો શું તમો તેણીને કબુલ કરતે ?"

"નહિ !" જોન ડેલે તુરતજ જવાબ દીધો, "અમો વચ્ચેના આસમાન જમીન જેટલા સંસારી તફાવતનાં તેમજ સબબે મારા ફ્રેન્ડ હેનરીને દગાખોર થઇ હું કદીબી તેણીને તેણીની મરજી

અને મારી મહોબત છતાં પરણવા કબુલ થતે નહિ,-મારાં નહી જણાયલાં નામ સાથે તેણીનું મોતેબર નામ કદી પણ જોડતે નહિ."

એકાદ મીનીટ બંને જવાન જીવો ચુપચુપ એકમેકની આંખ્યોમાં અણહદ મુંગી લાગણી વાંચતાં ત્યાં બેસી રહયાં. પછી કાંઇ અસાધારણ બાતેનના જુસ્સાને આધીન થઇ એકાએક જોને મરાયાનો હાથ પકડી લઇ પોતાના હોઠો પર દાબ્યો.

"સીસટર મરાયા! ગોડ બ્લેસ યુ! પરવરદેગાર તમુને સલામત રાખે! મરાયા-હું શું બોલું? મારાં દીલની એક છુપી વાતનો એકરાર કરૂં?—"

"તમુને તેથી રાહત મળતી હોય તો જરૂર કરો, મી૦ જોન!"

"મરાયા! કોણ જાણે શું છે કે બસ તમુને હું જોઉંછ ત્યારે-ત્યારે મને મારી જીગરની રાણી, મારી મીઠી કેટ યાદ આવેછ! અરેરે, તમારાથી ખવાસમાં તે છોકરી કેટલી જુદી હતી-પણ દેખાવમાં તમુને કેટલી મળતી આવતી હતી તે કેમ તમુને સમજાઉં! પણ તે બીચારી મરી ગેઇ! આહ-જો તે મરી ગેઇ નહીં હોતે તો આજે તમુને જોઇને બસ એમજ હું કેહતે કે મારી સામએ મારી પ્યારી કેટ પાછી આવી ઉભીછ! નહી-નહી સીસટર મરાયા! તમે મારી મુરખાઇ પર હસો ના! દુઃખથી અને બીમારીથી મારૂં મગજ ખચીત હમણા ઠેકાણે નથી-તેથીજ એમ મને ધખારો આવતો હોશે!"

મરાયા હવે શું જવાબ આપે? તેણીના ગાલો ઉપરથી તડ-તડ-તડ આંસુઓ સરી પડતાં હતાં. અચણુચ વાંકી વળીને

તેણીએ એક બોલ બોલવા વગર, જોનના કપાલ ઉપર એક કીસ કરી. જોને તેણીનો હાથ પકડી રાખ્યો.

"મરાયા-સીસટર મરાયા! તમુને જોઉંછ ત્યારે મારૂં પોણું દુઃખ જાણે હું વીસરી જાઉંછ! મારાં દીલમાં જાણે નવું લોહી દોડેછ. મારી પ્યારી માશુકની જુદાઇ જાણે બે ઘડી હું ભુલી જાઉંછ! અરે, તમે તે છોકરીને ચેહરામાં કેટલાં બધાં મળતાં આવોછ! તમે બને તેટલાં મારી આગળનાં આગળ રહેજો!"

"મી૦ ડેલ, તમે જો મને સુખીજ કરવા ખરેખર ઇંતેજાર હોવ તો મારો સુખન કબુલ રાખો!" મરાયાએ વાત ઉડાવીને નરમાશથી કહયું, "તમારા ગરીબ કામદારોની વચ્ચે ઓલ્ડ કાસલ પાછા જાઓ! કેહોની, મી૦ જોન-તમે મારે ખાતર જશો કેની? મને વચન આપો!—"

જોન એક અછાટ મારીને હવે કાંઇક જુસ્સા સાથે ખડો થઇ બેઠો, અને મરાયાનો હાથ પોતાના છાતીએ દાબ્યો. તે જવાનનો ચેહરો હમણા કાંઇ ઓર ખીલી રહેલો હતો! તેના ડોળાઓ કાંઇ અજબ રોશની સાથ ચમકતા હતા!

"મરાયા! હું તારે ખાતર કંઇબી કરવા તઇયાર છેઉં! હું મારા કામદારો વચ્ચે જાઉં-તારે ખાતર જાઉં-પણ તે એકજ સરતે!"

"એક સરતે? તે શું સરત છે?"

"કે-મારી વાહલી સીસટર-તુંબી ત્યાં મારી સાથ આવ! આપરે બેઉ જણા સાથે મળીને એ આપરૂં મીશન બજાવીશું. તારી બાજુમાં રેહીને ગરીબ લોકોને સારૂં લડત કરતાં મને બમણું જોર મળશે. હું ડોકટર વીલ્યમને કહીશ-તે તુને રજા

આપવા ના પાડશે નહીં !–મરાયા ! મને કેહ, તું મારી સાથ આવશે ?—"

મરાયાએ ડોકું નમાવી દીધું. તેણીનો ચહેરો પાછો ઉજળો જરદ મારી ગયો હતો.

"નહીં–મીο ડેલ ! હમણા ઘણાજ મુસ્તકીમ સબબો સર મારેથી ઓલ્ડ કાસલ જવાય તેમ નથી, પણ આગળ જતાં ભવીષ્યમાં કદાચ ત્યાં પાછી જવશ. હમણા બસ તમે પહેલા એખલા જાઓ. અહીંથી હું તમારી દરેક હીલચાલ જીવ ટીંગાવીને તપાસતી રેહવશ–ને તમારે સારૂ બંદગી કરતી રેહવશ ! બસ મને વધારે ના પુછો ! જો તમારાં દીલમાં મારે સારૂં લાગણી હોય તો મને પવીત્ર વચન આપો કે તમે તટાર થતાંજ ઓલ્ડ કાસલ જઇને જોન ડેલ તરીકે પાછા જાહેર થશો !"

* * *

અને જોન ડેલે આ વીચીત્ર ભલી ફ્રેસ્તાઇ "સીસટર"ના આગ્રહને આધીન થઇ ફકત તેણીનેજ ખાતર ઓલ્ડ કાસલ જવાનું પવીત્ર વચન આપ્યું હતું ! !

વાંચનાર !—હવે તુંજ કહે, કોણ હેમક કહે છે કે પ્યાર આંધળો છે ?

મરાયાને ખરી ઓળખ્યા વગર કુદરતી તેણી તરફ વધુ અને વધુ જોન ખેંચાતોજ ગયો હતો. તેઓની દોસ્તી દિવસે દિવસે વધતીજ ચાલી. આવો મામલો સઉ કોઇ ખોલ્લી આંખ્યોએ જોઇ શકતું, અને દરેક જણ નકકી માનતું કે કોઇ દહાડે લગન લાગવા વીના રહેશેજ નહીં. પણ જોનના મગજમાં "લગન"નો ખ્યાલ તો એક પળવારબી દાખલ થયો નહીં.

તે ફક્ત મરાયાને પોતાની વહાલી બેહન તરીકે ફરેસ્તા રૂપેજ પુંજતો.

અને મરાયા ? ગરીબ બીચારી ! ! તેણીની હાલત ખરેજ દયાજનક થઇ પડી હતી. તે બહાદુર છોકરી જોન આગળ ખુશાલ રહેતી, પણ જ્યારે તેણી પોતે એખલી પડતી ત્યારે પોતાનું નાજુક જીગર તુટી જાય એટલું રડતી. પોતે હવે જોનની જુદાઇ કેમ ખમી શકશે તેનો વિચાર કરતાં તે લગભગ સુની સાવજ બની જતી ! પોતેજ પોતાને હાથે પોતાનો ભોગ આપી જોનને સમજાવી ગરીબોમાં પાછો મોકલતી હતી, પણ હવે તેમ કર્યા પછી તેણીનું દીલ તુટી જતું હતું. અરે, જો તેણી કવીન કેટને બદલે કોઇ બીજી છોકરી હતે તો હમણા કેવી જોન ડેલને પરણી સુખી થતે !

એકજ માણસ તેણીનો આ છુપો ગમ બારીકીથી તપાસતું રહેલું હતું. તે ભલો, અસરાફ વિલયમ હતો. તેણે સીસટર મરાયાને ઘણીકવાર જોનને માટે છુપી પોકારતી તથા રડતી પકડી હતી. હવેજ તે બરાબર સમજી જઇ શકયો હતો કે મરાયા પહેલેથીજ જોન ડેલને ચાહતી હતી તથા તેને સુવેલો સમજી તેણી નર્સ બની હતી. તેણે મકકમ સોગંદ ખાધા કે પોતાની દરકાર ન કરતાં તે છોકરીને પાછી સુખી બનાવવી.

અંતે જોનનો ગરીબોમાં પાછો જવાનો વખત તદન નજીક આવ્યો, ત્યારે તેનો ચહેરો બી બેહદ દુખી ને દલગીર જેવો દીસવા લાગ્યો—કારણકે મરાયાને મુકી જતાં તેના જીવ પર આવતું હતું. તે છોકરી કેમ તેને એકદમ વ્હાલી થઇ પડી હતી તે સમજીજ શકયો નહી હતો.

તેના ઓસ્પીટલ છોડી જવાની બે દાહડા અગાઉ વીલ- યમે આવી તેને ઘણીજ નરમાશથી કમનસીબ મરાયાની સર્વે હકીકત કહી. તે કેવી દીવાના પ્યારથી જોનને ચાહતી હતી, તેનાં ખોટાં મહોતની ખબરથી તેણી કેમ દુન્યા તજી નર્સ બની હતી, તે બાબે મરાયાએ કરેલો એકરાર વીલ્યમે પોતાના મીત્રની આગળ શબ્દે શબ્દ પાછો કહી સંભળાવ્યો. તેણે જોનને પુશકળ કાકલુદી કરી કે આ ભલી ફરેસ્તાઇ છોકરીને પરણીને તે રૂડા જીવને પાછો હસ્તો કરવો.

જોન આ સાંભળી તદન ગભરાઇ ગયો. તે માનીજ નહિ શકયો કે મરાયા જેવી ફરેસ્તાઇ ખસલતની સ્ત્રી તેને બેહન સીવાયના બીજા કોઇબી પ્યારથી ચાહી શકે!

"તું નાહક તારા શબ્દો બરબાદ કરેછ, વીલી! મારૂં જીગર તો હવે કરમાઇજ ગીયુંછ. કેટીના મરણ પછી મને કોઇબી ઓરતનો પ્યાર જોઇતોજ નથી. મારી સ્વીટ કેટી! જો કે તેણી હમણા જીવતી હતે તો બી હું તેણીના ઉંચ દરજજાને ખાતર તેમજ મારા ફ્રેન્ડ હેનરીને ખાતર કદીબી તેણીને પરણી શકતે નહિ, તે છતા તેણીની યાદને હું સાચ્ચોજ રહેવા માગુછ, તેમજ બીજીને પ્યાર વગર હું પરણવા ઇચ્છતો નથી. વીલી. ઓ ખુદા, એ મને શું થયુંછ! મને કંઇજ સુજતું નથી! મરાયા જેવા એક ફિરેસ્તાને મારાં જેવાં તુટેલાં જીગરના માણસ સાથે પરણવા કહું?

નહી—નહી—નહી! તું બોલેછ તે પથ્થરપર પાણી રેડવા જેવું કરેછ!"

વીલયમે તેને ઘણાજ હેતથી સમજાવ્યું કે કેટ બીચારી મરી ગઇ હતી અને આ મરાયાએ તેની જીંદગી બચાવી તેનાં

બદલામાં તેણીને પરણીને સુખી કરવાની હવે જોનની પવીત્ર ફરજ હતી; તેવો એઉ ગરીબોનું કામ ફતેહમંદીથી કરી શકશે—ઇત્યાદી, પણ વ્યર્થ ! વીલ્યમની ગમે તેટલીબી સમજાવટ છતાં જોન એક પળવાર પણ પોતાના ઠરાવથી પાછળ હઠયો નહી.

તેના સેવટના મકકમ સખુનો વીલયમના કાનમાં લાંબો વખત સુધી રમ્યા કીધા.

"બસ—ખાલી તારી મીનતેજારી બરબાદ ના કર ! કેટીના મરણ પછી હું મરતાંબી બીજી કોઇ સાથ પરણવાનો નથી ! વીલી, મારા ભાઇ—માનવી જાતના નસીબમાં સાચ્ચી મોહબત જવલેજ આવેછ ! પણ જયારે તે આવેછ ત્યારે જબરદસ્ત જોરાવર આકારમાં **એકજ વખત** આવેછ. મારી કેટના મરણ પામવા પછી આય મારૂં જીગરબી મરણ પામ્યુંછ. ખુદા એ મરાયાનો નીગેહબાન થાઓ—હું દલગીર છું. **એને ખાતર** હું બીજું બધું કરશ. આય ચીઝ હું કરી શકશ નહીં. જા— દોસ્ત હવે મારી સાથ વધારે તકરાર ના કર !"



## પ્રકરણ ૩૯ મું.

## "મારૂં જીગર મારી પાસ હવે છેજ નહીં ! તે તો કોઇ બીજો ચોરી લઈ ગયો છે !"

ઉપલા પ્રકરણમાં બનેલા બનાવ પછી જોન ડેલ પાસે જાહેર થવા વિના બીજો રસ્તો હતો નહિ. એકાદ બે દીવશમાં આખા ઓલ્ડ કેસલમાં તે જીવતો હોવાની વાત જોશભેર

ફેલાઇ રહી. આ ખબરથી મશીર્યાની ખુશાલી અને હરખનું વર્ણન કરવું મુશ્કેલ છે.

કલેરા—જેણી પોતાનાં બાપ લોર્ડ હેરીસન સાથે ખુનના વાંકમાંથી થયલા છુટકારા પછી યુરોપને પ્રવાસે ઉપડી ગઇ હતી—તેણીએ વર્તમાન પત્ર મારફતે જોન ડેલ જીવતો હોવાની ખબર સાંભળવાથી પોતાની ખુશાલી દરશાવનારો તારનો સંદેશો વટીક તેની ઉપર પેરીસથી મોકલી આપ્યો હતો.

મુબારકબાદીના તારો અને કાગલનો એક નાનો જેવો ડુંગર જોન ડેલની સામે આવી ઉભો હતો. ઓલ્ડ કેસલનાં કામદારો અને બેકારો જોન ડેલને જીવતો જોઇ હર્ખથી ગોયા ગાંડા જેવા બની ગયા હતા. ટુંકમાં આખા ઓલ્ડ કેસલમાં ઉત્સાહ, ઉમંગ, ઉલટ, રંગરાગ પંથરાઇ રહયો હતો.

જોન જેવો ગરીબોનાં કામમાંથી ફારેગ થયો તેવોજ તે પોતાનાં જાની દુઃખી મીત્ર હેનરીને હરખ ભર મળવા દોડયો; પણ ત્યાં હેનરીના માતાએ તેણીના એક પુરા વહાલા બેટાની કેવી ગમનાક હાલત થઇ હતી તે દુખથી રડીને જોનને કહી સંભળાવ્યું. પોતાની વહાલી સ્વીટહાર્ટ કેટ તેમજ પોતાના જાની મીત્ર જોનનાં સામટાં મોહતના કાતીલ જખમોથી ઘણીજ ખરાબ અસર હેનરી ઉપર થઇ હતી. કેટી સાથે થોડા દહાડામાં થનારાં લગ્ન માટે ખુશ સ્વપ્નાઓ તે જોતો હતો; તેટલાં તે બંનેના આફતકારક મરણના ખબર સાંભળી તે ફાટીજ ગયો હતો, અને ત્યારથી તે બીમારજ ચાલતો હતો. પણ તેટલાં લોર્ડ હેરીસન પર નવી બળાગત નીકળી, તેની ગડબડમાં તે પોતાનું દુઃખ થોડું ઘણુંબી વીસરી જઇ તેને બચાવવાની ખટપટમાં પડયો. પણ લોર્ડ હેરીસનનો છુટકારો થવા પછી તે પાછો

પટકાયો હતો. ડોક્ટરનું એવું કહેવું હતું કે તે જો પોતાનું મન કામમાં રોકાયેલું રાખશે નહી, અને થોડો વખત બહારગામ ચેન્જને માટે જશે નહીં, તો તેનાં ભેજાંને ઘણી ખરાબ નુકસાની પોંહચશે.

આ બધી સીતમ ભરેલી કાહણી સમજવા પછી જોનની નાસીપાસી ખરાં જીગરની હતી. હેનરીની માતા બી જોનની આટલી ફેરવાયલી હાલત જોઇ ઘણી દલગીર તેમજ અજબ થઇ. ઘોરમાંથી જાણે અબધડી ઉઠી આવ્યો હોય તેવોજ તેનો દેખાવ લેવાયલો, સુકાયલો, સોહરાયલો બીહામણો લાગતો હતો.

આટલી વાતચીત થયા પછી તેને હેનરીના ઓરડામાં લઇ જવામાં આવ્યો.

જોનને જીવતો જોઇ હેનરીની ખુશાલી ખરાં દીલની અને બેશુમાર હતી. તેઓ બેઉ એકમેકને ઘણાજ હેતથી મલ્યા. જોનને હમેશની માફક હસતો રમતો જોવાને બદલે બેદીલ, નાઉમેદ અને તુટેલા જીગરનો જોઇને હેનરીને ઘણુ લાગી આવ્યું. તે કેટનાં અકાળ મોત માટે જોન આગળ ઘણું રડયો. પોતાનાં પ્યારનો કડવો દુઃખ ભરેલો અનુભવ મળ્યા પછી જોનને હેનરીની અજબ કદર લાગતી હતી. તેણે હેનરીને તેની આવી આફતમાં દરેક દીલાસો દેવાની ઘણી તજવીજ કીધી, પણ ફોકટ ગઇ.

ઘણી બીજી ત્રીજી અરસપરસ ખુલાશાની અને સુખ દુઃખની વાતો કરી તેઓ બેઉ ઘણાજ કચડાયેલાં જીગરે છુટા પડયા.

જોને હવે ઘણીજ ખંતથી પોતાનું ગરીબો માટેનું કામ પાછું કરવા માંડયું. તેણે ફરીથી જુસ્સાદાર ભાષણો કરવા માંડયાં. ફરીથી તે ઘણીજ સખત મહેનત કરતો અને કેટને, પોતાની માતાને તેમજ પોતાનાં દુઃખને ભુલાવવા જીગરતોડ કોશેશ કરતો.

પેલી સીસટર મરાયા લીને ભુલી જવાની તેણે ઘણીજ કોશેશ કીધી, પણ બધું ફોકટ. તેણીનો સુંદર ચહેરો દર પળે તેને સતાવતો. જોનના અંતકરણની મુંગી મુઝવણ મોટામાં મોટી બસ એજ હતી કે તે આ સીસટરનો મુખડો પોતાના મન આગળથી દુર કરી શકતો હતો નહીં! અરે—શું તે પોતે એટલો બધો નબલાં ભેજાંનો થઇ ગયલો હતો કે આટલો બધો જલદી પ્યારી કેટને ભુલી જઇ તે હવે મરાયાને ચાહતાં શીખ્યો હતો?

નહી નહી! તેમ કદીબી નહી બને! પણ તે છતાં જોનને બસ લાગ્યાજ કર્યું કે તેનીં મરજી વીરૂદ્ધ કાંઇ અદ્‌ભુત શકતી તેને આ ભલી સીસટર ઓફ મરસી તરફ ખેંચતી હતી. તે કલાકોનાં કલાકો ગમખ્વાર વિચારમાં કાઢતો—પણ તે પોતાને સમજી શકતો નહી. તેને સઉથી વધારે જે સંતાપતું હતું તે એ હતું કે વીલીયમે તેને ખાતરી આપી હતી કે મરાયા તેને ખરાં જીગરથી ચાહતી હતી! આવા આવા આ બધા વિચારો કરતાં તે અકળાઇ ગયો હતો. પોતાના કામ ઉપર તેનું મુદ્દલ ધ્યાન લાગતું હતું નહી.

જોન ડેલ ડો૦ વીલ્યમની કીલીનીક છોડીને ઓલ્ડ કાસલ આવવા પછી છ દહાડા વહી ગયા હતા.

જોનનાં ગયા પછી સીસટર મરાયા રાબેતા પ્રમાણે પોતાનાં રૂડાં નરસીંગના કામ પર જીવ લગાડીને પાછી વળગી ગયલી હતી. એક સહવારે તેણી એક બીમાર બાઇની કાળજીથી સારવાર કરતી બેઠી હતી. તેણી આજે જોનનાજ મીઠ્ઠા ખ્યાલોમાં હતી-તેટલાં એક બાળકની ભયાનક ચીસ રસ્તા પરથી સમજાઇ. એક નાનું બચ્ચું ગાડી નીચે આવી ગયું હતું. તુરતજ બધાં ત્યાં દોડી ગયાં. તેજ ઘડીએ એક જુવાન પુરૂષ હાંફળો ફાંફળો એક નાના છોકરાને હાથમાં ઉંચકીને ઓસ્પીટલમાં ધસી આવ્યો. તે સાત વર્ષનું ભુલકું એક ગાડીની અડફટમાં આવી ગયું હતું અને તેના ડાબા પગ ઉપરથી ચાક ફરી વળ્યું હતું. સારે નસીબે ઇજા કાંઇ ઘણીજ ગંભીર નહી હતી,

તે જખ્મી થયલાં બાળકને મરાયા વાળાજ વોર્ડમાં લાવવામાં આવ્યું. તે સીસટર ઝટ તેની આગળ દોડી ગઇ. અકરાટ ગભરાટમાં-તેણીની આંખ ઉપરનો કાળો ચશ્મો નીકળી ગયો. તેજ ઘડીએ પેલા જવાનની નજર તેણીની બે સુંદર કાળી ચશમો પર પડી અને તેણે એક મોટેથી બુમ પાડી—

"કોણ!-માઇ ગોડ!!-કેટ?-"

તે છોકરીએ એક આંચકો ખાઇ ગભરાઇને તેની તરફ જોયું; પણ તુરતજ પોતાનાં મન ઉપર મજબુત કાબુ મેળવી, ઝટ પાછો ચશ્મો પહેડી લીધો ને પછી જાણે કાંઇજ બન્યુ નહી હોય તેમ તે બચ્ચાંની સારવાર કરવા લાગી. પણ તે જવાન કોણ હતો? તે કોઇજ નહી પણ હેનરી હેરીસન હતો! તેણે ધારી ધારીને આ સીસટર ગમ જોયાજ કર્યું. શું તેનું માથું ફરતું હતું? યા-શું તે સ્વપ્નો જોતો હતો?

હેનરી અકળાઇને તેણીની નજદીક ગયો-

"એક્ષક્યુઝ મી ! હું ધારૂંછ કે હું કાંઇ સજ્જડ ભુલ
! સીસટર-તમારૂં નામ શું ?"

"મરાયા લી, સર !"

"જરા થોભો મીસ લી, મને તમારી સાથે વાત કરવીછ."

"પણ હું હમણા રોકાયેલી છું; મને વખત નથી,"
મેં કહ્યું.

અને તેણી ઝડપમાં ત્યાંથી ચાલી જવા ગઇ-પણ હેનરીએ
તેણીનો હાથ પકડી અટકાવી.

"નહી ! તુને હમણાજ મળવું પડશે ! કેટ !! ઓ હેવ-
! એ હું શું જોઉંછ ? તું જીવતી છે !—અરે તું અહીં
! ? બોલ—બોલ—કેટ—કેટ—નહીં તો મારૂં મસ્તક
જશે !!"

"એ તમો કોણને માટે બોલોછ ? મારૂં નામ તો મરાયા
! મને હવે જવા દેશો ?—"

"સણુર !" હેનરી અકળાઇને બરાડ પાડી પડયો, "કેટ
અવાજ તુને ખુલ્લી પાડેછ ! અરે શું મારી કેટને ઓળખી
ા સારૂ મારી આંખો હમણા નથી ? તું બધાને ઠગી
, પણ મને ઠગી શકશે નહી. જરા તાંહ પેલા વેટીંગ
આવ—આપુને એખલાં વાત કરવાની જરૂર છે !"

* * *

અંતે તેઓ એખલાં મળ્યાં, તેણીએ પહેલે કેટી હોવાનો
ા ઇનકાર કીધો, પણ છેલ્લે તેણીને કબુલ કરવુંજ પડયું.
એકથી બીજો થયોજ નહીં. તેણે તેણીને તરત લઇ
માંગ્યું-પણ બધું ફોકટ ! તેણીએ હેનરી પાસે વચન

માંગ્યું કે કોઇનેબી તેણીની હસ્તી જણાવવી નહી—કારણકે હવે તેણી તદન જુદીજ છોકરી બની હતી! ક્વીન કેટ ખરેખર મરી ગઇ હતી, ને ફક્ટ મરાયા લી જીવતી હતી!

જ્યારે હેનરીએ અતીશય બજીદ થઇને તેણીને તેણીના દીલનો ભેદ ખુલ્લો કરવાનો આગ્રહ કર્યો ત્યારે લાચારીએ તે છોકરીએ તેને સાફ સાફ ખોલ્લે ખોલ્લું પરખાવી દીધું કે તેણી હવે જીનહાર કોઇને—કોઇને—કોઇનેબી પરણી શકનાર નથી; જીનહાર પાછી પોતાની અસલ જીંદગીમાં જોડાઇ શકનાર નથી; પોતાની બાકીની જીંદગી ઓસ્પીટલમાંજ દર્દીઓની સારવાર કરવામાં ગુજારવાને તેણીએ સોગંદ લીધા હતા—ઇત્યાદી. તેણીએ ફરીથી કરગરીને હેનરીને એક ગ્રહસ્થ તરીકે અપીલ કરી કે તેણીના જીવતી હોવાની વાત છુપીજ રાખવી.

"જો તું મને ચાહતો હોય તો મને એક ગ્રહસ્થ તરીકે તારૂં પવીત્ર વચન આપ, હેનરી, કે તું મારો ભેદ છુપોજ રાખશે!"

"હું તુને એક સરતે વચન આપું-કેટ; મને ખરેખરૂં કેહ કે તું અંદરખાનેથી બીજા કોઇને ચાહેછ?"

કેટીના ગાલો પર ગુલાબી રંગ ધાઇ આવ્યો—

"તે ભેદ બી તું છુપોજ રાખશે, હેનરી?"

"જરૂર! ગંભીર સોગંદ ખાઇને કેહુંછ કે છુપોજ રાખશ! બોલ—તે કોણ નસીબવાન માણસ છે?"

"ને પછી તું મને મારા આય છુપા અવતારમાં અહીં છુપાયલી રહેવાજ દેશે? તું સોગંદ ખાયછ?"

"હું સોગંદ ખાઉંછ, કેટ!"

"તો ત્યારે સાંભળ; હું મારાં જાનોજીગરથી જોન ડેલને
છ!"—

"જોન ડેલને!!—કેટ, આર યુ મેડ!!"

"હું ઇચ્છું છ કે હું મેડ હોતે! હું જોનને મારા જાન
વધારે ચાહું છ—પણ તે વાત એ જાણતો નથી. ને તે
જાણશે બી નહીં! હું તેની સાથ કદીબી પરણી શકવાની
**કોઈનીબી** સાથ પરણી શકવાની નથી! જા હવે, હેનરી,
—તારા સોગંદ પાળજે; મારૂં જીગર તુટી જાયછ!"

આટલું બોલી ધડાકા સમેત તે છોકરી તેને છોડીને
ગઇ! હેનરીને તો લાગ્યું કે દુન્યાજ ગોયા ઉલટાઇ
હતી!

અરે આ છોકરી—આ પ્યારી ભલી દયાની બેહન–તેની
ક કેટ હેરીસન!! ઓ ખુદા શું કયામત આવી હતી?
ને સદા ઠોકડે મારનારી તેની મગરૂર તુમાખી મીજાજી
બરમાંથી પાછી આવીને હવે ગરીબ બીમારોની માવજત
તનમનથી વળગી ગઇ હતી! તેણીએ તેનાં જાની મીત્ર
લને ધીકકારયો, હડધુત કીધો અને હવે તેજ જોન ડેલને
સાચ્ચાં જીગરથી ચાહતી હતી!!

તેણીની સુંદર આંખમાં આગળની તુંદાઇ અને મગરૂરીને
હમણા નમનતાઇ અને મીઠાશ પ્રકાશતો હતો! હેનરી
નની છાતીમાં એક કાતીલ ચમટો તુટો! ડચકાયલાં હયડાં
તે પાછો પોતાને ઘર ફરયો. કેટની જીદ આગળ તે
ર હતો. તેણીએ આપેલા ગંભીર સોગંદને લીધે તેના હોઠ
ઈ ગયલા હતા.



# પ્રકરણ ૪૦ મું.

## "ઓ મારી મોહબ્બતનો લુટારો ચાંચીયો કોણ ?–મારો અઝીઝ દોસ્ત જોન !!"

જોન ડેલ ઓસ્પીટલ છોડીને ઓલ્ડ કેસલ ગયો તેને ચારેક દહાડા પસાર થઇ ગયા હતા. તેના જવા પછી સીસટર મરાયા લીને મનથી જીંદગીનો સુર્યજ જાણે અસ્ત પામ્યો હતો. તેણી મુંગે મ્હોડે હવે પોતાનું નર્સનું ફરેસ્તાઇ કામ બજાવતી હતી ખરી–પણ પળકે પળક હવે તેણીનું કોમળ જીગર અંદરખાનેથી પસ્તાવાના ડંખ મારતું અને તેણીનો જીવ બાતેનમાં રડયા કરતો હતો.

એક દહાડે સાંજે તો તેણીનો વાહલો જોન કાંઇ ઘણોજ હઇયે ચઢી આવ્યો. તે પ્યારો ચેહરો નજર આગળથી દુર કરવાને અને તેની વાહલી યાદ ભુલવાને આ સબુરીવાળી છોકરીએ બાહદુરીથી ઘણીબી કોશેશ કરી–પણ વ્યર્થ ! અંતે થાકીને તેણી આસ્પીટલના બગીચામાં ઉતરી. ત્યાંની લીલોતરી ભરી ઠંડકથી તેણીનું તપી આવેલું દેમાગ જરા શાંત થયું. એક મોટાં ગીચ ઝાડની નીચે એક રસ્ટીક બાજટ ઉપર તેણી નસોસ જીવે ગોઠવાઇ–અને પોતાના ગમગીન ખ્યાલોમાં પાછી ચકચુર થઇ—

"અરે–જયારે એ જાણશે કે હું આખરે પેલી કેટ હેરીસનજ છું ત્યારે એ કેવો દુઃખી થશે !" તેણી મન સાથ વીલાપ કરવા લાગી. "હું કેવી ઇચ્છું છું કે હું મરીજ ગઇ હતે ! જે મીનીટે એ જાણશે કે હું તેની આગલી અભાગણી

ાટ છું તેજ ઘડીએ એ મને ધીક્કારશે. અરે–મારાથી ાારજ ભાગી શકાતો નથી."

તેણીએ પોતાની આંખ્યો પર રૂમાલ ધાંક્યો, અને મીનીટ સ્થીર પડી રહી. પછી પાછી એક ઉંડી હાય ાણીએ જીવ સાથ બડબડવાનું ફરીથી શરૂ કર્યું—

"હેનરીને હું કેવો હવે ધીક્કારૂં છ! અગાઉ કરતાં બી વધારે ધીક્કારૂં છ! જોન ગમે તેવો ગરીબ છે, પણ મોહબતની તવંગીરી એની રગેરગમાં ફરી વળેલી છે. ં કેવી આંધળી કે તેની ફરેસ્તાઇ ખસલત મારી ખાન-ોટાઇની ધુંધમાં હું જોઇ શકીજ નહીં! હું કેટલી કે ગરીબો તરફની મારી કંગાલ ગરૂરીને સબબે આય હું પારખી શકી નહી!—"

ાણુ મરાયા લી–યાને કેટ હેરીસન–ના ગમગીન તુરંગોમાં ય ખલલ પડી. પછવાડેથી કોઇએ ઘણોજ હળવેથી : ખભાં ઉપર હાથ મેલ્યો હતો.

"કેટ!"

કેટ જબરદસ્ત ચોંકીને ઉછળી ઉભી થઇ. એક નાની તેણીથી પડાઇ ગઇ હતી! તે તેણીના કાકાનો છોકરો હેનરી હેરીસન હતો.

"હું કેટલી બીધી! હેનરી, હું તુને ફરીથી કેહું છ કે તારે મને ફરીથી ચમકાવવી નહીં. મારી તબીયત : નથી!"

"મને માફ કર, કેટ! પણ હું કાહરનો અહીં ઉભો છ! મોટે મોટે પેલા જોન ડેલને વાસ્તેજ તહરેવાર બકબક

કરવામાં એટલી ચકચુર હતી કે બીજાં કશાનું તુને ભાન હતુંજ નહીં."

કેટીનો ગુસ્સો હવે ખરેખરજ વાજબી હતો.

"તુને શરમાવું જોઇયે કે એમ મારી પીઠ પાછળ ઉભો રહી તેં મારા ખાનગી વીચારો સાંભળી લીધા! જા–હવે તારી સાથ વધારે વાત કરવાની મારી ખુશી નથી."

કેટે જવા માંડયું–પણ હેનરી આડો પડયો.

"જરા થોભ! આજે શું છે? બાઇ સાહેબ કંઇ એક દમજ ગુસ્સામાં છેઓ? લોકો પોતાના 'ખાનગી વીચારો' એમ તારી માફક મોટે મોટે સારી દુન્યા સાંભળે તેમ પોર-પરાક બોલતાં નથી, કેટ!"

"હું તુને એક જેન્ટલમેન સમજતી હતી, હેનરી–પણ હું જોઉંછ કે—કે—"

"કે પેલા તારા ફરમાસુ જોન ડેલ જેટલો તો આસમાન પરનો ફરેસ્તો નથીજ!! એમજ કેની, કેટ?" હેનરીએ બેહદ અણુકાથી અને કડવાસથી કહયું.

"તેનું નામ વચમાં લાવવાની તુને કંઇ અગત્યજ નથી. તે છે અને હું છેઉં! હેનરી–અહીં તું વારે ઘડીએ આવ્યા કરેછ તે મને મુદલ પસંદ નથી. મારી હકીકત ખાનગી રાખ-વાનું તેં મને પ્રોમીસ આપ્યુંછ–ને તું એમ મારો પીછો પકડી રાખીને તારૂં તે પ્રોમીસ પાળી શકવાનો નથી. તું હવે આજે પાછો શાને વાસ્તે આયોછ?"

"તારી આગળ ધીરજથી મારૂં દીલ ખોલ્લુ કરવા! કેટ–મારી કેટ! તું શું ખરેખરજ આય જીવતી કબરમાંથી બાહેર નીકળવા માંગતીજ નથી? શું તુને તારા ઘરડા બાપ

અને તારી એક પુરી બેહનનોબી વીચાર નથી ?"

"તે મારૂં કામ છે-હેનરી ! બીજું કંઇ મને કેહવુંછ ? હું તો અંદર જાઉંછ—"

"ઉભી રેહ ! જો, આય બે તારાં પીકચરો હું પેન્ટ કરી લાયોછ ! એક અગાઉની મારી મીજાજી કેટી છે-બીજુ આય પેન્ટીંગ હમણાની ગમગીન મરાયા લી છે ! જો-કેટ-જરા હાથમાં લઇને જો—"

આમ કહી હેનરીએ બે વોટર કલર પેનટીંગો કાગજમાંથી ખોલી કેટની નજર સામે ધર્યાં. એક ઉડતી નજર કેટીએ તે પેનટીંગો પર ફેંકી. હેનરીએ તે બે ચીત્રો બહુજ ઝેહમતે ચીતારયાં હતાં. એકમાં અસલ તુમાખી કેટ હેરીસસનનો મગરૂર મુખડો હતો-બીજામાં નરમાશવાળી, શોકાતુર સીસટર મરાયાનો મીઠ્ઠો શાંત ચેહરો હતો ! પણ કેટીને આ બે પીકચરો ગમ તદનજ બેદરકારીથી જોતાં દેખીને આ ગરમ લોહી વાળા જવાન તેણીના પીત્રાઇને ખરેજ ઝાંઝ ચઢી !

"તું એની ગમ ઝાંખીને જોતીબી નથી, કેટ ?"

"નહીં-કેમજે આ બે પીકચરો પાડીને તેં તારાં પવીત્ર વચનનો ભંગ કીધોછ !"

"નોનસન્સ-હું એ પીકચરો ફકત તારે માટેજ પાડી લાવ્યોછ. તારી રજા વગર હું એ કોઇને દેખાડવાનો નથી !"

"પણ તું હવે કેહવા શું માંગેછ, હેનરી ?"

"એટલુંજ કે મને જરા ખુલાસો કર. શું તું મને જરાબી ભવીશ માટે-હમણા નહી તો પાંચ વરશ પછીબી-આશા આપતી નથી."

"નહીંજ ! મેં તુને પાંચસો વખત કહયુંછ, હેન
હું તુને ચાહતીજ નથી."

હેનેરીએ ઝનુન અને ખેન્જાલતથી જોરમાં હોઠ કરડ
"ધી ઓનરેબલ લેડી કેઠરીન હેરીસન ત્યારે પેલા
મુફલેસોના આગેવાન જોન ડેલને છેક એટલાં બધાં ચાહે
દુન્યાદારીનો–સોસાયટીનો–કુટુંબનો–બાપ અને બેહનનો
વીચાર હવે કરતાં નથી !" તેણે બેહદ તીરસકારથી કમ
તાણો માર્યો.

થઇ ચુકયું ! કેટની ધીરજનો અંત આવી ગયો.

"હું ગમે તેને ચાહું કે નહીં ચાહું તે સાથ
જરાબી સનાનસુતક નથી, લોર્ડ હેનરી ! ફરીથી કેહું
આપણી વાતની વચ્ચે જોન ડેલનું નામ તમારે કદીબી
નહીં."

"શા માટે નહી ? તે માણસ મારાં સુખનો
બન્યોછ ! આહ–મારી એની તરફની દોસતીનો એને ભુરો
લીધોછ. એણે મને દગો દીધોછ ! કેટ–અમારા બે
વચ્ચેની પુરાણી ફ્રેન્ડશીપમાં તેં ખતરો પાડયોછ ! મેં
નીચ વર્તણુંકની જોન ડેલથી વકી રાખી હતી નહીં !
હું એની પાસથી એ બાબદનો ખુલાશો માંગશ !"

"તું ખાલી આજે એક મેડ માણસની માફક
કરેછ, હેનરી. જોન ડેલ મારી સાથ પરણવાનો જરાબી
રાખતોજ નથી—"

પણ મોહબતની બોખારમાં ખળખળી જતા તે
ઉતાવળ્યા, ઉછાછળા આકળા હેનરીની પાસે કેટનો આ ખુ
સાંભળવા માટે કાનોજ કયાં હતા ?

"હંબગ ! તમે બેઉ જણા મને અને આખી દુન્યાને હંબગ કરવા માગોછ ! તમે એકમેકના પ્યારમાં છો તે અહીં આખી આરપીટલ ઉઘાડી આંખ્યોએ જોઇ શકેછ !" હેનરીએ એક જખમી થયલા ભુંડની માફક છેડાઇને હવે મોટેથી બોલવા માંડયું. "એ બીજાજી છોકરી ! તું તેજ તુમાખી કેટ છે કે કોઇ બીજી ? કયાં ગઇ તારી મગરૂરી ? તું શું તારા ઉંચ ખાનદાનનો દરજ્જો ભુલી જઇ એટલી બધી હવે નીચે ગબડી ગઇછ કે જે મુફલેસ જોનનો તું જાહેરમાં તીરસકાર કરતી, ઠોકડે મારતી, તેનેજ હમણા પરણવા કબુલ થઇછ ? સાંભળ કેટી–સાંભળ ! મારાં જીગર સાથે તમો બે જણાં એમ રમત કરી શકવાનાં નથી !"

કેટી હવે તટણખાર તડી થઇને ઉઠી ઉભી થઇ.

"બસ ! બસ ! એ તારો વગર અર્થનો લવારો બકારો બંધ કર, હેનરી ! પેલી મગરૂર અને તુમાખી કેટી દુન્યાને મનસે હવે મરણ પામીછ. રેલવેના અકસ્માતમાંજ તે છોકરી ખલાસ થઇછ. હવે તો બીજીજ છોકરી જીવેછ, જે દયાની બેહન મરાયા લી છે. હેનરી ! તારી કમનસીબ દુખી કઝીન પર દયા કરીને તેને બચાવી લે. હું કેટીનાં નામ હેઠળ દુન્યાની નજરમાં જાહેર થતાં હવે કમકમુછ. હું તે આગળી કેટી નથી. હું દુન્યાને હવે કેટીની નજરે જોતીજ નથી. હું તમામ બદલાઇજ ગઇછ."

"તું ગમે તે નામે દુન્યામાં પોતાને ઓલખાવ," હેનરીએ ધીમાં પણ મકકમ સાદે કહયું, "તું કેટી હોય યા મરાયા લી હોય તે સાથે મને કંઇબી કામ નથી. હું એટલુંજ જાણુંછ કે તેં તારી મગરૂરીને છેલ્લી સલામ કીધીછ. જયારે તું મગરૂર કેટીને

બદલે સદાની સાદી શાંત ને સદગુણી બનીશ તો તારી માદરનો આપેલો કોલ તારે બેવડા જોશથી પાળવોજ જો

"નહિ, નહિ ! મેં કેટી તરીકે મારી મધરને કોલ હતો, નહીં કે મરાયા લી તરીકે ! મેં તને કદી પણ નથી, ને કદી પણ ચાહીશ નહી. આ મારો છેલ્લો જવા પ્યાર વગર પરણવામાં પાપ છે."

કેટી એક પણ વધુ બોલ બોલવા ત્યાં થોભીજ નહ ગલો પાછલો સહેજ પણ ખ્યાલ કરવા વગર બેહદ ઉશ્કે ટપે તેણી હેનરીને ત્યાં ભખરાયલો મેલીને છોડી ગઇ.

હેનરીનાં ગુસ્સાની હદ રહી નહિ. કેટીનાં ધીકકાર તેને ખાતરીથી માન્યું કે જોન ડેલજ હતો. એક વખત હતો કે જોન ડેલને તેની ગરીબાઇમાં હેનરીએ ઘણાજ ચાહયો હતો. આ પ્યાર આજે કટ્ટામાં કટ્ટા ધીકકારમાં ગયો. જોન ડેલ તરફની તેની સાચી દોસ્તીનો છોડવો કરમાઇ ગયો હતો. ગુસ્સાનાં આવેશમાં તેણે પેલાં પોતે ઝેહમતે અને અઠાગ કાળજીએ દોરેલાં રંગીન ચીત્રો ફાડીને કડકા ભુકલા કરી નાખ્યાં—અને પછી હવામાં હલાવીને બીલકુલ દીવાની જેવી મનની હાલતમાં ત્યાંથી ચાલ્યો.



## પ્રકરણ ૪૧ મું.

## કરણી તેવી પાર ઉતરણી.

એકવાર ફરીથી માલેતોઝાર ગ્રેશહામ હોલ એક બોલ" અને બાદશાહી "બેનકવેટ" ની ધમચકરીમાં ગા

ગ્રેશહામ હોલના વીશાળ કમ્પાઉન્ડમાં આવેલી એક ફાંકડી કનઝરવેટરીમાં—આવો—આપણે જરા ડોકયું કરીએ. દીવાનખાનામાં જ્યારે મેળાવડો હળીમળી રહેલો હતો ત્યારે આ કોનઝરવેટરીમાં બે આકારો કાંઇ ખાનગી ગુફ્તેગોમાં રોકાયલાં નજરે પડતાં હતાં. એક મરદ હતો, ત્યારે બીજી ઓરત હતી.

"બોલ! મારગ્રેટ, તું શું કહેવા માંગેછ? તું શા માટે મને બોલ રૂમમાંથી અહીં ઘસડી લાવીછ? અરે, તું આજના મેળાવડામાં દાખલજ કેમ થવા પામી?—"

(જુઓ સફા ૩૭૨ મો.)

રહેલો હતો. જવાન ડ્યુક ઓફ ગ્રેશહામ બહુજ લ્હેરી અને છુટા હાથનો હતો—અને કાંઇને કાંઇ બાહણે આવા જંગી મેળાવડાઓ કરવાનો તેને જાણે ચડસજ લાગ્યો હતો. તેને પૈસાની શું ખોટ હતી? તેને તો માત્ર "સોસાયટી"ના નાચ રંગની ઘેલછા લાગી હતી! આજે ગ્રેશહામ હોલ પાછો પરસ્તાનમાં ફેરવાઇ ગયલો હતો! રાતના ઠડાવેલા વખતની કલાકો આગમચથી હઝારો પરોણાઓ ગ્રેશહામ હોલમાં ઉતરી પડયાં હતાં. તે વેળાનો દેખાવ ખરેખર દીલકશ હતો. મશીયા અજબ ઉલટમાં હતી. ખુબસુરતી અને સોલ સણુગાર સાથે ગ્રેશામ હોલ ગોયા પરીઓનો માળો બન્યો હતો, આ ઉમરાવી મકાન રોશનીમાં આજે ગોયા ડુબી ગયું હતું. પરોણાઓ અનેક કીશમનાં ઝકઝકીત પોશાકો તેમજ ઝવેરાતોમાં સજ થઇ દાખલ થઇ ચુકયાં હતાં, અને વાજીંત્રોનાં શરોદ વચ્ચે 'ડાનસીંગ' પુર રંગ સાથે ચાલી રહયું હતું.

ગ્રેશહામ હોલના વીશાળ કમ્પાઉન્ડમાં આવેલી એક ફાંકડી કનઝરવેટરીમાં—આવો—આપણે જરા ડોકયું કર્યે. દીવાન ખાનામાં જ્યારે મેળાવડો હળીમળી રહેલો હતો ત્યારે આ કોનઝરવેટરીમાં બે આકારો કાંઇ ખાનગી ગુફતેગોમાં રોકાયલાં નજરે પડતાં હતાં. એક મરદ હતો, ત્યારે બીજી ઓરત હતી.

"બોલ! મારગ્રેટ, તું શું કહેવા માંગેછ? તું શા માટે મને બોલ રૂમમાંથી અહીં ઘસડી લાવીછ? અરે, તું આજના મેળાવડામાં દાખલજ કેમ થવા પામી?—"

પેલી ઓરતે એક છેડાયલી સીંહણુની મીસાલ ડોળા ચમકાવ્યા—અને ડ્યુકની અડોઅડ આવી ઉભી-

"ડયુક ઓફ ગ્રેશામ ! હવે મને કહે કે તું મને કયાં સુધી ઉડાવ્યા કરવાનો છે ? આજેજ—હમણાજ—મને તારી કબુલાત આપ કે તું મને આવતી કાલે તારી પરણેતર બનાવી મને ડચેશ ઓફ ગ્રેશામનાં તમામ હકોની નવાજેશ કરશે. મારા આ હોકમનો ઇનકાર કીધો તો હું એમજ જાણશ કે તેં તારો નાશ કીધોછ પછી મારી તરફનો તારો ધીકકાર તને ખસ્તે ખોહારીનાં એવાં તો ગારમાં સપડાવશે કે જેમાંથી નીકળવુ તને મુશ્કેલ થઇ પડશે."

"મારગ્રેટ !" ડયુક ઓફ ગ્રેશામે કરગરી જવાબ દીધો, "મને બે માસની મુદત આપ."

"કદી નહિ ! એક કલાકથી વધુ નહિ," મારગ્રેટે દાંત પીસીને પોતાનો મકકમ ઠરાવ જણાવ્યો. "કાલ સહવારનાં આઠ વાગતા પછી એકબી વધુ કલાક તારી કબુલાત પાળવા વગર પસાર થયો તો જાણ કે તું ખોહાર થયો. તારી દોલત કે દરજ્જો તને બચાવી શકનાર નથી. તારા ખરા રંગરૂપમાં જાહેર કરવા હું હરગેઝ ડરનાર નથી. બોલ—સહવારના તું લગન કરવાનું વચન આપેછ કે નહી ?"

આણી મેર ડયુકના મીજાજની "ટેમપરેચર" હવે ઉંચે ચઢવા માંડતી હતી. તેનાં હોજરામાં શેમપેનના ઉપરા સાપરી ગ્લાસો જોઇતી અસર હવે ઉપજાવવા માંડતાં હતાં ! તેણે હવે મીજાજથી ભવાં ચઢાવ્યાં.

"છટ—છટ ! એ તારી સુકકી ધમકી ઘડી ઘડી આપ્યા ના કર. મેગી—મને મારોબી બંદોબસ્ત કરવા ઘટતો વખત જોઇએ. તું માંગેછ તે હું કબુલ કરતો નથી. એવું વાહીયાત ને નહીં બનવા જોગ વચન મારેથી અપાઇ શકાશેજ નહી !"

અલબત્તાં ગ્રેશામ હોલના આ ભવ્ય "બોલ" તેમજ
નર" માં હાજર થવાને જોન ડેલને ડચેસ તેમજ મર્ક્ષીયાની
ીશ્ચય મીનતેજારીને સબબે ફરજજ પડી હતી. તે આજે
એક ઘણાજ ધ્યાન ખેંચનારા પરોણા તરીકે આવ્યો હતો.
ારે ડયુક ઓફ બકીંગહામે પાછા ફરેલા "મી૰ ડેલ" ને
! પ્રસંગોપાત્ત શબ્દોમાં વીવેચન કરી તેની "સલામતી"
ર રહેલાઓને લેવડાવી, ત્યારે ત્યાં ટેબલની આસપાસ
ીક ઓરતો અને મરદોનું એક મોટું ટોળું ઉભેલું હતું.
ે કોઇએ આ "કામદારોના તાજ વગરના રાજા" ની ખુશી
ે સલામતી નોશ કરી. આજે જોન ડેલ આ દબદબા ભરી
ીમાં ઓધાઇ પંથરાઇ જતો હતો! સઉ કોઇ તેની વખાણ
તેની આસપાસ ભમતું હતું. સીવાય એક જણ! અને
લોર્ડ હેનરી હેરીસન હતો.

(જુઓ સફો ૩૭૩ મો.)

"ઠીક છે ત્યારે! હું બી તારૂં આય ચેલેન્જ ઉપાડી લેઉંછ! કંગાલ કુતરા–હવે તારી સંભાળમાં રેહ! તારી કમબખ્તીનો ઘંટ વાગી ચુકોછ!"

આટલું બોલી મારગ્રેટ ડયુક તેણીને અટકાવે તે આગમજ ગુસ્સા સમેત તે જગ્યા છોડી ગઇ. તેણી ત્યાંથી લાગલી ગ્રેશામ હોલના પાછલાં ભાગમાં આવેલાં બાગ તરફ ધસી ગઇ જ્યાં તેણી એક મોટા ઝાડ હેઠળ ફસડાઇ પડી.

"અંતે એણે દગો દીધો!" તેણી એક પાગળ ઓરતની પેઠે ઝનુનથી બડબડી, "અને હવે એ બેશરમ બીસ્ટ મને 'ડીફાઇ' કરેછ!—ઠીક છે! બસ હવે કીનો, કપટ, ધીકકાર મારાં સાથીઓ છે! તમામ ચોકઠું મેં ગોઠવી રાખ્યુંછ. પોલીસનાં બે અમલદારોને આજનાંજ બોલમાં જો હું દાખલ નહીં કરૂં તો—આહ! મારો એકજ બોલ ડયુક ઓફ ગ્રેશામને આબાદીની ટોચ ઉપરથી બરબાદીની ખીણમાં ગબડાવી મેલવાને પુરતો છે. સારા નસીબે હું સઘળા ઓચરીયાઓ હું હાથ કરી શકીછ. હજીબી—"

*  *  *

અલબતાં ગ્રેશામ હોલના આ ભવ્ય "બોલ" તેમજ "ડીનર" માં હાજર થવાને જોન ડેલને ડચેસ તેમજ મર્શીયાની અતીશય મીનતેજારીને સબબે ફરજજ પડી હતી. તે આજે ત્યાં એક ઘણાજ ધ્યાન ખેંચનારા પરોણા તરીકે આવ્યો હતો. જ્યારે ડયુક ઓફ બકીંગહામે પાછા ફરેલા "મી૦ ડેલ" ને માટે પ્રસંગોપાત શબ્દોમાં વીવેચન કરી તેની "સલામતી" હાજર રહેલાઓને લેવડાવી, ત્યારે ત્યાં ટેબલની આસપાસ ઘણીક ઓરતો અને મરદોનું એક મોટું ટોળું ઉભેલું હતું.

સર્વે કોઇએ આ "કામદારોના તાજ વગરના રાજા"ની ખુશી સાથે સલામતી નોશ કરી. આજે જોન ડેલ આ દબદબા ભરી પાર્ટીમાં ઓધાઇ પંથરાઇ જતો હતો! સઉ કોઇ તેની વખાણ ગાતુ તેની આસપાસ ભમતું હતું. સીવાય એક જણ! અને તે લોર્ડ હેનરી હેરીસન હતો!

જોન ડેલની અજાયબી વચ્ચે હેનરી આજે તેનેથી કાંઇ અજબ રીતે–નહી સમજ પડે તેવી ધપે–મીજાજમાં અને થોબરામાં દુરનો દુરજ ફટકયા કીધો હતો. જોને બે ત્રણ વાર હેનરીની આગળ જઇને તેની સાથ વાતચીત કરવાનો યત્ન કર્યો હતો. પણ એક જાતના વીચીત્ર ખોલ્લા અણગમાથી હેનરીએ મ્હોડું મરડી નાખ્યા કરીને તેને મળવાના અખાડાજ કરયા કીધા હતા!

જોન ડેલ માટે ડયુક ઓફ બર્કીંગહામે લેવાડેલો "ટોસ્ટ" હેનરીનાં જીગરને ભાલાની માફક જાણે ભોંકાયો હતો. તે લોહીનો ગોટ ગળીને સબુરી અને હીમતથી કેટલોક વાર તો પોતાના દીલના જુસ્સાને સમાવી રાખી શકયો. પણ દરેક ચીજની હદ હોય છે. જોન ડેલની વખાણનાં ગીતો તે વધુ વાર તામોશ કરી શકયો નહિ. તેના પેટમાં બી થોડોક શેમપેન કયારનો ઉલગબરડી કરતો હતો! જ્યાં ટોળુ ભેગું મળ્યું હતું ત્યાં તે હવે દીવાનાની માફક ધસી ગયો અને જોન ડેલ તરફ આંગળી કરી તેણે ઉશ્કેરાયલે અવાજે બુમ પાડી—

"આય માણુસને તમે લોક બરાબર ઓળખતાં નથી! સાંભળો–એની ખરી વાત હવે હું તમુને કેહું!"

સઉ કોઇ ડાંએબાંએ થઇ હેનરીને ટીકવા પડયું. જોન તો ગાફેલ જેવો પોતાના મીત્રને જોતોજ ઉભો.

"એને જેટલો પવીત્ર ને સાચ્ચો તમે માનોછ તેટલો એ નથી ! એ નીચ અને દગાખોર છે ! એને મારા એક દગલબાજ દોસ્તનો ભાગ ભજવ્યોછ. સાંભળો–સાંભળો–લોર્ડ હેરીસનની દીકરી–મારી કઝીન ને મારી અદરાએલી ઓરત–કેટી જેમ ધારવામાં આવેછ તેમ મરણ પામી નથી ! આય જોન ડેલ તેણીને અને તેણીનાં બાપને ધીકકારવાનો ઢોંગ કરતો હતો–પણ એજ માણસ, એજ મુફલેસ સખશ ભવિષમાં કેટી સાથે પરણવાનો ફાંકો રાખેછ !"

"હેનરી ! મારા દોસ્ત–શું તું મેડ થયોછ !–" જોને શાંત નરમાશ ભર્યા અવાજે કહ્યું.

"શટ અપ ! લેડીઝ એન્ડ જેન્ટલમેન ! આય દગલબાજ માણસ ઇચેઇચનો એક પીતુરી છે ! લોર્ડ હેરીસન પર આફત લાવનાર એજ સખ્શ છે ! બાપ અને દીકરીને વીખુટાં પાડનાર એજ આદમી છે ! અમો બે અદરાયલાં કઝીનોને જુદાં પાડનાર એજ દગાખોર ચંડાલ છે !"

આખો મેળાવડો–ખાસ કરીને જોન પોતે–તો આવું ફાટું ફાંટું બોલવું સાંભળીને ફાટીજ ગયાં ! શું હેનરી ખરેખરજ એકાએક મેડ થઇ ગયો હતો ?

* * *

બીજો પા કલાક વહી ગયો હતો. હેનરીનો તમામ ખુલાશો સઉ કોઇએ સાંભળ્યો હતો. આખો વખત હવે અદબ વાળીને સ્થીર ગમગીન આંખ્યોએ પોતાના એકવારના આ જાના મીત્રનો ચેહરો ટીકયા કરતો જોન તો પોતાની દમામદાર ચુપકીદીમાં તદન શાંત ઉભોજ રહયો. મર્શીયા તેમજ ડચેસે કાંઇબી ખુલાશો કરવાને તેને ઘણુંબી સમજાવ્યો–પણ તે ઘાડા

ખોખરા અવાજે બસ એટલુંજ બોલ્યા કર્યો કે–"હમણા કાંઇપણ ખુલાશો કરવાની હું જરૂર જોતો નથી! એ બધી ખાનગી બાબદો છે–અને તે ચરચાવવાની આય જગ્યા નથી!"

પણ પોતાની બીલકુલ ગેરવાજબી બજાજીથી અને નાલાયક અપમાનોથી હેનરીએ જોન ડેલને એટલો બધો તો હડધુત કરવા માંડયો કે સુલેહશાંતી ચહાનારાં સમજુ પરોણાઓને મોટી ધાસ્તી ઉપજી કે ગ્રેશામ હોલ કદાચ ન ઇચ્છવા જોગ પરિણામનું ધામ થઇ પડશે. તે વખતે કજીયાનું મોઢું કાળુ કરવા માટે ઘણાકોએ ઝઘડાનો અંત ડુએલથી લાવવાની સુચના કીધી, જે ભેજું ખરેખાતજ ખોહી બેઠેલા બનેલા હેનરીએ ઉંચકી લીધી. બીજી સહવારે તે રમવાની એલેનજ સાથે તે ગ્રેશામ હોલ એક જીવપર આવેલા ખુનીની અદાથી છોડી ગયો!

અને હેનરીની પુઠે તુર્ત જોન ડેલે બી તુટેલે દીલે–બસ કોઇને મળવા વગર–કાંઇ પણ ખુલાશો કરવા વગર–'હોલ'માંથી રૂખસદ લીધી.

સારાં નસીબે આ નાપસંદ ચર્ચાનો એકદમ અંત આવ્યો. પણ તેજ મીનીટે એક બીજો ધડાકો થયો! આખા મેળાવડામાં પાછી કચાકચી અને ઉશ્કેરણી ફેલાઇ રહી! ગ્રેશામ હોલમાં ડયુક ઓફ ગ્રેશામને વોરંટથી પકડવા માટે પોલીસના બે આફીસરો દાખલ થયા હતા! પરોણાઓનું ધ્યાન જોન ડેલની ચર્ચા પરથી હવે ડયુક ઓફ ગ્રેશામ તરફ ખેંચાયુ. ડયુક ઓફ ગ્રેશામને ઇજીપ્તની જેલમાંથી નાસી જવા માટે તેમજ એક માતબર ઇજીપશીયનની બેટીને "નાઇલ" નદીમાં ડુબાડી ખુન કરવાની કોશેશ કરવાનાં ગંભીર વાંક માટે પોલીસે પહરેજ કર્યો! ગ્રેશામ

ાં જમાવ થએલા એકેએક પરોણાના ગભરાટ, દેહસત ઉશ્કેરણીનું વર્ણન કેમ થઇ શકશે?

"મારી પર આ ગંભીર વાંકો મુકવાની કોણ ચંડાળ ૧ કરેછ?" ડયુક ઓફ ગ્રેશામ દેખીતા ફુગલાએલા ચહેરે ધુજતા સાદે પોકારી ઉઠયો.

તેજ પળે એક બુરખાવાળી ઓરત ત્યાં તે જગ્યા પર આવી—

"ડયુક ઓફ ગ્રેશામ! ઉરફે કાઉન્ટ બરનાડ! મારા ખુનની કરવાનો, મને ઠગવાનો, મારો વારસો પચાવી પાડવાનો ને ાની જેલમાંથી દરોગાનું ખુન કરી નાસી જવાનો વાંક કરવાને હું ઇંચેઇંચ શકિતવાન છું. જો–હું કોણ છું ! બોલ હીચકારા, હવે તું શું કહેવા માગેછ? તારા હથેલીનું ખરબચડાપણુંજ તારી જેલની જાત્રાની ા છે."

આમ કહી તે ઓરતે પોતાનો બુરખો ઉંચકી નાંખ્યો. મારગ્રેટ હતી! ખરેખર, ડયુક ઓફ ગ્રેશામ એક બોલ ોલી શકયો નહિ. તે પાસેની બેઠક ઉપર મોત જેવો ાઠ થઇને ફસડાઇ પડયો અને એક બચ્ચાંની માફક ફોકેફોક ડયો. તેની માતા જે તેની પાસે પોતાનાં બેટાના નિર્દોષ સહેજ પણ શક વગર હિંમતથી ઉભી હતી તેણીની પત્થરની છાતીને પીગલાવે એવી થઇ પડી. તેણી એક ચીચયારી સાથે બેભાન બની ઉંધે મસ્તક પડી. પોતાના બેઇજતી અને પોતાની વ્હાલી માતાની દયાજનક મર્શીયાએ અજબ જેવી હિંમતથી સહન કીધી.

પોલીસ જ્યારે ડ્યુક ઓફ ગ્રેશામને કબજામાં લઇને ગ્રેશામ હોલમાંથી બહાર નીકળી ત્યારે એકેએક પરોણાઓની આંખો બંને મા દીકરીઓની દયાજનક સ્થિતીને ખાતર તેમજ ગ્રેશામ હોલ ઉપર આવી પડેલી આફતને સબબે આંસુઓથી ભીંજાએલી હતી. એ વેળાએ ઘણીજ નાજુક હઇયાની ઓરતોનાં ડચકાંઓ ખુલ્લાં સંભળાતાં હતાં.

મારગ્રેટનો દેખાવ કોઇનું પણ ધ્યાન ખેંચે એવો થઇ પડયો હતો. તેણીએ ક્યારનીથી પોતાની હાથની મુઠ્ઠી હમણા સુધી વાળી રાખી હતી. તેણી હવે પોલીસનાં વડા આગળ આવી અને કાગલોનું એક મોટું બંદલ તેના કાનોમાં કેટલાક સખુનો સાથ સપુરદ કીધું.

બોલ બોલતામાં ગ્રેશામ હોલનો ભવ્ય મેળાવડો મારગ્રેટ જેવી જાદુગરની લાકડીથી આમ તેમ વીખેરાઇ ગયો.



## પ્રકરણ ૪૨ મું.

## "જો કરમ કરીએ બક્ષી–તો તે પર ઈતરા ના કદી કદી!!"

રાતના શુમારે અગ્યારેક વાગતાનો અમલ હશે. રૂપેરી ચંદની પુર પ્રકાશમાં પોતાની ઠંડી રોશની ડા૦ વીલ્યમ વેડક્રોફ્ટની 'કલીનીક' ઉપર પાંઠરી રહેલી હતી. ખલક શાંત હતી–ઓસ્પીટલના લગભગ સર્વે 'પેશન્ટો' પોઢી ગયલાં હતાં. રાત પાળીની નર્સો પોતપોતાના વોર્ડોમાં ઉંઘતાં બીમારો આગળ ખુરસી તાણીને મુંગી મંતર બેઠેલી હતી. જ્યારે હેડ મેત્રન

ા લી ઓસ્પીટલના આગલા મોટા "વેટીંગ રૂમ"માં એક
ા ગાડીની ખુરસી ઉપર પછડાઇને, માથે હાથનો થેભો દઇ.
ના ગમગીન ખ્યાલોમાં કોણ જાણે કયારની સ્થીર પડી
ા હતી!

એ તેજ યાદગાર રાત હતી કે જ્યારે 'ઓલ્ડ કેસલ'નો
ામ હોલ'–આપણે આગલાં પ્રકરણમાં જોઇ ગયાં તેમ–
લ" અને "બેનકવેટ" ની ધમચકરીથી ગાજી વાજી રહેલો
. એ તેજ રાત્રીના દસ–અગ્યાર વાગતાનો દઇવયોગી કલાક
કે જ્યારે ડયુક ઓફ ગ્રેશામના જંગી મેળાવડામાં હેન-
ા જોન ડેલને નાહક અપમાન કરી, કેટીનો ભેદ ખુલ્લો
તે પોતાના વચનનો ભંગ કરવા સાથ ગોયા એક બંબગોળો
કોઇની વચમાં ફોડી મેલ્યો હતો!

સીસટર મરાયા લી હમણા ઓસ્પીટલના વેટીંગ રૂમમાં
વીલ્યમના પાછા ફરવાની રાહ જોતી બેઠી હતી. તે કામ-
સાંજનો બાહેર ગયલો હતો–અને કોઇબી પળે તેના પાછો
ાની વકી હતી. જાણે સુફેદ સંગેમરમરમાંથા કોત્રી કહાડેલું
બાવલું હોય તેમ જરાબી હીલવા ચીલવા વગર ત્યાં એક
ર "સ્ટેચ્યુ" ની અદાથી પોતીકા ઉંડા વીચારોમાં બેસી
ી તે બ્યુટીફુલ 'સીસટર' પોતાના નર્સના સુફેદ લેબાશમાં
ાહ! આજે રાતે કેટલી અદભુત મનોહર દીસ્તી હતી!!

કોણ જાણે શુંબી સબબ સર આજે આખો દીવસ
ટર મરાયા લીનો જીવ બસ બેતાબજ મારી રહેલો હતો.
ા દહાડો કાંઇ નહીં સમજ પડે તેમ અંદરખાનેથી તેણીને
રાટ અને ગમગીની લાગ્યાજ કરી હતી. દર્દીઓની માવ-
ામાં આજે સહવારથી રાત સુધી તેણી બમણા ઉત્સાહથી

પછડાઇ ગઇ હતી–પણ માથામાં ધસી આવતા હઝારો બીહામણા વીચારો તેણી છંછેરી શકી હતી નહીં. એક નાનુ નાજુક મસ્તક તે કયાં સુધી ટકી શકે ? અંતે નસીબ તબીયતે તેણી જરા શાંત એકાંત પડવા માટે આ સુમસામ ખાલી વેટીંગ રૂમમાં છેલ્લો અડધો કલાક થયો આવીને બેઠેલી હતી.

અંતે તેણીના શોકાતુર ખ્યાલોમાંથી તેણી ચોંકીને ખડી બેઠી અંતે ડૉ૦ વીલ્યમ આવ્યા ખરા ! એક મોટર ઝડપમાં બાહેર પોરટીકોમાં આવીને ઉભી. હજી તો ઉઠીને સીસટર મરાયા લી તે દીવાનખાનાનું 'ફ્રન્ટ–ડોર' ઉઘાડવા જાય છે તેટલાં—

એકદમ, અચણુચ એક જુવાન છોકરી અંદર ધસી આવી અને એક જબરી બુમ સમેત મરાયા લીને ગળે વળગી પડી !

"કેટ–ઓ કેટ ! !–મારી ડારલીંગ ! !"

તેણી કેટની નાની બેહન કલેરા હતી ! ભખરાઇને કેટી હજી તો ખરો મામલો બધો સમજી શકે તે આગમચ કલેરાની પછવાડે એક વૃધ ગ્રહસ્થ ચઢી આવ્યો !

"માઇ ચાઇલ્ડ ! માઇ ચાઇલ્ડ ! !" બે હાથો પોહલા કરી લોર્ડ હેરીસન બસ એટલુંજ બોલી શકયો !

"પપા ! !"

રડમસ એક ડચકાં સમેત તે છોકરી એકદમ જઇને પોતાના બાપના બે હેતવંતા હાથોમાં જઇ પડી ! વાંચનાર !– આખર કરે ને "પાણી કરતાં લોહી વધારે જાડુંજ હોય છે !"

કમનસીબીના તુફાની મોજાઓ વચ્ચેથી આફતનો દરીયો તરી આવેલાં આ ત્રણ જણાં–બુઢો પીતા અને તેની બે પુત્રીઓ– એક મેકને વળગીને ઝારઝાર રડયાં. તે રડવું ખુશાલીનું હતું–

તે ફીરતાર તરફના ઉંડા આભારનું હતું-કે ગઇ ગુજરીના સ્તાવાનું હતું તે કહેવું મુશકેલ છે!

*          *          *

અરસ પરસના ખુલાસા અને દીલાસામાં બીજો દોઢ લાક વીતી ગયો તેનું બી આ ત્રણ જણાંને ભાણ રહયું હતું હીં. કેટી પોતાની તમામ હકીકત પહેલેથી માંડીને ગળગળતે દે પોતાના પીતાને તેમજ બેહનને કહી સંભળાવી ચુકી ી. શું સંજોગો વચ્ચે તેણીએ પોતાનું બાપીકું ઘર પેલી ારીલી મેબલની ખોટી ફુસલવણીથી છોડયું-કેવા અનંત મુંગા ારથી તેણી જોન ડેલને ચાહતાં શીખી-મીસ કેનેથ સાથ ાશાક અદલ બદલ કરીને કેવી તદબીરથી તેણી 'હેરીસન લેસ' છોડી ગઇ-ત્રેનના ભયભીત અકરમાતમાં બીચારી મીસ નેથ કેમ કચડાઇ ગઇ-મીસ કેનેથને કેટીના ડરેસમાં જોઇને ઉ કોઇ (કલેરા સુધ્ધાં) કેમ ખોટે રસ્તે દોરવાયાં-પોતે બચી ઇને શું સંજોગો વચ્ચે ડો૦ વીલ્યમ વોડક્રોફની આ ઓરપી-તમાં "સીસટર મરાયા લી" તરીકે ઠર પડી-ત્યાં કુદરતે જોન ાનીજ સાથે તેણીનો કેમ પાછો મેલાપ કરાવી આપ્યો-હેનરી ાં ચઢી આવીને તેણીને શું વચન આપી ગયો-તે સઘળું યારે કેટીએ વીસ્તારીને કહયું ત્યારે ઘરડા લોર્ડ હેરીસનની ખ્યોમાંથીબી આંસુ ટપકવા વગર રહયાં નહીં. તે બુઝોરગ મરાવ પોતાની ઉપર છેલ્લે છેલ્લે પડેલી "લીલી સુકકી"થી । ઘણે દરજજે બીજાંઓના દુઃખની કીમત કરતાં શીખ્યો ા. તેની આગળી બધી ટેંહેકરાઇ અને તુંદાઇ મોટે ભાગે । દફે થઇ ગયલી હતી.

જ્યારે કેટીએ પોતાનાં બાપ–બેહનથી સમજ્યું કે હેનરીએ અંતે પોતાના ગંભીર કોળને જીક્કો નીવડી તેણીનો છુપો ભેદ ભરમ મોટા મેળાવડામાં ઉઘાડો પાડીજ દીધો હતો ત્યારે પોતાના આકળા કઝીનની એવી શરમભરી વર્તણુક માટે તેણીએ એક ગમગોસાર નીસાસો નાખ્યો. પણ જ્યારે કલેરાથી બોલાઇ જવાયું કે હેનરીએ જોન ડેલને સેંકડો લોકોની વચ્ચે જબુત મોટું અપમાન કરી હડધુત સાથ બીજી સહવારે ડ્યુએલ રમવાની ચેલેન્જ ફેંકી હતી ત્યારે જાણે એક ઝેરી તીર ઉડી આવીને લાગ્યો હોય તેમ તેણી ઉછળી પડી—

"એ ચેલેન્જ જેટલી ધાટકી, ગેરવાજબી અને શરમભરી છે તેટલીજ તે હીચકારી છે, કલેરા! મારો જોન ડ્યુઅલ રમવાથી ડરે એવો બીહીકણો નથી—પણ મેં હેનરીને અમારા વચ્ચેનો ખરેખરો સંબંધ આટલો સમજાવીને કેહવા છતાં એ એમ એનું લોહી રેડવા તઇયાર થયોછ તે જોઇ મારૂં લોહી ઉકળેછ !"

તેણીએ પોતીકા પીતા પાસેથી ડ્યુએલની જગ્યા અને તે રમવાનો વખત જાણી લીધો–અને પછી બસ બંને બાપ બહેનને પાછા ઓલ્ડ કેસલ જવા માટે બહુજ બજીદ થઇને આગ્રહ કરવા પડી. લોર્ડ હેરીસન તેમજ કલેરાની ગમે તેવી બી જીવતોડ રડમસ આજીજી છતાં તે છોકરીએ વ્રુતર્ વેળા તો તેમની સાથે 'હેરીસન પેલેસ'માં પાછું ફરવાને સાફ ધસીને નાજ પાડી.

આખરે આ જીદ્દી છોકરીના મકકમ ઠરાવ આગળ લોર્ડ હેરીસન તેમજ કલેરા બંને લાચાર થઇ ગયાં. છેક મધરાત થઇ ગઇ હતી. ડો૦ વીલ્યમ તો હજી આવ્યો નહી—એટલે

બીજી સહવારેજ આવશે એમ કેટીએ અનુમાન કર્યું, અને પોતાના બેડરૂમમાં જવા ઉઠી.

બાપને અને બેહનને જાનોનીસાર વાહલથી કોટી કરી તેઓને તેણીએ વીદાય કર્યાં, અને પછી તુટેલે જીગરે કપડાં સુદ્ધાંજ ઉંધે મસ્તક પોતાના રૂમમાં બીછાણા ઉપર જઇને તુટી પડી.

તેણી ઝાર ઝાર રડી ! કેટલી રડી—અને કયાં સુધી રડી તે તેણીને પોતાને માલમ નહી હતું ! જ્યારે લાલ બોટાં જેવી આંખ્યો સાથ તેણીએ પલંગ ઉપરથી પોતાનું ધગધગતું માથું ઉંચક્યું ત્યારે—

ઝઝકલું પડવા આવ્યું હતું-અને બડી ફજરના ચાર વાગી ગયલા હતા ! !

## પ્રકરણ ૪૩ મું.

## "રીવોલવરની ગોળીથી તું મોહબતનું મોહત લાવી શકવાનો નથી !"

ઓલ્ડ કાસલના લોકમાનીતા "એલેકઝાન્ડર પાર્ક" માં ડયુઅલ સહવારના ૮ વાગતે રમવાનું ઠડાવવામાં આવ્યું હતું. સહવારની કકડતી ઠંડીનો વખત હતો—છતાં પાર્કમાં છુટાં છવાયાં લગભગ ત્રીસ ચાલીસ માણસો ફરતાં. બેઠેલાં, કે સુતેલાં માલમ પડતાં હતાં.

આગલી રાતે મોડેથી—મેળાવડામાંથી ઘરે ફરતાંજ—છેક અગ્યારેક વાગતે લોર્ડ હેનરી હેરીસને પોતાના બે "સેકન્ડઝ" ને ડયુએલની રાબેતાની ચેલેન્જ સાથે જોન ડેલને મકાને

મોકલી આપી તેને આ પ્રાણઘાતક લડત માટેનો વખત અને જગ્યા માટેની નોટીસ આપી હતી! જોને એક શબ્દ ઓચરવા વગર ચેલેન્જનું તે કાગળ્યું સહી કરી આપ્યું હતું-પણ પોતાની તરફના કોઇ પણ "સેકન્ડઝ" ના નામો આપવાને સાફ ના પાડી હતી.

બરાબર પોણા આંઠ વાગતે એક મોટરકારમાં હેનરી, તેમજ હેનરીના બે "સેકન્ડઝ" આવી પુગ્યાં. અને તરતજ બીજી વીજલીની ઝડપથી આવતી મોટરમાથી લોર્ડ હેરીસન અને કલેરા બાહાર કુદી પડીયા. કલેરાનું ઘટમારૂં મ્હોડું ફકત એકજ રાતમાં કેટલું બધું ઉતરી ગયલું હતું! ગઇ રાતે કેટીને મળી આવવા પછી તેણીએ પોતાના આ તાતા સ્વભાવના પીત્રાઇ હેનરીને મકાને જઇ તેનાં બીલકુલ ગેરવાજબી, જુલ્મગાર પગલાંથી પાછો વાળવા માટે લાગટ બે કલાક સુધી મીનતેજારી કરી હતી-આંખમાં આંસુ સાથે ઘુટણીએ પડીનેબી કાલાવાલા કર્યા હતા-પણ હેનરી એકનો બે થયો હતો નહીં. આખી રાતના ઉજાગરાથી કલેરાના ડોળા લાલ ટસ થઇ આવ્યા હતા. શોકના કાળા પોશાકમાં તેણી હમણા ડયુએલની જગ્યાએ પોતાના પીતા સાથે કઝીન હેનરીની કીનાવેરીનો જીવલેણ પ્રયોગ છેલ્લા ઘડીએ બી પોતાના પીત્રાઇને બને તો સમજાવી અટકાવવા. લોહીથી ઝઝરતાં જીગર સાથે હાજર થઇ હતી! મોટાં દીલના ભલા રૂડા જોન ડેલની સાથે તેણીનો પોતાનો પીત્રાઇ આવી ખુનખાર તરછોડ જરાબી સબબ વગર કરવા તઇયાર થયો હતો એ વીચારથી આ રાંક છોકરીનું હઇયું ખચીતજ આજે જખમી થઇ ગયું હતું. પણ ફટાઉ હેનરીની બોહસ આગળ તેણી નાચાર હતી!

હેનરી અને તેની ટોળકી પોતાની જગ્યાએ જઇ ઉભી. બરાબર આંઠને ટકોરે લાંબો કાળો ઓવરકોટ પેહડેલો એક આકાર ત્યાં સાબુત ધીમા કદમે ચાલી આવ્યો. તે જોન ડેલ હતો. તેણે માત્ર કલેરાને નમીને ડોકયું કર્યું–અને પછી હેનરીની સામે નીશાની કરેલી જગ્યાએ જઇને અદબ વાળી ઉભો. તેણે માથેથી ટોપી બી ઉતારી નહી–યા દીલ પરથી ઓવરકોટ બી ખસાડયો નહીં.

"તમારા સેકન્ડઝ કયાં છે, મી૦ ડેલ," હેનરીના સેકન્ડઝોએ લાયકીથી પુછયું.

"મારા કોઇબી સેકન્ડઝ નથી, જેન્ટલમેન!" જોને ખુલ્લા પરગરા પણ નરમાશ ભર્યા સાદે કહયું. "આપણું કામ શરૂ કરો!"

કલેરા આંખે રૂમાલ દાબી ખરે મને ડુસ્કે ડુસ્કે રડવા લાગી. હેનરીને પ્રથમ એક ભરેલી રીવોલવર આપવામાં આવી, જે તેણે લીધી. ત્યાર બાદ બીજી રીવોલવર જોન આગળ સેકન્ડઝોએ ધરી. સઉની મોટી અજાયબી વચ્ચે જોને તે હથીયારને અડકવાને ઘણીજ લાયકીથી ના પાડી! આ વેળાએ તે જગ્યાએ લગભગ દોઢસો બસો આદમીઓનું ટોળું જમાવ થઇ ગયલું હશે!

"લોર્ડ હેનરીએ ગુસ્સાના આવેશમાં મારો જાન લેવાની તલબ કીધાછ!" જોનનો મર્દાનગીભર્યો મકકમ અવાજ 'પાર્ક' માં પાછો ગણગણી રહયો, "એક વખતના મારા અઝીઝ દોસ્તે મારૂં સાંભળવા વગર એકદમ મારાં મેનહુડને હઝારો લોક દેખતાં ચેલેન્જ કીધુંછ! તો પછી અહીં હાજર થવા વગર મને છુટકોજ નહી હતો. મારે લોર્ડ હેનરીની સાથે કશીબી અદાવત

નથી—એટલે મને રીવોલવરની જરૂરજ નથી. હું ડ્યુએલની ચેલેન્જના જવાબમાં વખત સર હાજર થયોછ. લોર્ડ હેનરીએ બેલાશક ડ્યુએલના કાયદા પ્રમાણે પોતાની રીવોલવરનો ઉપયોગ કરવો. હું અહીં એવણની સામે સીધ્ધો ઉભેલો છું ! જેન્ટલમેન, પાછું કહું છું કે તમે તમારૂં કામ શરૂ કરો !"

હાજર રહેલાં એકકે એક જણાંના બદનમાંથી એક ગુપ્ત ધ્રુજરી પસાર થઇ ગઇ. તટણખાર, સ્થીર ઉભેલા બાહદુર જોનનો આ ઘડીએ શાંત ટેકાવદાર દેખાવ વર્ણવાને માટે—અરે !—એક કવીની કલમ જોઇયે ! ખુદ લોર્ડ હેનરીનો બી રીવોલવર પકડેલો હાથ નમી ગયો ! આ વખતે નાખી દેતાં હડીસોથી ત્રણસો લોકોનું ટોળું ત્યાં જમાવ થઇ ગયું હતું ! જોન ડેલ—પોતીકા મુરબ્બી—ની ડ્યુએલની વાત દેખઇતી રીતે એટલી વારમાં ઓલ્ડ કેસલના કામદારો વચ્ચે પસરી જવા પામી હતી. દર મીનીટે ત્યાંની ગીરદી વધતીજ જતી હતી !

"મી૦ ડેલ જો કાંઇબી ખુલાશો કરવા ચાહતા હોય તો હજીબી હું તે સાંભળવા તઇયાર છું !" હેનરી બોલ્યો.

"હું કાંઇબી ખુલાશો કરવા ચાહતો નથી—લોર્ડ હેનરી !"

હેનરી હવે થોડાંક કદમ જોનની નજદીક ચાલી આવ્યો—

"તમે મને સંતોષ આપવા ત્યારે તઇયાર નથી ?"

"હું તમારો જીવ લેવા તઇયાર નથી, માઇ લોર્ડ !"

"જોન ડેલ ! અખુટ મોહબતમાં કોઇબી સાચ્ચો મરદ બચ્ચો એક હમનબર્દ તામોશા કરી શકતોજ નથી. એક મ્યાનમાં બે તલવાર હોઇ શકતીજ નથી. કેટને જીતવા માટે આપણા બેમાંથી એકનો અંત આવવોજ જોઇયે."

"બેશક! અને તેથીજ મારો અંત લાવવા તમે મુખત્યાર છો, લોર્ડ હેનરી! તમને સંતોષજ જોઇતો હોય તો ઉંચકો તમારી રીવોલવર અને મારી સામબે ફાયર કરો!"

"હું એમ હીચકારાની માફક લડવા વગર તુને ગોળી મારવા ના પાડું છ, જોન!"

"ને એક હીચકારાની માફક મરવાની બીહકે હવે તારી આગળ કાંઇબી ખુલાશો કરવાને હુંબી ના પાડું છ, હેનરી!"

હેનરીએ ટડાક દેતીકે પોતાની રીવોલવાર એકદમ દુર ફેંકી દીધી!

"હીયર યુ આર!–જો! ધી ડ્યુએલ ઇઝ ઓફ!! બોલ, જોન, તુને શું કહેવું છ?"

"તેં મારી સામે ઓચરેલા કઠોર સખુનો એકકે એક સઘળા પાછા તું ખેંચી લેશે નહીં, ને આવ બધાઓનાં દેખતાં તું મારી માગશે નહિ ત્યાં સુધી મારી તરફથી તું કાંઇબી સાંભળી શકવાનો નથી, હેનરી!"

હેનરી હવે જોનની અડોઅડ આવ્યો—અને જબરીથી તેનો જમણો હાથ પકડી શેકહેન્ડ કરી.

"જોન, હું માફ માગું છ! હું જોઉં છ કે મેં ઉશ્કેરઇ જઇને તુને મોટું અપમાન કીધું છ. મારા એકકે એક બોલ હું ખેંચી લેઉં છ! આઇ એપોલોજાઇઝ!"

એક શબ્દ બોલવા વગર જોને પોતાનો હાથ પોતીકા જાની સ્કુલ-ફ્રેન્ડના ગળાં આસપાસ વીંટાળ્યો. તાલીઓની ગર્જનાથી તેમજ ખુશાલીના પોકારોથી આખો પાર્ક આ ઘડીએ ઘમઘમી રહયો—

"જોન! તારે મ્હોંડેનો ખુલાસો સાંભળવા હું ખચીત તલપાપડ છેઉં. તું કેહ તો હમણા તારી સાથે હું તારે ઘેર આઉં?"

"તેને સારૂં જોનને ઘેર જવાની કંઇજ જરૂર નથી–તુને જેબી ખુલાશો જોઇતો હોય તો તે અહીંજ આપવા હું તઇયાર છેઉં!!"

જાણે એક તોપનો ગોળો અચાનક પગ આગળ આવીને ફાટયો હોય તેમ દરેક જણાએ ભડકીને આ પ્રમાણે બોલનાર આસામી ગમ જોયું! એકદમ લોકોના ટોળામાંથી મ્હોડે કાળો "વેલ" નાખેલી એક જવાન સ્ત્રી ત્યાં વચ્ચોવચ ધસી આવી હતી!

"કેટ!!"

લોર્ડ હેરીસન અને કલેરાના મુખમાંથી સામટું આ નામ એક બુમ સમેત નીકળી પડયું. હા–તેણી કેઠરીન હેરીસન ઉર્ફે મરાયા લી હતી. તેણીએ મ્હોં પરનો કાળો નેટનો બુરખો ઉંચકી નાખ્યો અને ગુસ્સાની એક દેવીની મીસાલ ડોળા ચમકાવતી કમ્મરે બે હાથ ટેકવીને હેનરીની સામે ઉભી!

"મેં તુને ઘણી વખત ખાત્રી આપી, હેનરી, કે હું કેટ હેરીસન છું તે બીનાથી છેલ્લી ઘડી સુધી જોન બીનવાકેફ હતો; પણ તેંજ એ બાબદ એની આગળ તારૂં પ્રોમીસ તોડીને જાહેર કીધી–તે સારૂં તારો હું ઉપકાર માનુંછ! જોન, તારી સાથ મેં ચલાવેલી આય ઠગાઇ સારૂં હું કરગરીને તારી માફી ચાહુંછ!"

અડધી મીનીટ ત્યાં સઉ કોઇ ચુપચાપ બની ઉભું! લગભગ ૩૦૦–૪૦૦ લોકોની ઠઠ છતાં આવી ડ્રામાટીક ઘડીએ

એકકે એક જણ સઘળો તમાશો જોતાં ઠસ થઇ મુંગા મંતર ઉભાં હતાં. મોહબ્બતની આ દેવીને આમ અચણુચ ગગનમાંથી જાણે તુટી પડેલી જોવા છતાં જોન ડેલ સંગેમરમરનાં એક બાવલાં મીસાલ બે હાથની અદબ વાળીને દુર હવામાં જોયા કરતો જડ બનીને ઉભોજ રહયો. કેટીનો ધ્રુજતો અવાજ પાછો નીકળ્યો—

"જોન !–એક ખરા દલેર મરદ બચ્ચાની તારી આજની વર્તણુંક અહીં ટોળાં વચ્ચે ઉભી રહીને મેં કાહરની જોઇ ! જોન–મને બસ અહીંથી લઇ જા !–તું કહે તો તારી સાથ દુન્યાને છેડે બી જવા હું તઇયાર છું ! મને માફ કર–મારા જોન–ને મને તારા આસરામાં લે !"

ખચીત ! આસપાસનું ભાણ ભુલી જઇને કેટ એકદમ દોડીને જોનના ખભાં પર માથુ નાખી દઇ રડવા લાગી ! લગભગ હીસ્ટ-રીકલ હાલતમાં આ પ્રમાણે તેણી હમણા વર્તતી હતી ! અદબ વાળીને જોન તો નીચે જમીન પર જોતો હીલવા ચાલવા વગર હજી સ્થીર ઉભોજ રહયો હતો ! લોર્ડ હેરીસન હવે તેઓની નજદીક આવ્યો.

"કેટ ! એ શું ચેડાં કાહડેછ ! ! તું કાંહ ઉભેલી છે તેનું બી તુને ધક છે કે નહીં ?"

"મને બરાબર બધું ધક છે ! દુન્યામાં સઉથી ઉમરાવમાં ઉમરાવ એક માણુસની પાસે હું ઉભેલી છું. લોર્ડ હેરીસન, હવેથી મારૂં નામ કેઠરીન છેજ નહીં; મારૂં નામ મરાયા લી છે !"

"બસ–બસ–બસ !" લોર્ડ હેરીસનનો ઘોઘારી અવાજ નીકળ્યો, "આય ફારસ હવે તમામ થવો જોઇયે. આય છોક-

રીનું ભેજું ચાલુ દુઃખ અને આફતોને સમજે હમણા ઠેકાણે નથી !"

એક ઉંડો શ્વાસ ખેંચીને જોને હવે ત્યાંથી પીઠ ફેરવીને ચાલવા માંડયું-પણ કેટ તેના ડગલાની બાંહેને પાછી વળગી પડી-

"ઓ જોન ! ખુદા ખાતર એમ મને તીરસ્કારથી છોડી ના જા !" તેણી આંખ્યોમાંથી આંસુઓ ખેરવીને હવે કકળી પડી, "મને તારી સાથે લઇ જા. હું તારા વગર જીવી શકવાની નથી. આટલી મારી ડગાઇ મને માફ કર. ઓ જોન ! હું તુને પહેલાંથી છેલ્લાં વેરનો ખુલાસો આપીશ ને તું જોશે કે મારો જરાબી વાંક નથી."

જોને અંતે હવે એક ગમગોસાર નીસાસો નાખ્યો. અને માયાથી કેટનો હાથ પોતાના હાથમાં લીધો.

"બસ-મીસ હેરીસન-બસ ! આપણે પછી વાત કરશું ! હમણા તો તમારા પીતા સાથે જાવો !" તેણે આસ્તેથી ખોખરા અવાજે કહયું.

પણ એજ પળે કેટીનો પીતા પોકારી ઉઠયો, "ઓ ખુદા ! હું આ બધું શું સાંભળુંછ ? શું હું મારી મગરૂર કેટીને બોલતાં સાંભળુંછ કે સ્વપ્નો જોઉછ. શું વાત છેક એટલી બધી વધેલી છે ? છોકરી ! તારી કયાં ગઇ હંમેશની ખાનદાની મગરૂરી ? કયાં છે તારો તુમાખી તોર ? શું બધું ખલાસ થઇ ગયું ? શું તું ખરેખર જોન ડેલ જેવા એક કમીના સાથે પરણવા તઇયાર થઇછ ? શું તું દીવાની થઇછ ! શું તું પોતે પોતાને પણ ભુલી ગઇછ ? ઓ, તે કરતાં બહેતર કે હું તને મુવેલી જોતે !"

"હઝાર વાર બેહતર થતે—લોર્ડ હેરીસન !" કેટનો ડચકાં સમેત જવાબ સર્વે કોઇને તીરની માફક ખુંટયો.

"કેટ ! કેટ ! ! શું તને અંધાપો લાગોછ કે તું જોઇ બી શકતી નથી કે તારી આવી ચાલથી આખી દુન્યામાં કેવી હસી થશે ? ગેઇ રાતે તું આય માણુસના પ્યારને સારૂં કંઇ બોલી ત્યારે હું તો જાણું કે તુ ઉશ્કેરણીના આવેશમાં ખાલી દીવાનો લવારો કરતી હશે ! પણ એ આજે હું શું સાંભળુંછ ?"

એકાએક એક ચકકરડી ખાઇને કેટી પોતાના પેદર ગમ ફરી. તેણીના ડોળા ફાટ ફાટ થતા હતા.

"ઓ સંગદીલ બાપ ! ખુદાએજ મારો અંધાપો દુર કરી મને બચાવીછ. તમારા ગરૂરીનાં શિક્ષણે મારી જીંદગીનો નાશ કીધોછ ! ઓ, મે શું ખમીયુંછ તેનો તમુને સહેજ પણ ખ્યાલ નથી. આ પવિત્ર પુરૂષનાં સાચ્ચા પ્યારે મારી મગરૂરી અને તકોબરી તોડી મારા પાપી આત્માને પવિત્ર બનાવ્યોછ."

"જા—કેટ—જા ! ખચીત તારાં માથાંનું આજે ઠેકાણું નથી ! હેનરી—આય તારી કઝીનને ખુદાને ખાતર અહીંથી ઘેર લઇ જા !" લોર્ડ હેરીસન હવે હેનરી તરફ ફરીને દગદગી પડયો.

"હું જાઉંછ ! છેલ્લી સલામ ! પણ મારે બદલે હું તમુને એક દીકરો આપી જાઉંછ ! સાંભળો લોડ હેરીસન—સાંભળો ! હું કેહુંછ તે બરાબર ધ્યાનથી સાંભળો ! તમારા ખરા હકદાર બેટાને મેં શોધી કાઢયોછ !"

"હકદાર બેટાને શોધી કાહડયોછ ! !"

ત્યાં હાજર રહેલું એકકે એક જણ હવે દબાઇને આ ઉશ્કેરાયલી ઉમરાવજાદી ગમ ટીકવા પડયું ! ખચીત—તે ગરીબ બીચારી છોકરીનું માથું સદંતર ગયલું હતું કે શું ? એ તેણી

શું ઘેલું ગાંડું બકતી હતી!! જોન ડેલ જે મ્હોડું ફેરવીને અદબ વાળી મુંગોજ ઉભેલો હતો તે પણ આ ઘડીએ સેહજ ચોંકીને ખડો થઇ ઉભો. પણ હવે કલેરા પોતાની બેહન પાસે આવીને તેણીને વળગી પડી.

"કેટ–મારી કેટ ! ઓ ખુદા ; આય મારી બેહનને આજે શું થયું છ !!" તેણી રડી પડીને બોલી.

"કલેરા ! હું તદન સાવધ છેઉં ! હું પાછું કેહું છ તે સાંભળો !" કેટી હવે મોટા અવાજે જુસ્સાથી બોલી "મારા ફાધર–આય લોર્ડ હેરીસન–ની દોલત અને ખેતાબનો હકદાર વારસ મેં ગઇ કાલેજ શોધી કાઢયો છ. તે બીજો કોઇજ નહિ પણ ડોકટર વીલયમ વોડક્રોફ–ઉર્ફે વીલ્યમ ગ્રે છે પપા, તે તમારૂં હકદાર ફરજંદ છે."

કેટીનાં મોઢામાંથી આ બોલો નીકળતાંજ દરેકે દરેક જણ જબરદસ્ત ચોંકયું. જોન ડેલ વટીક હવે ગભરાઇને કેટીનું મ્હોડું જોવા પડયો. શું કેટી દિવાની બની ગઇ હતી ?

"ઓ મેડ છોકરી ! તું શું ઘેલું ગાડું બોલેછ ?" લોર્ડ હેરીસને ગુસ્સાથી પોકાર કીધો, "હું ધારૂં છ કે તું આજે તારી સુદ્ધીમાં નથી."

"હું સહેજ પણ ભાનભુલી બની નથી. સાંભળો પપા મેબલે તમારી તીજોરીમાંથી ચોરેલાં ઓચરીયાઓ જે તેણીએ મારા હાથમાં મુકયાં હતાં–અને જે તમારાં આગલાં પાપોની જીવતી સાહદત તરીકે મારી પાસે મોજુદ છે–તે ઓચરીયાથી હું સાબેત કરવા તઇયાર છું કે તમારી દોલત અને ખેતાબનો ખરો હકદાર વારસ અમો તમારી બે બેટીઓ નહિ પણ તમારે

બેટો વિલયમ ગ્રે છે-જે આજે ડૉ૦ વીલયમ વોડકૅાફના નામ તળે આખાં ઇંગ્લાંડમાં પંકાયલો છે!"

અડધી મીનીટ ત્યાં ચુપકીદી પથરાઇ! દરેક જણ એક મેકનાં કોઠાં જોવા પડયાં. કેટીએ સાબુત અવાજે પાછું ચલાવ્યું-

"વિલયમને તેની મરનાર માતાએ મરતી વખતે સોંપેલું એક કાગળ અજબ સંજોગે મારા હાથમાં આવી ગયું છે. આ કાગળ જે મારી પાસે હમણાબી સલામત છે તે ખુલ્લું દેખાડી આપેછ કે તમો મારી માતા જોડે લગ્નનાં ગાંઠથી જોડાયા તે આગમજ તમો હેરી મારશલનાં ખોટા નામ હેઠળ વિલયમની માતા સાથે હકદાર લગ્નથી જોડાયા હતા. બોલો—બોલો ખુદાને હાજર નાજર જાણી તમારી ઝબાન ખોલો કે મારી આ વાતમાં સહેજે પણ ખોટારૂં નથી. બોલો-હિમતથી બોલો કે તમારી દોલત ઉપર અમે બે બહેનોનો સહેજ પણ હક નથી."

ખચીત! દર મીનીટે તે જગ્યાની વાતાવરણ વધારે અને વધારે ગરમ થતી ચાલતી હતી. કામદાર વર્ગના માનવંતા મુરબ્બી જોન ડેલને એક અમીરઝાદાએ ડયુએલમાં ઉતાર્યો—કાંઇક ડ્રામાટીક સંજોગો વચ્ચે તેજ બજાજીખોર ઉમરાવે અચ-બુચ પોતાની રીવોલવર ફેંકી દઇ દોસ્તી અને દરગુજરનો હાથ લંબાવ્યો-એકાએક તેજ ઘડીએ લોર્ડ હેરીસનની મરણ પામેલી ખુબસુરત "કવીન કેટ" ગોયા આકાશમાંથી પાછી જીવતી ત્યાં ફુટી નીકળી-હઝારો લોકોનાં દેખતાં તે એકવારની ફેરાવણ ફટાઉ ફુલકસુરે જોન ડેલ જેવા એક કમીના માણુસ સારૂં પોતાના જાનોનીસાર પ્યારનો છડેચોક એકરાર કર્યો—અને—

અને તેણીએ બાપોકાર ડૉ૦ વીલ્યમ વોડકૅાફ જેવા એક

નામાંકીત લોકપ્રીય સરજીયનને લોર્ડ હેરીસનના બેટા તથા વારેસ–ખુદ પોતાના ભાઇ—તરીકે જાહેર કર્યો !!

મ્હોં ફાડીને આ બધો અદભુત નાટકી તમાશો જોયા કરતાં સેંકડો લોકોની ત્યાં જમાવ થયલી ઠઠની અજાયબીનું વર્ણન કરવુંજ મુશ્કીલ છે ! હરેક મીનીટે તે જગ્યા પર આતુર ઇંતેજાર આદમીઓની ગરદી વધતીજ જતી હતી. બોલ બોલતાંમાં ત્યાં ખાસ્સુ હઝારેક માણુસ એકઠું થઇ ગયું હશે !

પણ આ બધી અઠાગ ઉસ્કેરણી અને ઠાક સામે એક નાજુક કોમળ જીવ કયાં સુધી ટકકર ઝીલી શકે ! કેટીનો ઉજળો સપ ચેહરોજ એક તડાકે કહી આપતો કે તેણીની આંખ્યોએ તમ્મર આવતાં હતાં. અને તોબી જેમ તેમ હીમતથી તેણી કલેરાને વળગીને ઉભી રહેવાની કોશેશ કરતી હતી ! લોર્ડ હેરીસને પોતાની બેટીની આવી અંદેશો ઉપજાવનારી હાલત જોઇ લીધી–અને તે હવે ઘણાજ ગંભીર પણ નાખુશ ચહેરે વચ્ચે પડયો—

"મને લાગેછ કે મારી દીકરી હમણા સારી કાની નથી !" તે ધીમા પણ સ્પષ્ટ અવાજે બોલ્યો. "એને હવે વધારે વખત હું ઉશ્કેરાવા દેવાનો નથી. હેનરી–કલેરા–તમે લોક કેટને આપણી મોટરમાં લઇ ચાલો. આપણા કુટુંબનો ખાનગી કુઠલો કરવાની આ જગા નથી–જે હોશે તે ઘેર જઇને આપણે ધીરજથી વાત કરી શકશું. કેઠરીનને હમણા 'રેસ્ટ'ની જરૂર છે !"

પણ કેઠરીનને તે જગ્યાએથી ખસેડવી અને એક મોટા પહાડને ખસેડવો આ ઘડીએ બરાબરજ હતું ! પોતાની નાદરૂસ્ત તબીયત છતાં તેણીએ પોતાના ઉમરાવ પેદરની મોટરમાં જઇને બેસવા સાફ ઘસીને ના પાડી.

"હું હેરીસન પેલેસમાં હમણા જવા માગતીજ નથી !" તેણી લડડતે અવાજે બોલી, "મારા ભાઇ ડૉ૦ વીલ્યમની સાથે હું અહીં આવીછ–તેવણુની સાથેજ આસ્પીટલમાં પાછી જવાને મેં તેવણને 'પ્રોમીસ' આપ્યું છ."

"ડૉ૦ વીલ્યમ સાથ અહીં આવીછ !" હેનરી હવે પહેલી વાર અકળાઇને બોલી ઉઠયો, "કેટ–કેટ ! આજે તુને શું થયું છ ? કયાં છે ડૉ૦ વીલ્યમ ?"

પણ કેટ જવાબ દે તે અગાઉ લોકોનાં ગીચ ટોળાં માંહેથી એક ગબરૂ જવાન સખ્શ નીકળીને ત્યાં ધીમા પણ મકકમ પગલાંએ ચાલી આવી ઉભો ! ઓલ્ડ કાસલના હઝારો લોકોએ તેને તુરત પીછાણ્યો. તે ડૉ૦ વીલ્યમ વેડકોફ હતો ! આ વળી રસીલા નાટકનો એક ત્રીજો બાબ હતો ! સર્વે કોઇ હદ બાહેરની અજાયબીમાં ડંગ થઇને મુંગું મંતર થઇ ઉભું.

"લૉર્ડ હેરીસન !" વીલ્યમ તે બુઝોર્ગ ઉમરાવ ભણી ફરીને અતીશય નરમાશથી પણ ધાડે અવાજે બોલ્યો, "તમારૂં કેહવું દરૂસ્ત છે. સીસ્ટર મરાયાની તબીયત હમણા બરાબર નથી. એને હું મારી સાથ આસ્પીટલમાં લઇ જાઉં છ. આપણી ઘર સંસારી બાબદો વીશે તકરાર કરવાની ખચીત આય જગ્યા નથી. આજે તમારી સગવડે તમો સાહેબ આ તમારી બીજી દીકરીની સાથે મારી કલીનીકમાં તસ્દી લેશો તો ધીરજથી આપણે વાત કરી શકીશું. જોન–તું બી મને આજે સાંજ સુધીમાં ફુરસદે મળી જજે. સીસટર મરાયા–કમ અલોંગ–હવે આપણે જઇયે !"

પણ હેનરી હવે આડો પડયો—

"એક્ષક્યુઝ મી, ડોકટર! એક મીનીટ થોભો! હમણા મારી આય કઝીને તમારે સારૂં શું કહયું તે તમે સાંભળ્યું તો હશેજ?"

"હા—સાંભળ્યું, લોર્ડ હેનરી! પણ હમણા તે તકરાર કરવાની જગ્યાજ નથી. હમણા મીસ મરાયા લીના ડોકટર તરીકે એવણને તાબડતોબ અહીંથી લઇ જવાનો ફકત એખલો મારો વીચાર છે!"

આટલું બોલી કોઇના પણ વધુ જવાબ માટે ખોટી થવા વગર વીલ્યમે કેટીની કમ્મર આસપાસ હાથ વીંટાળ્યો—અને આસપાસ ઉભેલાં સર્વે કોઇને ટેકાવ ભરી રીતે 'બાઉ' કરી સેંકડો ચકભમ થયલા લોકોની વચ્ચેથી તે અડધી બેભાણ જેવી બની ગયલી જવાન છોકરીને આસ્તે આસ્તે ચલાવીને પોતાની "ટુ-સીટર" કાર આગળ દોરવી લઇ ગયો.

આ સઘળો વખત એક જાતની અજબ દ્રઢતા સાથ જોન ડેલ પોતાની દમામદાર ખામોશીમાં અદબ વાળીને એક બાજુ સ્થીર ઉભોજ રહેલો હતો. પોતાના દીલમાં ઉછળી રહેલું ભયાનક તુફાન સેહજ પણ બાહેરથી પ્રગટ થવા દે એવું આ અસાધારણ જોરેમંદ મગજના પુરૂષનું ખમીર હતુંજ નહીં.

હેનરીએ ઓચીંતી રીવોલવર ફેંકી દઇને તેની સાથ સેકહેન્ડ કરી ત્યારે તેનું પાપણ ફ્રટક્યું નહીં હતું; સીસટર મરાયાને ત્યાં એકાએક આવી પુગેલી તેણે જોઇ ત્યારેબી તેણે એક રતી ભાર પણ ચોંકવાની નીશાની જાહેર કરી નહી હતી; જયારે સીસટર મરાયાને મ્હોંડેથી તેણે પહેલી વાર જાણ્યું કે તેણી જીવતી જાગતી તેની જીગરની રાણી કેટી હતી ત્યારે બી—અરે ત્યારેબી-બાતેનનાં ગમે તેટલા બી ગજબનાક જુસ્સાઓ

ત્તાં આ લોખંડી "નર્વ્ઝ"ના અદ્ભુત જોને અચરતીનો એક
દગાર પણ મ્હોથી ઓચરયો નહીં હતો !

પળવારમાં તે સઘળો ખરો મામલો સમજી ગયો હતો.
તાં ઉશ્કેરણીના આવેશમાં તે હઝારો લોકોના દેખતાં કોઇ પણ
તના નાટકો કરે એવી તેની પ્રકૃતીજ હતીજ નહીં. વળી
દથી જયાદા ઉશ્કેરાઇને બીમાર જેવી બની ગયલી કેટીને
ઇબી પ્રકારે વધારે ઉશ્કેરવા તે બીલકુલ નારાજ હતો.

જેવી ડો૦ વીલ્યમની 'શેવ્રોલેટ' કાર હંકારી ગઇ કે તેણે
ભીરાઇથી લોર્ડ હેરીસનને, કલેરાને, હેનરીને અને હેનરીના
મીત્રો જેઓ "સેકન્ડઝ" તરીકે આવ્યા હતા તેમને વારા-
રતી નમન કર્યું અને સ્થીર કદમે ત્યાંથી ચાલવા માંડયું.

"એક મીનીટ, મી૦ ડેલ !" લોર્ડ હેરીસન તેને જતાં
ટકાવી બોલી ઉઠયો, "મારી ખાત્રી છે કે મારી કમનસીબ
કરીની નબળી તબીયતનો અને તેને સબબે તેના મનની
બળી હાલતનો લાભ લેવા તમો તઇયાર થશોજ નહીં–"

જોન જતાં જતાં અચકી ઉભો ! તેણે ડોકયું ફેરવીને
તુમાખી ઉમરાવ ગમ જોયું ! યા ખુદા ! આ વેળા જોન
ના બે ડોળાઓમાં જે ભયંકર આતશ ધગધગી રહેલો હતો
ત્યાં હાજર રહેલાં એકકે એક જણાંએ જોયો ! અને એકકે
ક જણ ડાંએબાંએ બની ગયું ! તે હેબતનાક કકડાવેલા
ગાઓ આગળ લોર્ડ હેરીસન બી ધીલો પડી ઉભો !

"યોર લોર્ડશીપ !" જોનનો ખોલ્લો મોટો અવાજ આખા
ર્માં જાણે ધમધમી રહયો, "જે બીમાર બાનુ હમણા ડો૦
યમ સાથ અહીંથી ચાલી ગયાં છે તેવણના ફાયદાને ખાતર

શું કરવું ને શું નહીં કરવું તે તમારા કરતાં હું વધારે સમજું છું !"

"થેંક્યુ ! પણ—મી० ડેલ—મને આજે જરા પેલેસમાં મળી જવાની મેહરબાની કરશો ? તમારી સાથે મને બીજી કાંઇ ઘણી અગત્યની ખાનગી વાત કરવાની છે !"

જવાબમાં જોન ડેલે પોતાનું ડોકું ધુણાવ્યું—

"પેલેસમાં આજે આવવાનું બનશે નહીં માઇ લોર્ડ ! આજે મને રોકાણ છે—પણ હું આજે સાંજે વોડક્રોફ ક્લીનીકમાં હાજર થનાર છું !"

આટલું કહી તે ત્યાંથી સપાટામાં નીકળી ચાલ્યો.

તેની પાછળ સેંકડો લોકોનાં ટોળે ટોળાં ગયાં. પણ જોન આજે કોઇનીબી સાથે વાત કરવાના 'મુડ'માં હતોજ નહીં. તે સીધો પોતાને મકાને ચાલ્યો ગયો

તેના જવા પછી લોર્ડ હેરીસન, કલેરા તથા હેનરીબી હંકારી ગયાં—અને દસ પંદર મીનીટ પછી ત્યાં એકઠી થયલી ગીરદી આપસ આપસની ભારે ચકચાર કરતી વીખેરાઇ ગઇ.



## પ્રકરણ ૪૪ મું.



### "એવી દોલત પર થુ !—એવી ઇઝત પર થુ !"

વોડક્રોફ ક્લીનીક આજે કાંઇ અજબ ચુપકીદીમાં શાંત હતી !

સાંજનો વખત હતો—ઘડીયાળમાં ત્રણ વાગતાની ટકોરી ઠોકાઇ ચુકી હતી. ડયુએલવાળી જગ્યાએથી પાછી ફરવા પછી

ખાસ્સા ચારેક કલાકની સાબુત શાંત નીંદ ખેંચી કાહડવાથી કેટ હેરીસનના જીવમાં પાછો જીવ આવ્યો હતો. ડો૦ વીલ્યમે તેણીને આસ્પીટલમાં લઇ જતાંજ કાંઇ ઉંઘવાનું 'મીક્ષચર' આપ્યું હતું-અને તેને પ્રતાપે ઠારીને લોઠ પોઠ થયલી આ નાજુક અબલા મજેહની એક લાંબી ઉંઘમાં ચકચુર થઇને છેક બપોરે બે એક વાગતાને સુમારે મોકળાં મન સાથ અને તાઝગી પામેલાં તન સાથ પાછી તટાર ઉઠી હતી.

પણ ડા૦ વીલ્યમ વેડકોફના મનની શી સ્થીતી હતી ! અરે-આ પ્યારી સીસટર મરાયા લી, (જેણીને તે ખરાં અંતઃકરણથી ચાહતાં શીખ્યો હતો-જેણીને એકવાર તેણે પોતાની મોહરદાર બનાવવા માંગી હતી), તે તેની પોતાની બાપ જણી બેહન ! ! ઓલ્ડ કાસલના 'એલેકઝાંનડર પાર્ક' માં સીસટર મરાયાએ આ ગજબનાક વાત જાહેર કરી ત્યારેજ-આજે સહવારેજ-ફકત વીલ્યમે જાણ્યું હતું કે તે એક સાધારણ કકડાબાલુસ કામદારનો લુખ્ખો સુખ્ખો દીકરો નહીં, પણ એક તાલેવંત ઉમરાવ પીતાનો વારેસ અમીરઝાદો હતો ! ! અને આ મોહક મીઠી મરાયા તેની બેહન--ખરેખરી બેહન હતી ! ! ઓ ખુદા ! !

ડા૦ વીલ્યમનાં જીગરમાં હમણા એક જાતનો જાણે જવાળામુખી ફાટીને તેને ગુંગળાવી નાખતો હતો. યા કરીમ રહીમ ! "એરીસ્કોક્રાટીક હું" થી કચવાઇને ગાઉના ગાઉ દુર નાહસવા માગતો આ વીલ્યમ ગ્રે અંતે પોતેજ એક આલ ઓલાદથી ઉતરી આવેલો-બાપ બુન્યાદથી અવતરેલો-એક ઇચેઇચનો "એરીસ્ટોક્રાટ" હતો ! ! તોબાહ ! સીસટર મરાયાએ, ઉર્ફે કેટ હેરીસને, આ શું આફતકારક બીના દુન્યાને જાહેર

કરી હતી !! વીલ્યમ એ પોતે પેલા લોર્ડ હેરીસનનો દીકરો અને વારેસ !! અરે આ શું જુલમ !—આ શું સીતમ !! કુદરતની આ કેવી ટેક્ટાબાજી! જે તંગદીલના તુમાખી ઉમરાવે તેની માતાને ભુખમરાથી મરવા દીધી—જે હઇયાંફુટા અમીરે તેને પોતાને ચાબકે મારીને હડધુત કર્યો—તેજ પાજી મીજાજી લોર્ડ હેરીસન તેનો પોતાનો પેદર ! અફસોસ—અફસોસ !!

પણ ડૉ૦ વીલ્યમે આટલા કીમતી ચાર પાંચ કલાક કાંઇ ફોકટમાં બરબાદ કર્યા હતા નહીં. આસ્પીટલમાં સહવારે પુગતાંજ સીસ્ટર મરાયા લી સાથે તે કાંઇ ઝાઝી વાત કરી શકયો હતો નહીં—(કેમજે તેણી ધીરજથી વાત કરી શકવા જેટલી હુશીયારીમાં હતીજ નહીં)—પણ ડૉ૦ વીલ્યમે એક ખાસ મેહરબાની દાખલ સીસ્ટર મરાયા પાસથી પોતાની કુટુંબી તવારીખ પુરવાર કરનારાં મેબલવાળાં તમામ ઓચરયાંઓ અને દસ્તાવેજો માંગી લીધાં હતાં. આ સર્વે સત્તાવાર કાગજ્યાંઓ લઇને ડૉ૦ વીલ્યમ પોતાના ખાનગી 'સ્ટડી-રૂમ'માં ભરાયો હતો— અને લાગટ બે કલાકના બારીક અભ્યાસ પછી, સર્વે દસ્તાવેજોને ચીપી ચીપીને વાંચવા બાદ, તેની ખાત્રી થઇ હતી કે કેટ હેરીસને જાહેર કરેલી બીના ખરીજ હતી. તેની પોતાની માતાના લખેલાં અનેક કાગળો તે પછી વીલ્યમે કાહડી પાછાં સંભાળથી વાંચ્યાં—અને ત્યારેજ પુરેપુરી નાસીપાસી વચ્ચે જાણ્યું કે જરાબી શક કે સંદેહ વગર તે પોતે પેલા અળખામણા ઉમરાવનો બેટો—હકદાર બેટો—અને વારસ હતો; યાને તે પોતે પણ એક અળખામણો અમીરઝાદો હતો !

લોહીથી ઝઝરતાં અંતકરણ સાથે વીલ્યમે પોતાની શરમીંદગી અને સત્યાનાશી—(હા, વીલ્યમને મનથી તે શરમીંદગી

અને સત્યાનાશીજ હતી)–ના પુરાવા 'સ્ટડી' કરી લીધા હતા. પણ દાંતો પીસીને તે મુંગોજ રહયો. બાહેરનો ખાલી ધોંધાટ કરવાની યા ફોકટની હો–હો ગડબડ મચાવવાની તેની પ્રથમથીજ ખાસ્યત નહીં હતી. જ્યારે બપોરના અઢી વાગતે તેણે ખબર કહડાવી કે સીસટર મરાયા હવે જાગ્રત થઇ હતી ત્યારે ઘણાજ શાંત ચેહેરે વીલ્યમ તેણીના ઓરડામાં તેણીની ખબર પુછવા ગયો.

તે છોકરીએ પોતાના વાહલા ભાઇને ગળે વળગી–તેની છાતીમાં ડોકયું ખોસીને–ખરી ખુશાલીના આંસુઓ ખેરવ્યાં.

"ઓ વીલી! મહારા વહાલા વીલી!" તેણી ઘણીજ મીનતેજારીથી કગળી પડી, "હું તારી સાથે પેહલાં કેવી ઘાટકી અને બેરહેમ રીતે વર્તી તેનો વિચાર કરૂંછ, ત્યારે કમકમ્યા વગર રહેતી નથી. અને તેં મને કેવો બદલો આપ્યો, તે વિચાર કરૂંછ, ત્યારે શરમથી મરી જાઉંછ. પણ આ વખતે તું તારી કમનસીબ બહેનને બચાવ. એ જોનને તું કંઇપણ સમજાવ. નહિ નહિ–હું એના વગર રીબીને મરશ. એ મને એટલી બધી સખત સજા શા માટે કરતો હશે? ઓ વ્હાલા વીલી–મારા ભાઇ–તેં મને હંમેશાં એક બહેન તરીકે ગણીછ. ઓ, મને થોડી ખબર હતી કે તું મારો ખરો ભાઇજ નીકળશે! હું ખુદાના શુકરાના કરૂછ, વીલી, કે તારા જેવા એક ફરેસ્તાઇ ખસલતના ભાઇની હું બેહન છેઉં."

વીલ્યમે પોતાની આ વાહલી 'સીસટર'નું માથું હેતથી પસવારયા કર્યું. તે કાંઇ બોલ્યો નહી. ખરેજ લોખંડી તંતુઓ ધરાવતો આ અજબ ડો૦ વીલ્યમ હતો! તેની છાતીમાં ઉભાતાં

હેબતનાક તુફાન છતાં તેણે એક શબ્દબી મુખમાંથી ઓચર્યો નહીં !

* * *

સાંજે પાંચ વાગતે વોડક્રોફ ક્રીલીનીકના એક ખાનગી સીટીંગ રૂમમાં તે યાદગાર કોનફરન્સ ભેગી મળેલી હતી. તે એક ધ્યાન ખેંચવા જોગ કુટુંબી મેજરૂં હતું. છ જણા ત્યાં હાજર હતાં; લોર્ડ હેરીસન, કલેરા, હેનરી, ડા૦ વીલ્યમ પોતે, કેઠરીન, તેમજ–જોન ડેલ ! હા, જોન ડેલ પણ પોતાના અંગત મીત્ર ડૅા૦ વીલ્યમની ખાસ તાકીદની આગ્રહ ભરી ચીઠ્ઠીને માન આપી ત્યાં હાજર હતો !

લોર્ડ હેરીસન, કલેરા તેમજ હેનરી પેલાં મેબલવાળાં કેટ તરફથી મળેલાં ઓચરયાંઓ ઘણાંજ ધ્યાનથી તપાસી ચુકયાં હતાં. ડૅા૦ વીલ્યમના જન્મ–હક બાબેની સચાઇ વીશે હવે તેઓના મનમાં જરાબી શંકા હતીજ નહીં.

કલેરાએ હરખભેર ઉઠીને આંસુભરી આંખ્યો સાથ પોતીકા ભાઇના કપાલ ઉપર હેતભર્યું ચુંબન કર્યું. હેનરીએ ડા૦ વીલ્યમ સાથ એક પીત્રાઇના ખરા તોરથી શેકહેન્ડ કરી– અને લોર્ડ હેરીસને તે જવાન તબીબ બેટાના બે હાથો પોતાના હાથમાં લઇ પોતાની છાતીએ દાબ્યા—

"આય કાગળ્યાંઓ પછી વધારે તકરાર કરવાની જરૂરજ નથી, વીલ્યમ"—તે ધ્રુજતા અવાજે બોલ્યો, "જરાબી શક વગર તું મારી પહેલી હકદાર ધણીયાણી મેરી ગ્રેનુંજ બચ્ચું છે. બેટા વીલ્યમ આવ—તારા પીતાને મલ ! તારા બાપને બુઢાપામાં માફ કર—તારા દીલમાંથી મારે સારૂ કંઇબી અણગમો હોય તે દુર કર ! તુંજ મારી દોલતનો અને મારાં

અર્લડમનો વારેસ છે. ખુદાએ મારી અરજ અંતે સાંભળીછ. આખરે મને એક વારેસ તેણે મોકલી આપ્યોછ વીલ્યમ! તું તદન હમણા ઠંડો કેમ દેખાયછ? શું તું તારી ખુશનસીબી માટે હમણા પરવરદેગારનો ઉપકાર માનતો નથી?"

ખચીત! ડૉ૦ વીલ્યમ હમણા એક જુસ્સાવાળા જવાન પુરૂષના કરતાં એક બરફનું બનાવેલું પુટલું વધારે દીસતો હતો!

સર્વે કોઇની ઇંતેજાર ચુપકીદી વચ્ચે તેનો ધીમો પણ બહુજ ઠંડો અવાજ નીકળ્યો—

"મારે મનથી એ ખુશનસીબી છેજ નહીં—મારા લોર્ડ!" તેણે કાંઇ અજબ કઠોર ચેહરે ઉત્તર વાળ્યો, "ખુદાનો ઉપકાર માનવાની હું જરૂર જોતો નથી-કેમજે મારી જીંદગીનો એ કહેવાતો ફેરફાર મારાં નામમાં અને મારી દુન્યવી સ્થીતીમાં જરાબી તફાવત પાડી શકવાનો નથી."

દરેક જણ તાજુબ થઇને આ ડૉકટરનું મ્હોં ટીકવા પડયાં. અરે-એ ડૉ૦ વીલ્યમ શું બકતો હતો? સર્વે કોઇ હેરત થઇને ગુંચવાયલે ડોળે ડૉ૦ વીલ્યમના વધુ ખુલાશાની રાહ જોતાં થોભ્યાં—સીવાય કે જોન ડેલ! તે તો તદન શાંત ગંભીર ચેહરે એક બાજુ બેસીજ રહયો હતો. તેના ચેહરા ઉપર અજાયબીનો સેહજ પણ ચીલ્લો હતો નહી.

"વીલ્યમ! શું તું આય કાગળ્યાંઓ કબુલ રાખતો નથી? શું તું એક 'પીયર' થવાને માટે દલગીર છે?" હેરીસને અકળાઇને પુછયું.

"એક પ્રમાણીક આબરૂદાર સાદામાદા આદમીની પંકતી છોડી દેવા માટે હું દલગીર છું, માઇ લોર્ડ!" વીલયમે ઘણાજ દબાયલા સાદે જવાબ વાળ્યો, "આરીસ્ટોક્રાટોથી સદા દુર રહે-

વાના મેં મારી મરનાર માતાની સનમુખ કસમ લીધાછ! લોર્ડ હેરીસન–એ મારા પવીત્ર સોગંદ ઉપર પોતાની પવીત્ર મોહર મારીને મારી માતા–જુવો!—આય વીટી પોતે મને મરતી વખત પેહરાવી ગયલાં છે!"

આટલું બોલી ડો૦ વીલયમે પોતાના જમના હાથના ચોહાં આંગળામાં પેહડેલી એક સોનાની વીંટી તે ઉમરાવની ભખરાયલી ચશ્મો સામે ધરી!

લોર્ડ હેરીસને અચબુચ આ ઘડીએ એક નાની બુમ પાડી. તેણે એક ઝટાક સમેત વીલ્યમનો જમનો હાથ પકડી લીધો અને ત્યાં આંગળામાં ડોકટરે પેહડેલી વીટી ડોળા ફાડીને જોવા માંડી.

"વીલયમ! બીજી સાહદતોની જરૂરજ નથી!" તેણે ઉશ્કેરાઇને કહયું, "આય સાંપના ફેણવાળી વીટીજ તુને મારો દીકરો પુરવાર કરવાને પુરતી છે! એ મેં લગનની ભેટ વખતે તારી મધર મેરીને આપી હતી!"

પણ વીલયમે પોતાનો હાથ પોતાના ઉમરાવ બાપના હાથોમાંથી ખેંચી લીધો—

"હું ઇચ્છું છ–માઇ લોર્ડ–તમે તમારો હરખ જરા આંકોશમાં રાખો! પચ્ચીસસો દસ્તાવેજ અને પચ્ચીસ હઝાર વીટીઓ છતાં તમે મને મારી આય સાદી સુખવાસી સંતોષી જીંદગીમાંથી બાહેર તાણી જઇ શકશો નહીં. હું દલગીર છું કે મને એક દીકરા તરીકે સ્વીકારવાની તમારી ખુશાલીમાં હું શરીક થઇ શકતો નથી."

"છટ—છટ! તું શું બોલેછ તેનો તુને વીચાર નથી. વીલયમ—દુન્યા સમક્ષ હું તુને ભવીષ્યના લોર્ડ હેરીસન તરીકે

કબુલ રાખવા તઇયાર છું !"

"તમે ગમે તે કરો તે સાથ મને લાગતું વળગતું નથી. તમો સર્વે કોઇની ભલી લાગણી સારૂ હું ઉપકાર માનુંછ—પણ ભવીષ્યના લોર્ડ હેરીસન તરીકે મને પોતાને કબુલ રાખવા હું તઇયાર નથી !"

કેટ ઉઠીને હવે ડો૦ વીલયમ આગળ ગઇ અને તેના ગળાં આસપાસ હાથ વીટાળ્યો—

"વીલી ! મારા ભાઇ ! એમ શું બોલેછ ?" તેણીએ રડમસ અવાજે કહ્યું.

"કેટી–હેનરી–જોન–કલેરા ! સાંભળો, મને દોલત કે ખેતાબ કંઇ જોઇતા નથી. મારી પાસ સઘળું પુરતું છે. મારી મરતી માદર પાસે મેં કસમ લીધાછ, લોર્ડ હેરીસન, કે તમારી ફુટી બદામને પણ મારો હાથ લગાડવો નહિ. તમારી હકદાર મોહરદારને રોટીનાં ટુકડા વગર મારી નાખવા માટે હું તમુને કદી પણ માફ કરી શકનાર નથી. આ મારી ઉંધી સરજત છે કે જે જુલ્મી લોર્ડ હેરીસનથી હું સદા દુરજ નાહસવા તલપાપડ રહેતો હતો તેજ લોર્ડ હેરીસન મારો બાપ સાબેત થયોછ ! હું તમારે પેટે આવવાને બદલે એક મુફલેશ કામદારને ત્યાંજ અવતર્યો હોતે તો આજે મને જેટલો અફસોસ છુટે છે તેટલો છુટવા પામતે નહિ ! પણ કીસમત આગળ હું લાચાર છું. પહેલી તકે હું કાયદા પુર્વક રીતે મારો અર્લ તરીકેનો હક "રીનાઉન્સ" કરશ. દુન્યા મને સદા ડો૦ વીલ્યમ વોડક્રોફ તરીકેજ ઓળખશે ! હું થોડા દહાડામાં ઇંગ્લાંડ છોડી અમેરીકા જનાર છું. ત્યાંથી કદાચ હું પાછો ફરીશબી નહીં. વીલયમ વોડક્રોફના સાદા અને હઝાર ઘણા વધારે પ્યારાં નામથી

ઓળખાવવા માટે હું મગરૂર હતોજ–પણ હવે એરથી વધારે મગરૂર લેખાઇશ. તમો સર્વેને હું મારી છેલ્લી સલામ કરૂં છું! ફેરવેલ!!"

આમ બોલતાં સમેત ડૉ૦ વીલયમ વોડક્રોફ સર્વ કોઇને એક પછી એક નમી ઝપાટામાં તે ઓરડો છોડી ગયો! ઓરડામાં હાજર રહેલાં સઘળાં દીગમુઢ બની એકમેકનો ચેહરો ચીતારવા પડયાં. હેનરી તુરત વીલયમને સમજાવવા પાછળ દોડયો–પણ ફોકટ! બે મીનીટમાં તે પાછો ફરી ને ખબર લાવ્યો કે ડૉ૦ વીલયમ તુર્ત પોતાની મોટરકારમાં બેસી જઇને હોસ્પીટલ છોડી ગયો હતો!!

લોર્ડ હેરીસને એક ઉંડો નીસાસો નાખ્યો અને ધપ કરતો કે પોતાની ખુરસી પર પાછો ફસડાઇ બેઠો. કલેરા તો કેટીનાં ખભાં પર માથું નાખીને ડુસકે ડુસકે રડવા પડી!

"છોકરો જરા આકળો છે!" લોર્ડ હેરીસને અંતે ખામોશી તોડી, "જરા ઠંડો પડશે પછી એ જરૂર પોતાનો વીચાર બદલશે. હવે આપણને અહીં થોભવાની શું જરૂર છે? કેટ—તું અમુને શું કામ સંતાપેછ! દીકરી–ચાલ–અમારી સાથ તારાં બાપીકા ઘેરમાં ચાલ! હવે ગઇ ગુજરી બધી આપણે ભુલી જઇશું–ને નવીજ જીંદગી શરૂ કરશું."

"નવી જીંદગી અહીં હાસ્પીટલમાં હું ક્યારની શરૂ કરી ચુકીછ. પપા–હેનરી–તમે મારી કલેરાને લઇને જાઓ! તમે મને કાપીને કટકા કરી નાખશો તોબી હું તમારા હેરીસન પેલેસમાં પાછો પગ મુકવાની નથી!—"

"કેટ!—કેટ!!"

"તમારી બધી આજીજી ફોકટ છે, ફાધર!" કેટનો મક્કમ સાદ તે બુઝોર્ગ લોર્ડને છાતીમાં તીરની માફક ખુંચયો, "મારી જગ્યા અહીં મારા ભાઇની પાસેજ છે. એ અમેરીકા ચાલી જાય છે, તો પછી તેના બીચારા કમનસીબ દર્દીઓની સારવાર કરવાની ફરજ મારે માથે આવીછ. તમે સીધારો—મારી વાર ના જુવો."

લોર્ડ હેરીસન તો તદન દગાઇજ ગયો! તેના બેટાએ તેનો આશરો સ્વીકારવા ના પાડી–અને હવે આ તેની વાહલી દીકરી તેના છાપડાં તળે આવવા ના પાડતી હતી!! એ કુદરતનો છૂપો માર હતો!!

કલેરા હવે ઉઠી અને જોન ડેલ—જે અત્યાર સુધી તદન મુંગો મંતર સ્થીર બેસી રહેલો હતો–તેની પાસે ગઇ અને તેની ખુરસી નજદીક ધુંટણમંડીએ પડી—

"મી૦ જોન! ખુદાના નામથી હું તમુને કરગરીને અરજ કરૂંછ કે મારી બેહન કેટને સમજાવો! તમે સમજાવશો તો એ જરાબી સમજશે!" તેણીએ લગભગ રડી પડતાં કહયું.

જોન હવે આસ્તેથી ઉઠયો. કલેરાનો હાથ પકડી તેણે તે છોકરીને ઉઠાડી ઉભી કરી. પછી બહુજ ધીમા સાદે તેણે બોલવું શરૂ કર્યું. તેનો પરગરો પણ બીલકુલ કરડો અવાજ ચુપ ઓરડામાં કાંઇ અજબ જોશ સાથ ગણગણી રહયો. સઉ કોઇ તેનાં અત્યાર તુલીકનાં બંધ મ્હોડાં માંહેલો ખુલાસો સાંભળવા ગોયા ટીંગાઇ રહયાં—

"લોર્ડ હેરીસન—કેટ—કલેરા—હેનરી! મને મેહરબાની કરી હવે સાંભળી લેવો. અત્યાર તુલીક હું મુંગો રહયો હતો; પણ હવે જરૂરી ખુલાશાના બે બોલ બોલવા વગર મને ચાલે

એમ નથી. મારી મરનાર વાહલી મધરેબી મને અનેક વાર ચેતવણીઓ આપી હતી કે મારે તમારાં હેરીસન કુટુંબની અડાસે બીલકુલ નહીં જવું; પણ હું જોઉંછ કે ધીસમતે લાવી લાવીને મને તમો લોકનાજ સમાગમમાં પછાડી નાખ્યા કીધોછ! લોર્ડ હેરીસન—તમને મોટી ધાસ્તી પેઠેલી છે કે હું તમારી પાકજાદ બેટીને જબરદસ્તીથી તમારાં પાસામાંથી ખુંચવી જવશ; તે ધાસ્તી દુર કરો—અને જાણીને ખુશી થાઓ કે બીજાં બે ત્રણ દહાડામાં હું બી આ મારૂં બાપીકું વતન સદાને માટે છોડી જનાર છુ. હું કયાં જઇશ તે હજી નકકી નથી; પણ મારૂં તકદીર જયાં મને ઘસડશે ત્યાં હું જઇશ—"

"ને હુંબી ત્યાં તારી સાથ આવીશ! જોન, તું મને છોડી જશે તો હું મારી મરનાર માતાના કસમ ખાઇને કેહુંછ કે હું જીવ પર કરશ!" કેટી ઉશ્કેરાઇને તેના હાથને વળગી પડી બોલી.

જોને તેણીનો હાથ માયાથી પોતાના પંજામાં લીધો.

"કેટ! જરા ધીરી પડ! તારા જેવી એક નેકખસલત નારની સરજત મારા સરખા એક મુફ્લીસ મુસાફીર સાથ જોડવા હું જીનહાર કબુલ થનાર નથી. હેરીસન કુટુંબના સમાગમમાં આવવાને હું પોતેબી મુદ્લ રાજી નથી. કેટી—મારાં હઇયામાં તારી મુર્તી મારી જીંદગીના છેડા સુધી કોતરાઇ રહેશે. તારૂં મીઠું નામ હું જબાન પર દરરોજ લઇશ—તારે સારૂં હું ભકતી કરીશ. તુને છોડી જતાં મારૂં જીગર ફાટી જાયછ—પણ, કેટ, આપણને આપણી તકદીર આગળ નમવા વગર બીજો રસ્તોજ નથી. આપણે એકમેક માટે સરજાયલાં છીયેજ નહીં! તુને છેલ્લી સલામ કરતાં મારૂં જીગર ચીરાઇ

"ને હુંબી ત્યાં તારી સાથ આવીશ! જોન, તુ મને છોડી જશે તો હું મારી મરનાર માતાના કસમ ખાઇને કહું છ કે હું જીવ પર કરશ!" કેટી ઉશ્કેરાઇને તેના હાથને વળગી પડી બોલી.

જોને તેણીનો હાથ માયાથી પોતાના પંજામાં લીધો.

"કેટ! જરા ધીરી પડ! તારા જેવી એક નેકખસલત નારની સરજત મારા સરખા એક મુફલીસ મુસાફીર સાથ જોડવા હું જીનદાર કબુલ થનાર નથી. હેરીસન કુટુંબના સમાગમમાં આવવાને હું પોનેબી મુદલ રાજી નથી. કેટી—મારાં હૃદયામાં તારી મુર્તી મારી જીંદગીના છેડા સુધી કોતરાઇ રહેશે. તારૂં મીઠડું નામ હું જબાન પર દરરોજ લઇશ—તારે સારૂં હું ભકતી કરીશ. તુને છોડી જતાં મારૂં જીગર ફાટી જાયછ—પણ, કેટ, આપણને આપણી તકદીર આગળ નમવા વગર બીજો રસ્તોજ નથી. આપણે એકમેક માટે સરજાયલાં છીયેજ નહીં! તુને છેલ્લી સલામ કરતાં મારૂં જીગર ચીરાઇ ફસાઇ જાયછ—પણ એમ કર્યા સીવાય મારી પાસે બીજો ચારોજ નથી!"

(જુઓ સફો ૪૭૮ મો.)

ફસાઇ જાયછ—પણ એમ કર્યા સીવાય મારી પાસે બીજો ચારોજ નથી!"

જોન ડેલનો સાદ દેખાઇતો અહી ધ્રુજવા મંડયો. તેની આંખ્યો ભીંજાયલી હતી. કેટી ધરરર કરતી કે હવે જમીન પર તુટી પડી—

"ઓ જોન! જોન!!—" તેણી જીગરતોડ ડચકાં ખાતાં કળવાઇ પડી.

જોનનો ચેહરોજ કહી આપતો હતો કે તેની છાતીના ભીત્તરમાં હમણા તેને શું ભયાનક વેદના થતી હતી. તે ભોંય ઉપર લગભગ મુર્છાગત પડેલી પોતીકી જાનસે જયાદા વાહલી આ તવળતી પ્રોયા આગળ ગુંઢણ વાળીને બેઠો અને સર્વે કોઇના દેખતાં તેણીનો હાથ પકડી પોતાના હોઠ પર દાબ્યો.

"કેટ! છેલ્લી સલામ! ખુદા તારો નીગેહબાન થાઓ!" તે ખોખરે દબાયલે અવાજે બોલ્યો, "હવે આપણે આય દુન્યામાં કદી પણ એક થઇશું નહિ, પણ બીજી દુન્યામાં આપણે સાથે મલીશું. આ દુન્યામાં ઇન્સાન માત્રને ફરજ બજાવવાની છે. તું હેનરી સાથે પરણી તારી ગુજર પામેલી માતાનું વચન પાળજે, ને તેમ કરતાં તને જેમી ખમવું પડે તે મારે ખાતર સબુરીથી ખમજે. ખુદા તુંને સુખી રાખો એટલીજ હું દુવા ગુજારૂંછ. બસ હવે મને ભુલી જજે–કેટ! તારા કે મારા પ્યાર તરફ આપણને જોવાનું નથી, પણ આપણી ફરજ તરફ જોવાનું છે. તું ખુદાને બાર સુધી હેનરીને તારો હકદાર ખાવિંદ બનાવવાને બંધાયેલી છે. જેમ હું હેનરીને દગાખોર દોસ્ત બનવા માગતો નથી, તેમ તારે પણ તારી માતાને બેવફા બેટી નહિ બનવાને તને હું મારી છેલ્લી અરજ

કરૂંછ. પ્યાર અને ફરજ વચ્ચે આપણે બંનેને લડત ચલાવ વાની છે. આપણો પ્યાર ગમે તેવો મજબુત હોય પણ ફરજને આપણે ભુલવી જોઇતી નથી.”

હેનરી આ સઘળો દેખાવ જે ચુપચુપ જોયા કરતો હતો તેનેથી હવે વધુ વાર થોભાયું નહિ. તે ખુલ્લાં દાલે જોન ડેલ આગળ બેસી પડયો. અને ગમગીન સાદે બોલ્યો:—

“મહારા સાચ્ચા દોસ્ત ! મેં તને નાહક બદલામ કીધો ! હું ખચીત તારી મારીનો ઉમેદવાર છું. મારૂં જીગર ચીરીને જો કે મારી અત્યાર સુધીની નાલાયક ચાલ માટે હું કેટલો શરમીંદો છું !”

પણ જોને કશો જવાબ દીધો નહીં. ઉઠીને તેણે પોતીકા આગલા મીત્રને એક પ્રીતી ભરી બગલગીરી કીધી. પછી સર્વે કોઇને “બાઉ” કરી, જમીન પર બેભાણ પડેલી કેટ તરફ એક છેલ્લી—દલગીર—જીગર ચાક કરનારી—નજર નાખી તે તુટેલે હઇયે ત્યાંથી નીકળી ચાલ્યો.



## પ્રકરણ ૪૫ મું.



### છેલ્લું “કનફેશન !”

એક કરતાં બબ્બે માલેતોઝાર ઉમરાવી મકાનો ઉપર હમણા ગમગીની અને ગઝબનો સીહા પડછાયો જાણે પંથરાઇ રહેલો હતો. હેરીસન તેમજ ગ્રેશહામના બે પુરાણાં આરીસ્ટો-ક્રાટીક કુટુંબો સામે કુદરત છેલ્લે છેલ્લે બસ એટલી રૂઠેલી

દીસ્તી હતી કે રોજ બરોજ કાંઇને કાંઇ નવું "રપુચક્કર" તેઓના બાબમાં થયુંજ જતું હતું. ઉપલાં પ્રકરણોમાં આપણે જોઇ ગયાં છીયે કે 'હેરીસન પેલેસ' તેમજ 'ગ્રેશહામ હોલ' હમણા શોકમાં અને સંતાપમાં એક સરખી રીતે ગીરફતાર હતા.

વચમાં વળી પાછા બીજા ચાર દીવસો ગબડી ગયા. લોર્ડ હેરીસનની તેમજ ફલેરા અને હેનરીની ગમે તેવી બી મીનતેજારી છતાં ડૉ૦ વીલ્યમ વોડક્રોફે તો પોતાના ધારાના હીમાયતીઓ મારફતે જાહેર રીતે, કાયદાપુર્વક પગલાંઓથી, ભર અદાલતમાં–હાઉસ ઓફ લોર્ડસમાં–અને વર્તમાન પત્રોની અંદર પોતાનું "પીઅરેજ" ત્યાગ (renounce) કર્યું. તાજ તરફથી 'લેટર્સ પેટંટ' બાહેર પડયાં કે "લોર્ડ હેરીસનનો એક પુરો વારેસ દીકરો અર્લડમ સ્વીકારવાને ના પાડતો હોવાથી ખાસ શાહી ફરમાનની રૂએ હવે લોર્ડ હેરીસન પછી અરલડમ તેના ભાઇના દીકરા હેનરીને મળશે !"

ડૉ૦ વીલ્યમ વોડક્રોફના જન્મની તમામ ખરી હકીકતો–અને તેણે પોતાનું ઉમરાવી પદ સ્વીકારવા છડેચોક ના પાડી તે બીના–વર્તમાન પત્રોએ ઉકમાઇથી મોટાં મોટાં હેડીંગો સાથ છાપી. વળી લોર્ડ હેરીસનની વડી બેટી ખુબસુરત કેટ બી જીવતી નીકળી આવવાની અને તેણીએ પણ પોતીકા પીતાના છાંપડાનો આસરો સ્વીકારવાને ના પાડી તે બાબેની વીગતો પણ જાહેર છાપામાં 'સેનસેશનલ' ધપે બે ત્રણ દહાડા આવ્યાજ કરી ! લંડનની સોસાયટીની ચાવાચીવી અને ચકચારનું પુછવુંજ શું ! ખચીત "એરીસ્ટોક્રાટીક ઉ" મંડળોમાં અને મધ્યમ તેમજ નીચલા વર્ગોમાં આ બનાવોએ ગોયા ધર્તીકંપો મચાવી મેલ્યા હતા.

હા–જેમ વીલ્યમે પોતાના પીતાનો હકદાર વારસો લેવાને અને પોતીકું બાપીકું નામ પણ અખત્યાર કરવાને ચોખ્ખી ના! પાડી, તેજ મીસાલ રીસટર મરાયા લીએ પણ પોતાનું અસલ કુટુંબી નામ પાછું સ્વીકારવા અને પોતાના પેદરના આલીશાન મકાનમાં પાછો પગ મેળવવાને બી જદનું ખોરીયું બનીને બસ ખોલ્લે ખોલ્લી રીતે ના પાડી હતી ! એ બોંહસીલી છોકરી એટલી તો મકકમ હુજતથી અડી બેઠી હતી કે તેણીને સમજાવવાની જરાબી આશા હવે તેણીના પીતાએ, તેણીની એક પુરી બેહને અને તેણીના પીત્રાઇએ છોડી દીધી હતી. વોડક્રોફ્ કીલીનીકમાં તે મુગે મ્હોડે અને રડતાં ઝગરે નર્સીંગ-નાં રૂડાં કામ પર પાછી વળગી ગયલી હતી–અને છેલ્લે છેલ્લે તો એકાદ વેળા જયારે લોર્ડ હેરીસન તેમજ હેનરી તેણીને આસ્પીટલમાં મળવા આવ્યા ત્યારે નાદરૂસ્ત તબીયતનું બાહણું કાહડી તેઓને મળવા બી તેણીએ ના પાડી હતી ! ખરેજ વીચીત્ર છોકરી ! !

ગરીબ લાચાર દર્દીઓની માવજત કરવામાં તેણી પોતાનું ભીત્તર દર્દ સમાવી શકતી હતી. ભવીષ્યના સુખના તમામ તેણીના સ્વપ્નાઓ હવે ઉડી ગયા હતા–ઝીંદગી હવે તેણીને અકારત થઇ પડી હતી. તે ગયો–બસ તેણીનો મોહબત તડછોડી ને તુટેલે હઇયે ચાલી ગયો! મરાયા લીને મનથી દુન્યાજ બસ દુબી ગઇ હતી ! જોન–વાહલો ભલો બાહદુર જોન–ચાલી ગયો ! છેલ્લા ૪ દીવસ થયા તે બીલકુલ ઇંગ્લાંડથીજ અલોપ થઇ ગયો હતો. સીસટર મરાયાની કકલુદીથી ખરે મને દાઝીને વાલ્યમે પોતાકા આ જાની દોસ્ત માટે ઓલ્ડ કાસલમાં, બારફ્ડ ગામડામાં, લંડનમાં વટીક પુશકળ ભાળ કાહડી—પણ વ્યર્થ ! જોન ડેલ સદંતર બેમાલુમ થઇ ગયો હતો. અરે–કયાં

ગયો, શું કરવા ગયો, કયારે પાછો આવશે તે કોઇને જરા કહીબી નહીં ગયો! કેટીને જરા છેલ્લી સલામ બી કરી નહીં ગયો! અફ્સોસ! અફ્સોસ!!

ડો૦ વિલયમ વોડક્રોફ્ની ઓસ્પીટાલમાં હીલ્ડાબી એક નર્શ તરીકે ઘણી ઉપયોગી થઇ પડી હતી. વિલયમની આ એક વખતની અદરાઅલી મહોરદારમાં અજબ ફેરફાર થતો ચાલ્યો હતો વિલયમનો પ્યાર હવે ખરેખર જીતવાને તે જેટલી ઉલટ-મંદ હતી, તેટલીજ તે ગરીબ લાચાર દર્દીઓનો આશીર્વાદ મેળવવાને ઉલટમંદ બની હતી. તે હવે દરેક રીતે વીલ્યમનો જમણો હાથ થઇ પડી. હીલડા ગોયા પગથી તે માથા સુધી બદલાઇ ગઇ હતી. મોજ શોક તરફનો તેણીનો આગળો મોહ બીલકુલ અલોપ થઇ ગયો હતો. આગળી હીલડાની ખાસીયતનો ઓળો વટીક આ ખુબસુરત ઓરતમાં હવે જોવામાં આવતો હતો નહિ. જયારે તેણીએ જાણ્યું કે મરાયા લી તેજ કેટી હતી ત્યારે તેણીની અજાએબી ને ખુશાલીનો પાર રહયો નહિ. આગળી કેટીને પોતાની માફક બદલાએલી જોતાં તેણીએ ખુદાના હજારો હજાર શુકર કીધાં. કાઉન્ટ બરનાડ ઉરફે ડયુક ઓફ ગ્રેશામની દુખ ભરાકેરીયત જયારે તેણીએ સાંભળી ત્યારેબી તેણીએ દીલસોજીના અને દરગુજરનાં છુપાં આંસુ આંખોમાંથી ખેરવ્યાં.

વીલયમ હીલડાને ઘણી બારીકીથી તપાસતો રહયો હતો. તેણીનાં ખરાં જીગરનો પશ્ચાતાપ, દર્દીની પાછળ તેણીની ખરાં અંતકરણની અઠાગ ઝેહમત, ખુદ તેની પોતાના તરફ્ની આ છોકરીની ઉંડી પણ મુંગે મોહડેની જાનફેસાની ડો૦ વીલયમ કાંઇ અજબ લાગણી સાથ હવે રોજ જોતો રહેલો હતો.

એકાદ બે વાર નર્સ હીલ્ડાને છુપાછુપ પોતાના આગલા પાપો માટે વિલાપ કરતી તેને કાનેકાન સાંભળી હતી. મતલબ હીલડાએ તેની દુખવેલી લાગણી હવે રફતે રફતે રૂઝાતી જતી હતી.

કેટીએ ડુએલની સઘળી કેફીયત હીલડાને બહેનના પ્યારથી કહી સંભળાવી હતી. જ્યારે તેણીએ જાણ્યું કે લોર્ડ હેરીસનનો ખરો હકદાર બેટો અને વારસ તેણીનો આગલો અદરાયલો ખાવીંદ વીલયમ હતો ત્યારે તેણીની અજાયબી અને ખુશાલીને મારે દીગમુઢ બની ગઇ! તેણીએ કેટીને મુબારકબાદી આપી કે વીલયમનો હાથ તેણીએ ના પાડવામાં એક મોજેમોજ હતો! પણ જ્યારે હીલડાએ જાણ્યું કે જોન ડેલ "કવીન કેટ"ને તરછોડીને સદા માટે કેઠે ચાલી ગયો હતો ત્યારે ખરા જીગરથી તે છોકરી દુખી થઇ કેટીના ગમમાં શરીક બની હતી.

* * *

ગ્રેશામ હોલ અને હેરીસન પેલેસમાં વીટી ગયલા દુખ દાયક બનાવો પછી જે ફેરફારો થયા તેની જોડે જોડે થયલો એક વધુ ફેરફાર ખરેખર અતીશય ત્રાજીક અને દુખ ભરેલો હતો. સર્વેથી વધુ ગમખાર બનાવ ઓલ્ડ કેશલનાં બંદીખાનામાં બન્યો હતો. ડયુલ પછી ચોઠે દીવસે ડયુક ઓફ ગ્રેશામે એસીડ પી આપઘાત કીધેલો હતો. આ એસીડ તેનાં હાથમાં કેવી રીતે આવી તે બંદીખાનાના સત્તાવાળાઓ ગમે તેટલી શોધ કરવાં છતાં માલમ પડયું નહિ. આપઘાત કરવા આગમજ તેણે પોતાની માતા અને પોતાની બહેનની બંદીખાનામાં મુલાકાત લીધી હતી—જ્યાં તેઓ આગળ કીધેલાં એકરારથી તેઓ બંને મા દીકરીને લાગેલાં દુઃખ અને અજાયબીનું બ્યાન

કરવું અશક્ય છે. આ એકરાર મરનાર પહેલા ડયુક ઓફ ગ્રેશામ–બંદીખાને પડેલા આ બીજા ડયુક તથા મર્શીયાના પીતા–ની પહેલી પરણેતર અને તેનાં હકદાર બેટાના સંબંધમાં હતો !

પહેલા ડયુકે મરતી વખત પોતાના બેટા ચાર્લ્સ આગળ છુપો એકરાર કર્યો હતો કે તેણે પોતાની પહેલી એક પરણેતરને બદમાશ દોસ્તોની શીખવણીથી મોટો ગેરઇન્સાફ કીધો હતો. તે એટલી હદ સુધી કે તે બીચારી ઓરતની દામન ઉપર શક લઇ જવા જેવો નીચ અને તલાક આપવા જેટલો મુર્ખ પણ બન્યો હતો ! ચાર્લ્સ ડયુક ઓફ ગ્રેશામે–લકબે કાઉન્ટ બરનાડે–બંદીખાનામાં એક વધુ એકરાર કીધો હતો કે તેનાં મરનાર બાપે મરતી વેળાએ છેલ્લી ઘડીએ તેને એવી વસીયત કીધી હતી કે તેની પહેલી પરણેતરને શોધી કાહડી ઇનસાફ આપવો અને તેણીને યા તેણીના બેટાને દોલતનો ચોકકસ ભાગ સપુરદ કરવો–એટલુંજ નહીં, પણ જો તે પહેલી ખરી હકદાર મોહ-રદારનો દીકરો જીવતો હોય તો તેને તેનો ડયુક ઓફ ગ્રેશહામનો ટાઇટલ વાજબી રીતે એનાયત કરી તેનો હક તમામ સ્વાધીન કરવો.

પણ એ પહેલી પરણેતર કોણ હતી? મરનાર ડયુકે તેણીની કાંઇક ઓળખ આપી હતી. જો કે હાલમાં તેણી કયાં હતી તે મરનાર ડયુકને માલમ નહીં હતું ! મરહુમ ડયુકે ફકત એટલી એધાણી આપી હતી કે આ તલાક પામેલી પરણેતરનાં હકદાર બચ્ચાંનાં જમણાં ખભાં ઉપર એક મોટું લાછન હતુ. તેનો રંગ બ્લુ હતો.

ચાર્લ્સ ડયુક ઓફ ગ્રેશાહમે બંદીખાનામાં આ એકરાર

પોતાની માતા તથા બ્હેન આગળ કર્યો ત્યારે એક જ
ઓફ ધી પીસ તેમજ જેલનો વડો અમલદારબી ત્યાં હ
હતો. તેઓએ આ એકરાર તમામ લખી કાઢ્યો
તેની ઉપર ડયુકની સહી સાખ કરાવી લીધી હતી.
ફાંસી જનાર હતો એટલે હવે ગમે તેવોબી
ચાર્લસ કોઇ ખરા હકદારને સદાનો રડાવીને પછી મરવા
તો નહી હતો. તેણે જેલના સત્તાવાળાઓને એક સીલ
પાકીટ સપુરદ કર્યું. આ પરબીડામાં મરનાર પહેલાં
ઓફ ગ્રાશહામનું સેવટનું વસીઅત—તેમજ પોતાની
પરણેતર અને તેણીને પેટે અવતરેલા બેટાની તમામ કેફી
લખેલી હતી. આ પરબીડું ચાર્લસે ચોરીને અત્યાર
પોતાની પાસે દાબી રાખ્યું હતું. પણ હવે ફાંસીને
ચઢવા અગાઉ તેણે તે જાહેર કરીને ખરા હકદારનો હક
સાફ આપવાનું દરૂસત વીચાર્યું હતું.

પોતાનાં બેટા અને ભાઇના આ અદભુત એકરારથી
માતા અને બેટી ગાફેલ જેવી બની ગઇ. હવેજ તેઓ
ખ્યાલ થયો કે મરનાર પહેલા ડયુક ઓફ ગ્રેશામ મરતી વે
"હકદારનો હક" આપવા માટે પોતાની આ બીજી ધણીયા
તેમજ પોતાની દીકરીને ઓજરખ્વારી સાથ ચોકકસ ચેત
આપી ગયો હતો—અને જે ભેદ ભરી છેલ્લી આજીજી તેઓ અ
ઘડી સુધી સમજી શકયાં નહીં હતાં—કે તે ભેદ શું હતો!

પોતાનું છેલલું એકરારનામુ સત્તાવાર રીતે તુ
અધીકારીઓને સીલ સાખ સાથે લખાવી રહેવા બાદ ડ્યુક
ઓફ ગ્રેશાહામ—યાને જવાન ચાર્લસ—પોતીકી બુઝોર્ગ મા
ખભાં ઉપર માથું નાખીને ઝાર ઝાર રડયો. પોતાની તમામ

કરણીઓનાં ગંભીર પણાં બાબે હવેજ તેની આંખ્યો ઉઘડી હતી. ફાંસીને લાકડે લટકવાની સરજત હવે ચોકકસ હતી—અને આમ "કુત્રાને મ્હોતે" મરવા તેને ગમતું ન હતું. ધન—દોલત—ઇઝત—જવાની આ સઘળું એક તડાકે ત્યાગ કરીને ત્રણ લાકડીએ ટીંગાઇ જવાની ભયભીત ઘડી ધસારાબંધ આંગ ઉપર ધસી આવતી હતી! ડયુક ગ્રેશાહામ—લકબે કાઉન્ટ બરનારડ—હવે મરવા અગાઉ પોતાથી બની શકતી પાપોની તોજેશ કરવા ચાહતો હતો, અને જીવમાં જીવ હોય ત્યાં તુલીક પોતાથી થઇ શકતી ભલાઇ કરીને હકદારોનો હક બક્ષવા તલપાપડ હતો.

"મધર!" તે રડીને બોલયો, "તમે હવે વીલાપ કરીને શું કરશો? મારૂં તો આવી બન્યુંછ. એ કુદરતનો મુંગો માર છે. આ મારૂં છેલું 'કનફેશન' કરીને મારા પીતાનું છેલ્લું વીલ મેં દુન્યાને આપ્યુંછ, એટલે હવે જરા હું ખો-લ્લાં અંતઃકરણ સાથ તે કીરતાર ની દરબારમાં મારા ગુનાહો નો જવાબ આપવા જઇ શકશ. મધર—મર્શીયા—રડો ના! આપણા પીતા—ડયુક ગ્રેશાહામ—ની પહેલી ધણીયાણી કોણ છે તે ખચીત હજી તક હું જાણતો નથી; તેણીને નાહક બદનામ કરી મારા પીતાએ તલાક આપ્યા, અને તે તલાક અગાઉ તેણીને પુરા દહાડા હતા; ત્યાર બાદ મરહુમ પીતાના વીલમાં જણાયેછે તેમ તેણીને પેટે એક દીકરો અવતર્યો. મધર—ખરો ડયુક ત્યારે તેજ છોકરો છે. તેને આજે વર્ષો વીતી ગયાં છે: પણ જો તે જીવતો હોય તો તેને ગમે તેબી કરીને શોધી કહાડી તેને તેનો ડયુકનો ખેતાબ તથા તેની દોલતનો ફાબો સપુરદ કરજો. આ મારો ભાઇ—આ ખરો ડયુક—કોણ છે,

તથા ક્યાં છે તે ખુદાને હાજર નાજર જાણી કહુંછ
મને ખબર નથી. અરે–જો પીતાનું વીલ આજ ર
છુપાવી રાખવાને બદલે ખરા હકદાર ડયુકને શ
કાહડવાની મેં વેતરણ કરી હોતે તો અત્યારે તેનો
હું મેળવી શકતે. મારા પીતાની પહેલી પરણેતરની ત
કુટુંબી હકીકત આ સેવટના વીલમાં છે. પણ મેં અભ
મુજીએ પારકાનો હક પચાવીને એ વાત તમો સર્વેથી છુ
રાખી ! ખુદાએ અંતે મને સજા કરી છે ! મારાં મોહત
ખુદા મને માફ કરે ! એ ખરા ડયુકનાં જમના ખભાં
એક લાછણ છે–યાદ રાખજો !"

ઝાર ઝાર રડતાં જ્યારે ડચેસ તેમજ મર્શીયા તુરંગ
ગયાં ત્યારે ડયુક પોતાની બેહનને ઘણુંજ પ્રીતથી છેલ્લી
ભેટયો.

"મર્શીયા ! મારી બેહન–તારા આ સાવકા ભાઇ
ડયુકને શોધી કાહડવાની પવીત્ર ફરજ હું મરતી વખત
માથે નાખુંછ ! પાતાલમાંથી તેને શોધી કાહડજે. વળી
ગ્રેટને અને હીલ્ડાને પણ મારી મરતી વખતની મારી પ્રુગા
જોન ડેલને પણ કેહજે કે એની સાથ મેં ચલાવેલી
ભરી વર્તણુંક માટે તોજેશ કરી એની માફીની તલબ
હું મરૂંછ !"

જેલના સત્તાવાળાઓએ હવે મા દીકરીને વધુવાર
વાની કોઠડીમાં થોભવા દીધાં નહીં. સહાના–સેવટના–છુટાં
તે ત્રણ જણાના કકળાટનું, અરેરે, વર્ણન કરવાની આ ન
કલમમાં તાકાતજ ક્યાં છે ?

* * *

પણ બીજે દહાડે સહવારે તો-આપણે જણાવી ગયા તેમ-આખું ઓલ્ડ કેસલ ડયુક ઓફ ગ્રેશહામના આપઘાતની ખબરથી ચમકી ભડકી રહયું! પોતાની માતા તેમજ બેહનના જવા પછી તે બદબખ્ત જવાને પ્રુસીક એસીડ પીને પોતાના જાનને અંત લાવી મેળ્યો હતો. સહવારે દારોગો જ્યારે તેની કોઠડીમાં તેને નાસ્તો ચા લઇ ગયો ત્યારે ડયુક કાળો ઠણક મારીને લાકડા જેવો ત્યાં કાંઇ કલાકો આગમચનો મુવેલો પડેલો હતો!

આ આફત બંને મા દીકરી માટે નહિ સહન થઇ શકે એવી થઇ પડી. ડચેશનાં મગજ ઉપર તેણીનાં એકપુરા બેટાના નામોશી ભર્યા મોતે એટલી બધી તો માઠી અસર કીધી કે તે દુઃખી માતા પોતાનાં બેટાની લાશ આગળ બેસુદ્ધ થઇ તુટી પડી. તેણીને મોટર કારમાં બેભાન સ્થીતીમાંજ ગ્રેશામ હોલમાં લઇ જવામાં આવી. દોલત અને તબીબી વિધ્યા તેણીને ફરીથી સુદ્ધીમાં લાવી શકી નહિ. તે દુઃખી બાનુ આ દુન્યાની રોશણી ફરીથી જોવા પામી નહિ. તેણીએ પોતાનાં બેટાનાં આપઘાત પછી પોતાની વ્હાલી એકપુરી બેટી મર્શીયાનાં પાસામાં પોતાનો છેલ્લો દમ આખર કીધો.

વ્હાલી માદર અને પોતાનાં એકપુરા વ્હાલા ભાઇનાં મોતથી મર્શયાપર આવી પડેલી આફત તરફ આખુ ઓલ્ડ કેસલ દીલશોજી બતાવ્યાં વીના રહયુ નહિ. મર્શયાને ખચીતજ હવે દુન્યા અકારી થઇ પડી હતી-છતાં તેણી પોતાના ઉપરની એકજ ફરજ માટે જીવવા માગતી હતી, જે પોતાનાં મરનાર પીદરનાં બેટાને શોધી કાઢવાની અને તેને તમામ દોલત અને ખેતાબ સપુરદ કરવાની હતી. તે પોતાનાં પીદરની દોલતની એક પાઇને પણ હાથ લગાડવા માગતી હતી નહી. તે ગરીબો

અને લાચાર બેચાર દર્દીઓને સાહાય થવામાં જીંદગીની મોજ અસલથીજ માનતી હોવાથી, તેણીએ થોડાજ દીવસ પછી ડા૦ વિલયમની ઓસપીટલનો રસતો લીધો. પોતાનો ઠરાવ જ્યારે તેણીએ ડો૦ વિલયમને જાહેર કીધો ત્યારે તે ભલા તબીબની દલગીરી બી કાંઇ ઓછી નહીં હતી. તેણે તેણીનાં ઠરાવથી પાછી વાળવાને ઘણી પણ કોશેશ કીધી, પણ મર્શીયા એકની બે થઇ નહિ. મર્શીયા થોડાજ દીવસમાં ઓસપીટલમાં નવી જુની થઇ ગઇ. ખુદાની ભકિત અને દર્દીઓની માવજત એ તેણીની મોટામાં મોટી મોજો હતી. મરાયા, મર્શીયા, અને હીલડાનાં ભેગાં નરશીંગથી દર્દીઓને આ ખાતામાં દરેક રીતે સંતોષ અને આરામ મલતો હતો.

આ ત્રણ દયાની બેહનો એકમેકની દીલસોઝ સંગતમાં હવે પોતાનું દુઃખ ભુલી જવાની બાહદુરીથી કોશેશ કરતી હતી.

આ ત્રણ જણુંને ખાતરજ હાલ તુરત અમેરીકા ઉપડી જવાનું માંડી વાળવાની ડો૦ વીલયમને ફરજજ પડી હતી.

ડો૦ વીલયમ ઇંગલાંડમાંજ તુરત વેળા ઠબી ગયો તેનું એક બીજું ઘણુંજ મોતેબર અને ગંભીર કારણ હતું ! જોન ડેલ ક્યાં ગુમાઇ ગયો તે શોધી કાહડવા હવે તે હદથી જયાદા તલપાપડ બની રહયો હતો. તે શા માટે? અરે—મર્શીયાની વાતપરથી જયારે તેણે જાણ્યું કે મરહુમ પહેલા ડયુક ઓફ ગ્રેશામની તલાક આપેલી પહેલી મોહરદારના વારેસ છોકરાના જમણા ખભાં ઉપર એક બ્લુ લાછણ હતી ત્યારે તે એક ગજ જેટલો ઉછળ્યો હતો !! તેણે એ બાબે કાંઇ આગળ ચકચાર કરી નહીં—પણ મરાયા લી સાથે મસલત કરીને પોતે એક ચોકકસ છુપાં અનુમાનપર આવ્યો હતો ! જોન ડેલ

જખમી થઇને આવ્યો ત્યારે તેને મલમપટો ડો૦ વીલયમેજ કર્યો હતો! અને—અને—જોન ડેલના જમના ખભાં ઉપરબી એક બ્લુ લાછન હતી!!

યા પરવર!—શું એ વાત ત્યારે સાચ્ચી હશે? પણ ડો૦ વીલયમે તેમજ કેટીએ એ બાબે હમણા એક તુકારેબી કોઇ આગળ નહીં કાહડવાનો એકમતી ઠરાવ કર્યો. જોન ડેલને તેઓ ઓળખતાં હતાં. આ મરહુમ ડયુકના વસીયતની અને બ્લુ લાછનવાળા તેના ગુમાયલા ખરા હકદાર વારસ દીકરાની વાત તેના કાનપર જો આવે તો નહીં ઉલટો તે દુન્યાના કોણ જાણે કયાં અંધારાં ખુણામાં પાર થઇ જાય એવી તેની મનોવૃતી વીલયમ તેમજ કેટી બેઉ બરાબર પીછાણુતાં હતાં.

તેઓએ કસદ કર્યો કે કોઇબી સુરતે જોનની ભાળ મેળવવી. કેટી એખલી શું કરી શકે? તેથી ડો૦ વીલયમ અમેરીકા ઉપડી જતાં અટકો પડયો.

પણ જોન ડેલ હતો કયાં? તેની ધનનસલજ કેઠે હતી નહીં!!



## પ્રકરણ ૪૬ મું.



### "પ્રીત છુપે નહીં પીઠ દીખાયો!"

વીલયમે જોનને શોધવાની ઘણી કોશેશ કીધી, પણ બધું ફોકટ! તે કયાંબી ચાલી ગયો હતો તે કોઇને ખબર હતી નહિ. ડો૦ વીલયમ જેવા વહાલાભાઇએ જોનને પાતાલમાંથી પણ શોધી કાઢવાનું વચન આપવાથી કેટને જરાબી ધીરજ હતી.

મર્શીયાએ ઓસ્પીતાલમાં કેટનાં મોઢેથી જોન ડેલ માટે સઘળી બીના જાણી ત્યારે તેણીએ પોતાનાં મન સાથ પકકો ઠરાવ કીધો કે કેટને જોન ડેલ સાથે મેળવવી અને બંનેને સુખી કરવાં.

ડો૦ વીલયમે તો આગળ વધીને ખાનગી ડીટેકટીવની મદદ લીધી હતી. તે કોઇપણ રીતે પોતાની વહાલી બહેન કેટને સુખી કરવાજ માંગતો હતો. તેણે જોયું કે જોનનાં ગુમ થવાથી કેટની તબીયતમાં ચાલુ બીગાડો થતો જતો હતો, અને તે ખુબસુરત બાનુ જોન ડેલની ગેરહાજરીથી મનમાં એટલી બધી તો મુંઝાતી રહી હતી, કે તેણી ભુખ ને આરામને અકારાં કરતી હતી.

હેનરીએ તેની આવી હાલત વચ્ચે તેણીને બે ચાર વખત મલવા માગ્યું, પણ તેણીએ તેને મલવાના અખાડાજ કર્યા કીધા. તેનાં પીતા લોર્ડ હેરીશને તેણીને હેરીશન હોલમાં પાછી આવીને રહેવાને ઘણુંબી સમજાવ્યું, પણ તેણીએ એમ કરવાની સાફ ના પાડી. એકવાર જે બાપને તેણી દેવતાની તરેહ પુજતી હતી, તે બાપથી હવે તેણી દુર રહેવા ચાહતી હતી!

મેબલે હાથ કરેલાં તેના છુપાં ઓચરીયાંઓનો તેણીએ એવો તો ઉંડો અભ્યાશ કીધો હતો કે લોર્ડ હેરીસનનું દરેક પાપી કર્મ તેણીની આંખ આગળ ભમતું રહયું હતું. તે ઉમરાવને માટે આ થોડી સજા હતી નહિ. તેની વડી લાડકી બેટી અને તેનો એકપુરો બેટો વીલી તેનો તીરસ્કાર કરીને જગતની રૂબરૂ તેનો આશરો સ્વીકારવા ના પાડે— પોતાના બાપની મીલકત અને અખુટ દોલત ઉપર પુળો મુકે—બાપીકું નામ વટીક વાપડવાને જાહેર રીતે ઇનકાર

કરે—એ કાંઇ લોર્ડ હેરીસન જેવા ખાનદાની ગરૂર ઉમરાવ માટે જેવી તેવી ખેજાલત, જેવી તેવી નામોશીની વાત નહીં હતી!

ગરીબ બીચારી રાંક, સદ્દગુણી, તાબેદાર, નીર-દોશ કલેરા! આ છોકરી પોતાની વડી બહેનને કોઇપણ ભોગે સુખી કરવા તઇયાર હતી. તેણીએ જોન ડેલની છુપી તલાસ પોતાની તરફથી ચાલુ રાખી હતી. તેણી આ નેક જવાનને કેટીનો ખાવિંદ બનેલો જોવા એક પગે તઇયાર હતી. તેમજ તેણી પોતાના બાપને તેનો ગમ ભુલાવવાની દરેક કોશેશો કરતી અને દીલાસો દેતી હતી. પણ પોતાના આ ભલાં ફરઝંદના ગમે તેવા દીલાસા અને વાહલ છતાં લોર્ડ હેરીસન કેટ અને પોતાનાં એકપુરા વહાલા બેટાની જુદાઇ માટે વીલાપ કરતાં અટકયો નહીં. તે આ બે બચ્ચાંઓની તરછોડ ખમી શકતો નહીં હતો. રોજ તે હવે શરમીંદગીના ગરમ આંસુઓ ખેરવી આ બે જણાંને હેરીસન હોલમાં લાવવા માટે કલેરાને તેમજ હેનરીને વીનવતો. પણ સઘળું વ્યર્થ! હેનરી અને કલેરા આ બે ફટાંઉ ભાઇબહેનની જીદ આગળ નાચાર હતાં. આથી હેરીસનનાં મગજ ઉપર ઘણી બુરી અસર થવા પામી. તે બીમાર પડી ગયો. અલબત પોતાના હીણ ભાગ્ય ઘરડા પીતાની માવજત કલેરા દીવસ અને રાત ખડે પગે કરતી હતી.

જોન ડેલ ઉપરનો કેટીનો પ્યાર જોઇ હેનરી પણ અદભુત બદલાઇ ગયો હતો. કેટીનો તેની તરફનો ખુલ્લો અભાવ તેને હવે કાંટાની માફક ખુંચવા લાગ્યો. એક દીવસે જયારે લોર્ડ હેરીસન કલાકના બકબકારા પછી પોતાનાં

બીછાનાં ઉપર શાંતીથી પોઢેલો હતો ત્યારે હેનરીએ જોયું કે કલેરાની આંખોમાથી નવધાર આંસુઓ વહેતાં હતાં. તે આ પોતીકી રૂડા ખવાસની કઝીન આગળ ગયો અને તેણીના બંને હાથો પોતાનાં હાથમાં લીધા—

"શું છે, કલેરા? તું રડેછ કાંય?" તેણે કલેરાને વહાલથી સવાલ કીધો.

કલેરાએ પોતાની ભીની આંખ્યો લુછીને અતીશ્ય મીનતેજારી ડોળાએ હેનરી ગમ જોયું.

"રડું નહીં તો શું કરૂં? ઓ—હેનરી એક બાજુથી મારા પપા ઉપરની આફ્ત! બીજી બાજુએ કેટી ઉપરનો ગમ! ત્રીજી બાજુએ મારા ભાઇની જુદાઇ! એ શું મને રડાવાને પુરતું નથી? હેનરી—ડીયર હેનરી! જો તું તારા કાકાને શાંત મોતે મરવા જોવા માગતો હોય, કેટીને સુખી બનાવવા માંગતો હોય, વીલીને તેનો હક બખશવા માંગતો હોય, અને મને આ સઘળી આફ્તોથી મોકળી રાખવા માંગતો હોય, તો —હેનરી—તારા એકવારના પ્યારા દોસ્ત જોન ડેલને શોધી કાહડ!—"

"પણ—કલેર—હું એમાં—"

"સબુર! મને સાંભળી લે!" હેનરી કંઇ બોલવા જતો હતો તેને કલેરાએ અટકાવી કહયું, "મને પુરેપુરી સાંભળી લે! હેનરી, તેં તારા પોતાનાં હાથે કેટીને ખોહી દીધીછ! તેં તારા સાચ્ચા દીલાવર દોસ્ત જોન ડેલને કેવો ગેરઇનસાફ કીધો! તારા હાથમાંથી કેટીને છીનવી લઇ જવાનો મહા જબુન પણ હરડતો જુઠઠો અને ગેરઇનસારી અપરાધ તેં

તારા આય ખરેખરા બાવક્ષ દોસ્ત ઉપર મુકયો—તેનો જીવ લેવાને તઇયાર થયો—તેને ભર મીજલશમાં તેં અપમાન કીધું! આ પછી કેટી જેવી છોકરી તુને ધીકકારતાં શીખે એમાં કંઇ નવાઇ છે?"

એક ઉંડો દમ ખેંચી હેનરીએ શરમીંદગીથી નીચું જોયુ—

"કલેર! તારો એકે એક બોલ સાચ્ચો છે. હું જોઉંછ કે તારા જીગરમાં ઇમાનનો વાશો છે. અફસોસ કે એ સદ્‌ગુણથી હું બાકાત છું. કેહ મને—મારી સ્વીટ કઝીન—મને કેહ! મને સલાહ આપ—કે હું મારા દોસ્ત, અને તેની ઉપર જાન શદકે કરનારી કેટને હું હવે કેમ મનાવી લેઉં? કોઇ પણ ભોગે કેટી અને જોન ડેલને સુખી બનાવવા માગુંછ. પણ કહે તે કેમ—અરે, તે કેમ?"

કલેરાની છાતી હમણા ઉછલાતી હતી! તેણીએ નીચે જમીનપર જોયું—અને ધીમા અવાજે બોલી—

"હેનરી, તારે માટે એકજ રસ્તો છે. જોન ડેલ એટલો તો નીતીમાન છે કે જ્યાં સુધી તું કુમારો હોશે ત્યાં સુધી તે કેટીને ગમે તેટલો ચાહવાં છતાં પોતાની છુપાવાની જગ્યાએથી બાહેર આવવાનો નથી. તું તારા દરજ્જાની ઓરત સાથે લગ્નના ગાંઠથી જોડાશે નહી, ત્યાં સુધી કેટને જોન ડેલ સાથ મેળવી આપી તુ એ વાહલી મારી બેહનને કદી પણ સુખી કરી શકનાર નથી. હેનરી—મારા ડીયર કઝીન—કેટે તુને કદી પણ ચાહયો નથી, અને ચાહશે પણ નહી. તેણીનાં પ્યાર વગર એને તારી જબરીથી પરણેતર બનાવવાનો ખ્યાલજ મારે મનથી એક પાપ સમાન છે. કોઇ ઓરત તુને ખરાં

પ્યારથી ચાહાતી હોય તેને શોધી કાહડ–હેનરી! અને તેણીને તારી પરણેતર બનાવ. તારી પરણેતરને શોધી કાઢવા પછી તારા અઝીઝ ફરેસ્તાઇ દોસ્તને શોધી કાઢ. તેની માફી માગ. જે પછી કેટીને સુખી કરવાનો અને તારા વાહલા દોસ્તને ઇનસાફ આપનારો માર્ગ પોતાની મેળે ખુલ્લો થઇ જશે.”

હેનરીએ એકકી ટગરે થોડીક પળ પોતાની આ મીઠ્ઠી રૂડી પીત્રાઇ બેહન ગમ જોયા કર્યું. તેણીના ગાલો ઉપર આ ઘડીએ કાંઇ અજબ રતાશ ફરી વળ્યો હતો. તેણી નીચી મુંડીએ ઉંડા વીચારમાં જમીન ગમજ જોયા કરતી હતી

જવાબમાં એક પણ શબ્દ ઓચરયા વગર હેનરીએ તેણીનો ગોરો હાથ ઉંચકીને પોતાના હોઠોએ દાબ્યો—અને પછી ત્યાંથી ઝપાટામાં જતો રહયો.

અરેરે——આ હંમેશના આકળા પણ ભોલા અને સાફ દીલના જવાન અમીરજાદાને કયાં ખબર હતી કે આ તેની નાની મુગે મ્હોડેની નરમ હઇયાંવાળી કઝીન કલેરા તેને અવ્વલથીજ કેવા એક અજબ જોરાવર પ્યારથી ચાહતી આવેલી હતી! હેનરીને કયાં ખબર હતી કે રૂડી કલેરાએ પોતાની વડી બેહનના સુખની વચ્ચે આડે નહી આવવાના આફ્રીન કરવા જોગ ઇરાદાથીજ પોતાની જાનોનીસાર મહોબતને સીવેલા હોઠ સાથ પોતાનાં કોમળ જીગરમાં ગુંગળાવી નાખી હતી? અને લોર્ડ હેનરીને સ્વપનેબી કયાં ખ્યાલ હતો કે આ ઘડીએ–હમણાબી–એજ નેક ખસલત કલેરા પોતાના પીત્રાઇ ભાઇ ઉપર પોતાનો જાન સદકે કરવા તઇયાર હતી!

* * *

દહાડાઓ ઉપર દહાડાઓ પાણીના રેળાની પેઠે ગબડતા ચાલ્યા. હેરીસન પેલેસ ઉપર શોક અને સંતાપનો સીહા સાહયો પંઠરાયલો હતો. એ મકાનના માલેતોઝાર માલેકની ગોયા પનોતીજ બેઠી હતી. લોર્ડ હેરીસનને પોતાના ખરા હકદાર બેટા ડોકટર વીલયમની ખુલ્લી તરછોડથી બહુજ લાગી આવ્યું હતું. તેનાં બે બચ્ચાંઓએ આમ તેની જઇફીના વખતમાં બાપીકું છાપકુંજ નહીં પણ બાપીકું નામબી અખત્યાર કરવાને જાહેર રીતે ધીકકાર બતાવ્યો—તેથી આ ઘરડા ઉમરાવનું મીત્રમંડળોમાં તેમજ સોસાયટી સરકલોમાં મોહત થઇ જતું હતું. હવેજ તે સમજી શકયો કે દોલત અને દરજ્જો ખુદાનાં સાચાં બંદાઓ આગળ સહેજ પણ બીસાદમાં નથી. કેટીએ પણ તેને તરછોડી દેવાથી તેની ઉપર ખાસ વધારે બુરી અસર થઇ હતી. હવે તેનો પસ્તાવો ખરા જીગરનો હતો—પણ બહુજ અસુરો હતો. બીલકુલ કાહેલી હાલતમાં તે મોટે ભાગે બીછાનેજ પડયો રહેતો હતો, અને વીલી અને કેટીને હર પળે યાદ કરતો હતો. તે બંને ફરજંદોને મલી પોતાની છાતી સાથે દાબવા માગતો હતો. કલેરાએ ઘણીવાર સાંભળ્યું હતું કે તે ઉંઘમાં પોતાના આગળાં કુકર્મો બાબે બકયા કરતો હતો; જે ઉપરથી તે શીયાણી બેટી પોતાનાં બાપનાં આગળા પાપો માટે ખરાં જીગરથી લજવાઇને નીસાસા પર નીસાસા નાખતી!

પણ અંતે તે અસુખી ઉમરાવની અજલની ઘડી આવી પુગી. બાહોશ તબીબોની રાત દીવસની ચાલુ માવજત તેમજ ગમે તેવાંબી કાળજીપુર્વક નર્સીંગ છતાં લોર્ડ હેરીસન બસ દહાડે દહાડે બગડતોજ ચાલ્યો. તેનું મગજ રોજ બ રોજ

વધારે હાથથી જતું ચાલયું. ક્રીસ્મસ ઇવની એક સાંજે આખરે ઘરડા લોર્ડ હેરીસનને "ડીલીરીયમ" એટલું તો જોશમાં થઇ આવ્યું કે પોતાના બે નોકરો તથા નર્સના હાથમાં છટકી જઇ બીલકુલ દેવાનાપણાંની ઝુમમાં તે એકદમ ધસારા સમેત પોતાના "બેડ-રૂમ"માંથી નાહસીને બગીચામાં ઉતરી પડયો! નોકરો તેની પુઠે દોડે તે અગાઉ તો આ કમ-ભાગ્ય ઉમરાવે મગઝે ચઢેલા પવનનાં જોરમાં કમપાઉન્ડ મધે ની એક ઉંડી ટાંકીમાં હોમાવી દીધું!

અલબત નાતવાન તેની દેહ માટે આ છેલ્લો આંચકો તેની આખરી અજલની નીશાની સમાન હતો. બેભાણ હાલ-તમાં અધમુવો તેને ઘરના માણસો પાછો પેલેસમાં લાવ્યાં ત્યારેજ તબીબોએ મ્હોં કુમળાવી કલેરા તેમજ હેનરીને દલગીરી ભરી ખબર આપી કે "હીઝ લોર્ડશીપ"ની નાડી બેસવા માંડતી હતી. તુર્ત હેનરીએ મારતી મોટરે વોડક્રોફ ક્લીનીકમાં જઇને આ શોકજનક ખબર ડૉ૦ વીલયમને તેમજ કેટને આપી—અને અલબત આ તે ફરજંદો પોતાના પીતાની છેવટની ઘડીએ તેની આગળ હાજર રહેવાની પોતાની પવીત્ર ફરજ બજાવવા મુંગે મ્હોંડે હેનરી સાથ તેજ વેળા મોટરમાં નીકળી પડી હેરીસન પેલેસમાં આવ્યાં.

જયારે તેઓ પેલેસમાં પુગ્યાં ત્યારે લોર્ડ હેરીસન પોતાનો છેલ્લો દમ ખેંચતો હતો. પણ તે હવે સુદ્ધીમાં હતો. પોતે મરણ પામે છે એમ તે હવે સમજતો હતો. વીલયમ તેમજ કેટને જોઇ તે ગડ-ગડ રડી પડયો. કેટીએ પોતાના પેદરના છાતી પર માથું નાખી ઝાર ઝાર વીલાપ કર્યો. વીલ-યમની આંખ્યો પણ ભીણાયલી હતી.

લોર્ડ હેરીસને પોતાના નાતવાન ધ્રુજતા હાથમાં વીલ-યમનો હાથ લઇ તેની મરતી વખત મારી ચાહી—કેટી અને કલેરાના માથાંપર હાથ મેલી તેમને પોતાની અંતની ઘડીના આશીષ દીધા—અને કલેરા તેમજ હેનરીને પાસે બોલાવી એક મરતા પીતાની છેવટની ખાહેશ દરશાવી કે ભવીષ્યમાં તેઓ બંને બચ્ચાંઓએ સાથે જોડાઇને પેલી જેહાનમાં તેના રૂહને શાદમાન કરવું.

આ પછી એક લાંબી શોકાતુર ચુપચાપ વચ્ચે તે ઘરડા અમીરે શાંતીથી પોતાનો પ્રાણ છોડી કીરતારને હવાલે કર્યો.

અલબતાં હેરીસન પેલેસ ગમ માહેતમમાં ડુબી ગયલો હતો. સર્વેથી મોટો અને સાચ્ચા દીલનો વીલાપ કેટીનો હતો. હવેજ તેણીને લાગ્યું કે જોઇયે તે કરતાં તેણી પોતાના વાહલા પેદર તરફ સખત અને કરડી બની હતી. જો તેણી છેક એટલી બધી પોતાના બાપ તરફ સંગદીલની બની નહીં હતે તો તેના મગજ ઉપર એટલી બધી માઠી અસર થતે નહી—અને કદાપી તેના આવરદા હજી લંબાયા હતે. પણ કેટીનો અફસોસ હવે નકામો હતો.



## પ્રકરણ ૪૭ મું.



## સરજતની સાંકળ સેહજમાં તોડી નાખવાની તાકાત તુચ્છ માનવી ધરાવતોજ નથી!

શાંતી! શાંતી!! શાંતી!!!

વખત—જાલમ, જબરદસ્ત, જોરાવર વખત કોણને માટે

થાભ્યો છે કે લોકબત્રીસીએ ચઢેલા હેરીસન કુટુંબ માટે થોભી રહેશે? લોર્ડ હેરીસનનાં મરણ પછી હેરીસન પેલેસ ઉપર ગોયા કુદરતે શોકાતુર શાંતીની એક સીહા ચાદર પાંથરી દીધેલી હતી. મરનાર અર્લનો વંશપરમપરા ખેતાબ તેમજ તેની માલમીલકતને અડકવાને ડૉ૦ વીલયમ વોડકોફે તથા સીસટર મરાયા લીએ બાપોકાર નાજ પાડી, એટલે ઉમરાવ-પદ હેનરીને ફાલે ગયું અને મરહુમ લોર્ડની તમામ દોલત તથા અકસ્યામત કલેરાને સપુરદ કરવામાં આવી.

છ મહીના ગબડી ગયા! ગરીબડું, એકાંત ઓલ્ડકેસલ ગામડું એરીસ્ટોક્રાટીક ઉંના સઘળા રપુચકકર મામલા ઉપર ચાવાચીવી અને ચકચાર બી કયાં સુધી કર્યા કરે? લોર્ડ હેરીસનના ગુજરવા પછી બધું વગેસગે રફ્તે રફ્તે થઇ ગયું હતું—અને મરનાર લોર્ડના ખાનદાન ઉપરથી વીતી ગયલી આફતોનો કાહણી કીસ્સો સઉ કોઇ વીસરવાબી માંડતું હતું. કલેરા ઝાઝી હવે જાહેરમાં દેખાવ દેતી નહીં હતી, હેનરી સોસાયટીમાં ઘણો ખરો ભેળાતો નહીં હતો, જોન ડેલ તો કયારનો બેમાલુમજ થઇ ગયલો હતો, ડૉ૦ વીલયમ વોડકોફ મોટે ભાગે પોતાની આસપીટલમાંજ ગુંટાયલો રહેતો, અને કેથરીન—આપણી 'કવીન કેટ'——!

કવીન કેટનો તો છેલ્લા બે મહીના થયા પત્તાજ નહીં હતો! હા, વાંચનાર—ચમકીશ નહીં. લોર્ડ હેરીસનના ગુજરવા પછી ચારેક મહીના બાદ એક સહવારે આ અસાધારણ અદ-ભુત જવાન અબળા પોતાના ભાઇ ડા૦ વીલયમની ઉપર એક ટુંકી ને ટચ ચીઠી લખી—પોતાનું ઠરઠેકાણું સેહજબી

જણાવ્યા વગર–વોડક્રાફ કીલીનીક છોડીને એખલી કેથે જતી રહી હતી !

## મારા વહાલા વીલી–

મારા ડીયર બ્રધર ! હું જાઉં છું ! જોનની જુદાઈ મારેથી ખમાતી નથી. મને શોધી કહાડવાની કોશેશ કરતો ના. હું કદાપી એકાદ કોનવેન્ટમાં જવશ. જે હીરાએ મારે ખાતર આય દુન્યાને તજી છે તેજ મારા હીરાને માટે ઇશ્વર ભક્તી કરવામાં હવે હું મારી બાકીની રદબાતલ જીંદગી ગુજારવા માંગું છું.

ખુદા તુને સુખી રાખે. મારો પ્યાર મરશીયાને તથા હીલડાને આપજે. કલેરાની સંભાળ રાખજે.

લા૦ કેટ.

અને ડો૦ વીલયમ વોડક્રાફે પોતાની પ્યારી બેહનની ખાહેશ મુજબ તેણીની ભાલ કાહડવાને કાંઇ પણ કોશેશ કરી નહીં હતી. કેટને તે હવે બરાબર ઓળખતાં શીખ્યો હતો. તેની ખાત્રીજ હતી કે કેથરીનને સમજાવીને આ તકલીદી મીથ્યા સંસારમાં પાછી આણવી એ પથ્થરની દેવાલ સાથ માથું અફાળીને તેમાંથી પાણી કાહડવાની કોશેશ કરવા બરાબરજ હતું ! ડા૦ વીલયમનું પોતાનું દીલ જોન ડેલના ગુમ થઇ જવાથી–તેમજ બીજા ત્રીજા અનેક બનાવોથી–એટલું તો બેતાબ મારી ગયલું હતું કે મુંગે મ્હોંડેને આ તબીબ પોતાનાં પરમાર્થી કામમાંજ મન રોકીને પોતાનાં દીલનું દર્દ મટાડવા હવે બમણા ઉત્સાહથી લાગી ગયલો હતો.

* * *

પણ આપણી કથાનો પરદો એક જુદાંજ સ્થળ ઉપર હવે ઉંચકાય છે !

ઓહ–કેવી શીતળ, શાંત, સ્વચ્છ ચુપકીદીમાં કુદ
ચોમેર હસતી પડેલી છે! સ્વીટઝરલાન્ડની ઉત્તરની એક દુ
દરાઝ જગ્યાએ–બખતાવર બુલંદ આલ્પસ પર્વતની તલેટીએ
બરફથી મઢાયલાં ડુંગરોની કઢણમાં–આદમજાતની વસતી
વીખુટાં પડેલાં એક મથકે, વાંચનાર, તું જરા આસપા
નજર કર! માઇલોના માઇલો સુધી માણસ જાતનું ત્યાં ના
નીશાન નથી. આ દુન્યાની જફાકાર જંજાલોનો ત્યાં પડછા
વટીક નથી. બધું ઉજડ છે–વેરાન છે–સુમસાન છે! ઝાડપા
પશુ પખીઓ, હવા પાણી–અને નીરમળ ઉજળાં બરફ, બર
બરફ સીવાય બીજુ ત્યાં કશુંએ નથી. કુદરત ત્યાં પોતા
બળવાન પવીત્રાઇમાં હસતી અરડાઇ પડેલી છે. અને ફ
એક નાનું ઝુંપડું–ઝાવલીઓનું બાંધેલું એક બહુજ સ
ગરીબડું ઝુપડું–ચોમેરના બરફ વચ્ચે આજે કેટલાક મહીના
થયા દુન્યાની નજરથી દુર, જગતની જફાઓથી દુર, તે પ
પરવરદેગારની સેતાયશમાં ખડું ઉભેલું છે.

આવો–તે એકાંત કોઠડીમાં આપણે ડોકયું કરયે!
ઝુંપડીનો એકલડોકલ રહીશ કોઇ ખરેજ દુન્યા ત્યાગ કર
ખુદા ભકતીમાં લીન બનેલો પવીત્ર સાધુ છે! લગભગ ૭૫–
વર્ષની બુઝોરગ વયે પોંહચવા છતાં તેના ચેહરા ઉપર તાઝ
અને રૂવાની છે–કેમજે તે એક બીલકુલ સ્વચ્છ અને સ
જીંદગી ગુજારતો, ફલફલાદી અને નીરમળ પાણી ઉપર જીવ
પરવરની યાદમાં ત્યાં તે એકલે જીવે શાંત અને સંતોષી
તેની રૂ જેવી સફેદ લાંબી દાહડી અને માથાં ઉપરના સ
વાળો તેને એક તડાકે એક પવીત્ર સાંઇ યા કોઇ મહા
તરીકે પુરવાર કરવાને પુરતાં છે.

એ કોણ સાંઇ બાવા છે? ક્યાંથી આવ્યો? ક્યારે આવ્યો? શા માટે આવ્યો?—કોણ જાણે! અવારનવાર નજદીકના ગામડાંઓમાંથી કોઇ કોઇ જીજ્ઞાસુ લોકો એ બુઝોર્ગ સાંઇની મુલાકાતે આવે છે—તેને ફુરૂટ મેવો અરપણ કરી જાય છે-તેના આષીષ લઇ જાય છે-પણ તેને લગતી કોઇપણ હકીકત મેળવી શકતાં નથી. એ જઇફ સાધુ ઝાઝુ બોલનારો નથી.

સમી સાંજના સાતએક વાગતાનો અમલ હશે! ખુદાની પ્રાર્થના રાબેતા મુજબ કરવા બાદ આ સાંઇ પોતાની આદત પ્રમાણે ઝુંપડીની બાહેર એક લાંબી લટાર મારવા નીકળ્યો. તેનો લાંબો સફેદ ગરમ ઉનનો ઝભ્ભો તેની બરફ સરખી સફેદ દાહડી સાથ કોઇ અજબ રંગ મેળાવત કરતો હતો! હાથમાં એક લાંબી ડાંગ સાથ તે નીચી મુડીએ આગળ વધ્યો. આસ અને પાસ બરફથી મઢાયલા પાહડો અને ઝાડો માત્ર તેના સાથીઓ હતાં. પણ અચણુચ-એકાએક-તે પીરમર્દ ચાલતાં અચકી ગયો! કોઇ આસામીનો દુઃખી અવાજ તેને કાને અઠડયો! આ જગ્યાએ મનુષ્ય જાતનો સાદ તે કદી કદાચજ સાંભળતો હતો! દેખઇતી રીતે કોઇ કેઠે કાંઇ મદદની જરૂરમાં હતું-કેમજે તે ધીમી પણ સ્પષ્ટ બુમમાં વેદનાનો અંશ હતો. બુઝોર્ગ સાંઇ ઝડપમાં તે અવાજ આવતો હતો ત્યાં ચાલ્યો.

એક નાની ડુંગરીની અડફટમાં જમીન ઉપર ઠાકથી અને ઠંડકથી લોઠપોઠ થઇને તુટી પડેલો કોઇ આદમી ત્યાં ખરેજ મદદને સારૂં બુમ પાડતો હતો.

સુર્ય અસ્ત થઇ જવા છતાં પ્યારી માહતાબ આસપાસ

પોતાની રૂપેરી રોશની ફેંકીને બરફની ઠંડી સપાટીને સફેદ બનાવી દેતી હતી. ચંદનીમાં તે સાધુએ જોયું કે ત્યાં જમીન ઉપર ફસડાઇ પડેલો મુસાફર એક ગબરૂ, પણ કાવળો નવજવાન હતો! તેણે જાડો ભુરો ઓવરકોટ દીલપર નાખ્યો હતો–હાથમાં જાડાં ગરમ ગ્લવઝ હતાં–ગળે એક જાડો મફલર વીટાળ્યો હતો. તેના ચેહરા ઉપર લેપેટેલી શયાલ છતાં ઘરડો સાંઇ જોઇ શકયો કે તે ભુલો પડેલો આ મુસાફીર બહુજ સોહામણો એક છોકરો હતો.

પળવારમાં તે સાંઇ ત્યાં જમીનપર બરફમાં પછડાઇ પડેલા આકાર ભણી જઇ પોંહચ્યો, અને તેની આગળ ગુઠણએ બેસી ગયો—

"શું છે, મારા જવાન બેટા?" તેણે તે મુસાફીરના માથાં ઉપર મમતાથી હાથ મેલી પુશકળ નરમાશથી પુછ્યું "તું ઠાકી ગયલો દીસેછ! અરે–આવી રાતની વખતે આય ઉજડ ભાગ તરફ તારૂં શું કામ હતું?"

"હું–હું–રસતો ચુકયોછ! મારા પગમાં ઠંડીને લીધે આંકરાં આવેછ! મને અહીંથી લઇ જાઓ!" તે જવાન સખ્શ મહા મુસીબતે બોલ્યો. દર પળકે વધતાં જતાં અંધારાંમાંથી તે ઘરડો સાધુ જોઇ શકયો કે ભુલો પડેલો આ ખુબસુરત, સોહામણો પણ નાજુક બાંધાનો પુરૂષ લાંબી મંજલની ઠાક અને કકડતી ઠંડી સામે ટકી શકવાને સામર્થવાન હતો નહીં. દીલમાં થતી કલતરને મારે તે ઠઠરતો હતો અને કાંરતો હતો.

"ગભરાઇશ નહીં–મારા ભાઇ!" સાંઇનો મીઠો અવાજ નીકળ્યો, "આજ રાતે તું મારાં ગરીબ ઝુંપડાંનો પરોણો છે.

આવી અંધારી ઠંડી રાતે તું પાછો તારે મુકામ ફરી જવાને શકતીવાન નથી. ભલે પધાર–મારા દોસ્ત, અને આજ રાતે તું મારાં મીશકન છાપડાં તળે વીસામો લે. મારે ત્યાં સુકકું પાકકું જેબ્બી કાંઇ હોય તે મ્હોનાં પર મુક—આવ!"

તે જવાન મુસાફરે હવે સેહજ ડોળા ઉંધાડી આ બુઝોરગ પીરમર્દ ગમ જોયું. તેના હેન્ડસમ મુખડા ઉપર હીમત અને હેશાનનો છાપ ફરી વળ્યો—

"ખુદા તારૂં કળયાણ કરો! ઓ મેહરબાન પીરમર્દ! મારેથી ઉઠાઇ શકાતું નથી——"

"ચીંતા નહીં બેટા! હું તુંને ઉંચકી લઇ જાઉં છ. મારી કોઠડી અહીંથી દુર નથી!"

અને બીજો એક શબ્દ બોલવા વગર તે જઇફ સાંઇએ આ નસીબ પડેલા કાવળા જવાનને આસ્તેથી પોતાના બે હાથમાં એક ફુલની મીસાલ ઉંચક્યો અને મકકમ પગલે પોતાની ઝુંપડી ગમ ચાલવા માંડયું. ચોખ્ખી હવામાં–ચોખ્ખી જીંદગી ગુજારનારો આ પવીત્ર બુઝોરગ નર પોતાની જઇફી છતાં એક નવજવાન આદમીની માફક તાકાત ધરાવતો હતો. પોતાના હાથમાં આ જવાન મુસાફીરના બોજાને ઉપાડીને ચાલ્યા જતાં તેને કશી મુશકેલી લાગી નહીં.

પોતાની કમીની ઝુંપડીની અંદર દાખલ થતાંજ હળવેથી એક ખાટલી ઉપર સાંઇએ પોતાકા અણજાણ્યા પરોણાને લેટાડયો. પછી હીમત અને દીલાસાના થોડાક શબ્દો ખુશ સ્વભાવે કહીને ઝડપમાં તેણે એક સગડી પેટાવી. પાંચેક મીના-ટમાં તો સગડીની ગરમી આંગમાં ફેલાતાંજ તે મુસાફર ખાટલી

પર ખડો બેઠો અને અજાયબી અને ઉપકારથી છલ જીગર સાથ આ ભલા ફરેસ્તાઇ પીરમર્દના પવીત્ર ચેહરા ટીકવા પડયો. એક ઝાંખા નાના ફાણુસ સીવાય કોઇ બીજી રોશની કશી હતી નહીં.

તે ઘરડા સાધુએ તાજાં દુધનો એક પ્યાલો આ ળ પોતીકા પરોણાની આગળ ધર્યો અને તેનો બરડો પસ ઘણાજ હેતથી તે પી જવાનો આગ્રહ કર્યો. અલબતા અને પ્યાસથી આજેજ થતા તે જવાન માટે આ બેહ એક ન્યામત હતી! તેણે એક ગોટે તે દુધ પીધું અને પોતીકા જીવના ઉગારનાર આ માહત્માના હાથને વ પડયો—

"પરવરદેગારના આશીશ તારી પર વરસજો-ઓ ' તમે મારી જીંદગી આજે બંચાવીછ! હું તમારો ઉપકાર માનું તે મને સમજબી પડતું નથી—"

તે જઇફ સાંઇ હવે એક નીચા 'સ્ટુલ' ઉપર પો જવાન દોસ્તની સામે ગોઠવાઇ બેઠો.

"ઉપકાર મારો નહીં-પણ ખુદાનો માન, બેટા! જેવી જવાનીમાં ઉછળતાં એક કાજગરા જીવને આવી ચે જગ્યાએ ખેંચાઇ આવેલો જોઇને હું હેરત છું. બોલ જવાન-બોલ! તું કોણ છે? ને અહીં ભુલો શા સારૂં પડયે તારા જેવા આશાવંતા માણસને અહીં પહાડી બરફોમાં ( વાનો શું સબબ છે?"

તે જવાન ડોકું નમાવી મુગો મંતર નીચે જમીન જોયાજ કરતો હતો. સાંઇએ જોયું કે તેની છાતી ઉઠ( હતી, અને તેની મનોહર આંખ્યો આંસુથી ભીંજાયલી હ(

"તું ગમગીન દેખાયછ, બેટા મારા! બેશક–કાંઇ બાતેનની આફતથી તું કરમાઇ ગયલો છે. હુશીયાર થા, દીકરા– આજે રાતે તું સલામત છે. આય છાપડાં તળે હું તને તે પાક ક્રારતારની ન્યામત આપુંછ–વીસામો આપુંછ–મારા આષીષ આપુંછ! છોકરા–આ જુલ્મી જીંદગાનીથી તું હારેલો હોય, આય તકલીદી સંસારથી ધરાયલો હોય–તો અહીં થોડા દીવસ સુખે મારાં બચ્ચાં તરીકે રેહ! તારાં મનનું સમાધાન થાય ત્યાં સુધી આ મુફલીશ મકાન તારૂંજ છે! પણ– તું રડેછ! દીકરા–બેદાર થા! હીમત રાખ!!"

ખરેખાત! તે નવજવાનની ચશ્મોમાંથી હવે નવધાર આંસુઓ ખરી પડી જમીનપર ટપકાતાં હતાં! તે ઘરડા સાંઇનું જીગર બીલકુલ દગદગી ગયું. ઉઠીને તે ખાટલી પર આ જફાના મારેલા જવાનની પાસે બેઠો અને તેનો પાતલો હાથ પોતાના પંજામાં લઇ તેને વાહલથી પસવાર્યો.

"નહીં! મારા દીકરા, રડ ના! ખુદા કોઇનેબી વગર કારણે લાંબો વખત એમ દુ:ખી રહેવા દેતો નથી. તારે ખાતર મારો જીવ કંઇ અજબ બળેછ! છોકરા—જો, મારી ગમ જો! મને જવાબ આપ—મારી સાથ વાત કર!"

આમ બોલી તેણે પોતાના રૂમાલ વડે તે મુસાફરની ભીણી આંખ્યો લુછી નાખી–અને પછી આસ્તેથી તેનું મ્હોડું ઉંચકી પોતાની સામે જોવાની તેને ફરજ પાડી.

"બોલ, હવે બેટા, બોલ! તારી ગમખાર કાહણી જેબી હોય તે મને કેહ! કદાચ હું તને જોઇતો દીલાસો આપી શકીશ!–શું છે? શા માટે એટલો મુંઝાયછ? અરે, શું કામ તારી છાતી એટલી ગુંગળાયછ? શું ધન દોલત, માલો ઇઝ-

તની શીખર ઉપરથી હડધુત થઇ તું નીચે ગબડી પડયોછ? યા શું ઓરતજાતની બેવફાઇથી તું દીલસે બેદીલ થયોછ? છોકરા–તુચ્છ પૈસાની કનવાર ના કર–તુચ્છ ઓરતોની બેવફાઇની તું દરકાર ના કર! શું દગાબાજ કોઇ દોસ્તની ઠગાઇથી તારૂં દીલ તુટી ગયુંછ? દીકરા–એવી તુચ્છ દોસ્તીની તું કીમતજ ના કર. આ જુઠ્ઠી જગતમાં પૈસો, દોસ્તી, પ્યાર એ બધું નામનુંજ છે! ચલકાટની પુઠેજ દોડનારા તે ખાલી પડછાયાઓ છે. ખામોશ–ખામોશ! છોકરા, ખુદાને ખાતર તારૂં આવું નાહીમતી નારવા કલ્પાંત બંધ કર! મને જો નારાજ કરવા માગતો નહીં હોય તો હવે તટાર બેસ–ને મારી સાથ વાત કર!"

આમ કહેતાં સમેત તે જઇફ સાધુએ એક ઝટાકે તે મુસાફીર જવાનના માથાંપર લપેટેલા શયાલ ખેંચી કાહડી—અને—!

ઓ!!

શયાલ માથાં પરથી નીકળી જતાંજ તે મુસાફરના માથાં પરના લાંબા કાળા બાલના ભરાવદાર ઝુલફા તેનાં ખભાં ઉપર સરી પડયાં! જઇફ સાંઇ ચોંકીને ઝટ ઉભો થયો! તેના મુખમાંથી એક બુમ નીકળી પડી!—

"યા પરવરદેગાર!—કોણ?–તું—તું—એક ઓરત છે?"

પુરૂષના લેબાશમાં ત્યાં બેઠેલી તે નજવાન ખુબસુરત સ્ત્રી બી હવે લઠડતે પગે ઉભી થઇ—

"માફ કર–ઓ પવીત્ર બાવા! મને માફ કર! હું એક અભાગણી અબળા છું. હું જાણીબુજીને તારી સાથ ઠગાઇ કરવા અહીં આવી નથી તે તું જાણેછ!"

તે ઘરડા સાધુએ ફ્રાણ્સ હાથમાં ઉંચકીને આ બ્યુટીફુલ જવાન છોકરીના ચેહરા આગળ ધર્યું અને ડોળા ફાડીને બે મીનીટ ધારી ધારીને બસ જોયાજ કર્યું. પછી બીજી પળે તેનો ગોરો જઇફ મુખડો કાંઇ અજબ લાગણીથી કુમળાઇ ગયો. ફ્રાણ્સ જમીનપર પાછું મેલી તે ધબ કરતો કે ખાટલી પર પાછો ફસડાઇ બેઠો. તેનો અવાજ હવે ગોયા ગળાંમાં ચીપટાઇ ગયો હતો. છાતી પર માથું નાખીને તે મુંગો મંતર બેસીજ રહ્યો. પેલી અબળા હવે તેના પગ આગળ બેસી જઇને તેના ખોળામાં માથું નાખી ડુસ્કે ડુસ્કે રડવા લાગી.

"બોલ—છોકરી—બોલ! તારી હકીકત સાંભળવા હું ઇતેજાર છું!" તે પીરમર્દનો ધીમો ગળગળતો અવાજ કોઠરીમાં ધુજી રહયો.

"પીતાજી—મારી દુખી કાહણી તમુને કહીશ ત્યારેજ મારૂં દીલ ખાલી થશે!" તે અબળાએ ખોખરા ધુજતા સાદે પોતાનું દાસ્તાન શરૂ કર્યું. "જુવો—સાંભળો!"

તેણી ત્યાં સામેના નીચા 'સ્ટુલ' પર ગોઠવાઇ બેઠી. તે સાંઇ મ્હોડાં પર હાથ ધાંકીને નીચી ડોકે બેસીજ રહેલો હતો.

"મારી ગમખાર કાહણી સાંભળ્યા પછી, મેહરબાન ફાધર, તમે મારી દયા ખાશો કે મારો તીરસકાર કરશો તે હું જાણતી નથી. પણ કરમની ફુટેલી એક અભાગણી છોકરીનો ખરાં જીગરનો પસતાવો તમે કબુલ રાખશો એવી મને આશા છે. રેવરન્ડ ફાધર—મારૂં દુઃખભર્યું દાસતાન હું ટુંકમાંજ તમુને કેહુંછ—ને માંગી લેઉંછ કે મારી ઉપર રહેમ કરીને મને તમારાં આશીષ આપજો—"

"મારા અંતરના આશીષ હું તુને કયારનો આપી

ચુકોછ! બોલ—આગળ ચલાવ!" સાંઇબાવાએ ઘણાજ યલા ખોખરા સાદે કહયું—

"હું એક ઉમરાવ બાપનું ફરજંદ છું, ફાધર! પીતા ઇંગલાંડનો એક પીઅર હતો—જે હમણાજ, એટ મહીનાની વાત ઉપર ગુજરયો છે. લંડનની પાસેના કાસલ ગામડાંમાં કોલસાની મોટી ખાણોના માલેતોઝાર તરીકે મારો બાપ લોર્ડ હેરીસન અમો બે દીકરીઓ—તે બચ્ચાંઓ—સાથ અમનચમનમાં ચેહલમેહલ સાથ રેહતો પણ મારા પીતાના ગરૂર સ્વભાવે તે કામદાર વર્ગોમાં ખામણો થઇ પડયો. અફસોસ—તેની ધીકકારવા જોગ તં મારાંમાંબી વારસા તરીકે ઉતરી; અને હું હીણભાગ્ય છો ગરીબ મુફલેસ કામદારોને હીણતાં શીખી!——"

તે છોકરી બોલતાં અચકી ગઇ. તેણીની છાતી જબરદસ્ત જોરથી ઉઠલાતી હતી!

"આગળ બોલ, બેટા—હું સાંભળુંછ!"

"મારા પીતાના પૈસા ઉપર અને મારી આય ખુબસુરતી ઉપર લોભાઇને સેંકડો જવાનો મારા હાથન દવારો હતા—પણ કોઇએબી મારાં જીગર પર અસર નહીં. સર્વ કોઇની ગમ હું તુચ્છકારથી જોઇને તેઓને દુર રાખતી. પણ તેઓમાં એકજ જણ એવો હતો મને ગુપચુપ, વગર બોલવે, છેટેથીજ મને સાચ્ચી મો પુંજતો હતો! તે ભલો, શુરો, સાચ્ચો, બાહદુર, જેવો હેન્ડસમ એક સાદો સ્વચ્છ જવાન હતો- કેસલના કામદારોનો તે સરદાર હતો! અને તેનુ નામ

ફાધર,—તેનું નામ જોન ડેલ હતું!!—પણ મારી હકીકતથી તમને કંટાળો આવે છે?—"

"જરાબી નહીં! આગળ ચલાવ—"

"પૈસા ટકાની તુમાખી વગર, ઉંચા મનનો તે ફરેસ્તાઇ ખસલતનો એક સાદો કામદાર પોતે હતો! આખું ઓલ્ડ કાસલ તેની ઉપરથી મરી ફીટતું હતું. બાહદુરી, સાચવટ, હીમત, પ્રમાણીકપણું, ડાહપણ,—આ તેની દોલત હતી. હું ખોલ્લી આંખ્યોએ જોતી કે દુરથી તે મને પોતાના જવાન જીગરનાં તમામ જોશથી ચાહતો હતો!"

તે છોકરી જરા બોલતી અટકી ગઇ. તેણીને ગળે કાચકી બાઝતી હતી.

"પછી શું થયું, બેટા?"

"એના મનની મોટાઇ—એના અંતરની સફાઇનું શું વર્ણન કરૂં! આસ્માન પરથી વરસતા નીરમળ દેવ કરતાંબી એનું હરૂદય વધારે સાફ અને ચોખ્ખું હતું. પણ——પણ મારા કમનસીબ બાપે તેને હડધુત કીધો: અને મેં, નસીબની ફુટેલી હેમક છોકરીએ મગરૂરીની ધુંધમાં તેના સાચ્ચા પ્યારને મારા પગ તળે કચડવામાં હુશીયારી માની! એની મોહબતને માટે હું અંદરખાનેથી મગરૂર રહેતી—પણ જાહેરમાં મેં તેને તીરસ્કારથી હડધુત કરયા કરીને તેનાં કાતીલ દર્દમાં મજાહ લેતી!"

"બોલ—બોલ—આગળ ચલાવ—!"

"મારાં દાસ્તાનથી તમને લાગી આવેછ, ફાધર, તે હું સમજુંછ; પણ એ કાહણી સાચ્ચીજ છે. સેવટે મારી આંખ્યો

પરનો પરદો એકદમ દુર થયો ને તેની મહોબતએજ મારી ખોટી મગરૂરી દુર કીધી—અને હું પોતે તે હીરાને મારાં અંતકરણના તમામે તમામ જોશથી ચાહતાં શીખી. પણ—ઓ ફાધર—તે બહુ અસુરૂં હતું! જોન—મારા જીવનો જાન—મને બસ છોડીને તુટેલે જીગરે કેઠે ચાલી ગયો!—"

"પછી?"

"તે બેશક આ ફાની તુફાની સંસારનો ત્યાગ કરી કેથે એકાંતમાં પોતાની બેમુળ જીંદગી પુરી કરી નાખવા ચાલી ગયો છે! મેં તે ફરેસ્તા સરખા મરદનું દીલ સદાને માટે તોડી નાખ્યું! મારી નીચ મગરૂરીમાં મરવા દેવા માટે તે મને ભાંગેલે હઇયે છોડી ગયો—સગાં વાહલાં, ગરીબ પોતાના હમશરીક કામદારો, સ્નેહી મીત્રો, ખુદ દુન્યા તે તજી ગયો! ક્યાં ગયો—ઓ ક્યાં ગયો? મારો જોન ક્યાં ગયો તે, ફાધર, હું નથી જાણતી! પણ હું જાણુંછ કે કચડાયલાં જીગર સાથ તે મરણ પામ્યોછ! હું મુઇ—હું મુઇ!!"

આ ઘડી તે છોકરી બે હાથોમાં માથું ખોસીને ઝાર ઝાર રડવા લાગી. અદબ દાબીને નીચી ડોક સાથ ઘરડો પવીત્ર સાંઇ તેણીગમ શોકાતુર આંખ્યોએ જોયા કરતો મુંગોજ બેઠો હતો. આ અબલા રડીને પોતાનું દીલ ખાલી કરે એમ તે દેખઇતી રીતે ઇચ્છતો હોવો જોઇયે. બે મીનીટ પછી તે જવાન છોકરીએ પોતાની આંખ્યો પોતીકા ઓવરકોટની બાંહેથી લુછીને તુટેલા દબાયલા અવાજે પાછું ચલાવ્યું—

"પણ મારી એ કસુર થઇછ—મારોજ એ ગુનાહ થયોછ—ને હવે મારી જીંદગીથી તેનો બદલો મારે વાળવાનો

ફાધર, એ મારા પ્યારા જોનની જુદાઇનો તવળાટ મારેથી ન થઇ શકતોજ નથી. તેને ધુંડતી ધુંડતી આજે બે મહીના હું યુરોપના તમામ મથોમાં ભટકુંછ. તેની કબર સોધી ડી ત્યાં તેની પાસે મારો કંગાલ આય જીવ અરપણ કરવા ‌ુંછ. મારે ખાતર મારા જોન ડેલે પોતાનો જાન બરબાદ ‌ા—હવે જોન ડેલને ખાતર હું મારો જીવ કાહડીને આય ‌ ખોખામાંથી ફેંકી દેવા તઇયાર છેઉં!—

"નહીં! તેમ કરવાની જરૂર નથી! કેટ!—મારી ‌લી કેટ! તેમ કરતી ના!!——",

"ઓ!!——"

એકજ બીજી સેકંડ અને તે બુઝોરગ પીર મર્દે પોતાના ‌થાં પરની ખોટી સફેદ વીગ તેમજ ખોટી સફેદ દાહાડી ખેંચી ‌ાડીને બાજુએ ફેંકી દીધી અને કેઠરીન હેરીસનની સામે પોહલા ‌ા કરી ઉભો!——એક જબરદસ્ત ચીચીયારી સમેત કેટ ‌ળીને ત્યાં પોતાના વાહલા જોન ડેલને ગળે વળગી પડી.

"જોન!——જોન!!—"

"કેટ! મારી ગમ જો! હુંજ તારો એક વખતનો હીણા‌ા, મુફલેસ જોન છેઉં! મારા હીરા–તેં અને મેં એકમેકથી નાહસ્વા ગમે તેટલુંબી માંગ્યું: પણ આપણી તકદીરનો ‌પ જુદોજ હતો! મારી ગોદમાં આવ–મારા જાન! આપ‌ે વીખુટાં રાખવાને ખુદા રાજી નથી! કેટ—તારે મોહડેથી ‌કળેલા એકરાર સાંભલી મને શું સુખ થયુંછ તે તું નથી ‌ણતી! આ તનમાં જ્યાં સુધી તાકાત છે ત્યાં સુધી તું ‌ મારેથી જુદી પડવાની નથી!"

* * *

ખુદાને બારથી સંધાયલું તે જવાન જોડું એકમેકના પાસાંમાં વળગીને કયાં સુધી અરસપરસના ખુલાશામાં મશગુળ રહ્યું તે તેઓ પોતે જાણતાં નહી હતાં. વખતનો અહીં સવાલજ કયાં હતો? પણ તેટલાં સબર જોનને એકાએક પોતાનો મીત્ર હેનરી યાદ આવ્યો. તેનો ચેહરો કરમઇ ગયો. તે દુખથી કેટ આગળથી હડી જવા ગયો પણ તેટલાજ કેટે જોનને ઘણાજ પ્યારથી કીસ કરી. તેણીએ વ્હાલથી સમજાવ્યું કે તેણી હવે તેને પરણવા તદ્દન છુટી હતી, કારણ કે તેણીના બાપે મરતી વખતે હેનરી ને કલેર ને જોડી આપી તેણીનો છુટકારો કર્યો હતો. આ સાંભળી જોનની ખુશાલીનો પાર ન રહયો, પણ જયારે કેટે તેને બધુ જણાવ્યું કે તે પોતે એક ગરીબ મુફલેસ નહિ પણ ખરો ડયુક ઓફ ગ્રેશમ હતો, ત્યારે તે બેહદ દુખી થયો, પણ પોતાની નેક વ્હાલી માતા ઉપરનો કલંક દુર થવા માટે તેને ખુદાનો ઉપકાર માન્યો. જયારે ઉસ્કેરણી અને ઠાકને લીધે કેટ પોતાના વાહલા જોનના ખોળા ઉપર માથું નાખીને ઉંઘાઇ ગઇ ત્યારે જોને પોતીકા ઘડીયાલમાં મધરાતના આડાબાર થઇ ગયલા જોયા હતા!

પોતાના જાનની મુર્તી સાથ જોન ડેલે કસદ કરી રાખ્યો હતો કે પહેલી તકે લંડન જવું—અને જાહેર રીતે પોતાના ડયુક ઓફ ગ્રેશામ તરીકેના ટાઇટલને નામંજુર કરવો—પહેલી તકે પોતાની વાહલી જીન્નત ગુજીન માતાના નામ પરનો નાહક કલંક દુર કરવો—પહેલી તકે આ પોતાની જીગરની જોત, આ પ્યારી પુટલીને પોતાની જીંદગીની ભાગ્યણ બનાવવી—અને પહેલી તકે તેઓ બંને એ ડો૦ વીલ્યમ વોડકાફના રૂડાં

ામાં સામેલ થઇને પોતાની બાકીની જીંદગી ગરીબોના
મો માટે અરપણ કરવી.



## પ્રકરણ ૪૮ મું.



## "તું—મારાં ઘરની રાણી! તુંજ—મારાં જીગરની રાણી!!"

કમનસીબી, મુસીબત અને આફતના સામટા ચાલુ મારા મે બાહદુરીથી ટકી રહેવાને નાની કલેરાએ અત્યાર તુલાક ; આફ્રીન કરવા જોગ કોશેશ કરી હતી. પોતાના પીતાના ણુ પછી તે છોકરી છેકજ નખાઇ ગઇ હતી—અને મન ાને કોઇ સાથ વાતચીત કરવા કે હસવા બોલવાબી માંગતી l નહીં. કેથે જરા રતી ફરવા હરવા જવાને પણ તેણી !લી નારાજ દેખાતી કે કોઇ જો તેણીને જીવ વેરવા ખાતર જને છેડે મોટરમાં ડ્રાઇવ લેવાને બોંહસ કરતું તો તે ફરી નવધાર આંસુએ રડી પડતી!

લોર્ડ હેરીસનના ગુજરવા બાદ તેણી પોતાના ગંધાર ।। મેહલમાં એકલી અટુલી એટલી તો ઝુરવા લાગી—અને દલદર "પેલેસ"માં બનેલા સર્વે આંફતકારક બનાવો હર- ેશ તેણીની નજર સામે તાજા થયાજ કરવાથી તેણી !લી તો ડધાયા કીધી કે અંતે તેણીની કાકી, લોર્ડ હેન- ી માતાએ જબરદસ્તીથી આ છોકરીને પોતાને ત્યાં લઇ ાને પોતાની અંગત દેખરેખ અને માવજત તળે રાખી.

ત્યાં—નવા સંજોગો અને નવી જગ્યામાં—પોતાના કઝીન હેનરીની સંગતમાં કલેરા સેહજસાજ પોતાનો ગમ વીસરવા લાગી હતી; પણ તેટલાં કેટના અચણુચ વોડક્રોફ્ટ ક્લીનીક-માંથી ગુમ થઇ જવાના માઠા સમાચાર મળ્યા—અને સેહજ હસતાં બનેલા તે નીરદોશ ચેહરા ઉપર વળી પાછો સંતાપ અને શોકનો સીહા ઓળો ફરી વળ્યો!

પછી કુદરતે વધુ વાર ટકી રહેવાને ના પાડી. કલેરાને 'બ્રેન ફીવર' લાગુ પડી—અને બરાબર ૨૮ દીવસ તેણીને સખત તાવ રહી. પણ અતીશય બાહોશ તબીબી માવજત તેમજ રાત દીવસનાં કુશળ નર્સીંગથી તેણી પાછી મોતમાંથી માંદમાં આવી હતી. જો કે અલબત એકવારની આ તંદોરસ્ત, હસતી રમતી કુમારીકાના હાલ અવતાર પડી ગયા હતા.

પણ કલેરાની છેલ્લી બીમારીએ તેણીના પીત્રાઇના જીગર માંહેલા દગદગાનો છેલ્લો કતરોણી દુર કરી નાખ્યો. જે દાહડાથી આ મુંગે મ્હોંડેની છોકરી તેની માતાના છાપડાં તળે આવીને વસી તે દહાડાથી હેનરી આખ્ખો વખત પોતીકી કઝીનની સાથેનો સાથેજ ભેળાતો હતો. તેણીની આગળ તે પોતાનું પેનટીંગ કરતો, તેણીના સાથે 'બેઝીક' રમતો, તેણીની સાથે મ્યુઝીકમાં વખત ગાળતો અથવા તેણીની સાથે કમપા-ઉન્ડમાં કલાકો સુધી લટાર મારતો! હવેજ તે છોકરીના ખરી ખુબી તે સમજતો થયલો હતો. હવેજ તેની આંખ ખુલી હતી કે કલેરાના નાનકડાં હઇયાંમાં તેને માટે કેવી એક નીરમળ પોચી જગ્યા હતી!

પછી કેટીના કેઠે ચાલી જવાની ખબર મળી. બસ ખલાસ! તે છોકરી માટેની હેનરીની મોહબતની બાકી રહેલી

શી આંચણી બુઝાઇ ગઇ—અને ત્યાર બાદ કલેરા બ્રેન ફીવ-
ા પછડાતાંજ હેનરીના હવે ખાલી પડેલાં જીગરમાં કેટીને
લે કલેરાને માટેના પ્યારનો અંગાર સળગવા લાગ્યો.
રાની ચીંતાતુર માંદગીના ૨૮ દાહડા દરમ્યાન હેનરીની
ાવણ અને ઉદાસી ખચીત પ્રમાણીક હતી. તે કલાકો સુધી
રાના બીછાણા આગળ તેણીનો બોખારથી ખળખળતો
ય પકડી રાખીને બેસી રહેતો—તેણીને માથે પોતે કલાકો
ી બરફ લગાડતો—અને બીજી હઝાર રીતે પોતાની પ્યારી
નને જરાબી બેહતર થવા માટે જાનો જીગરથી કાળજી
ાવતો. હવેજ તે જોતાં શીખ્યો કે તેણે આ છોકરીના
ા પ્યારને અત્યાર સુધી નહીં સમજવામાં પોતે કેટલી
ર્ખાઇ કરી હતી! આટલો વખત તે પોતે કલેરાની પવીત્ર
હબત ગમ આંધળો કેમ બની શક્યો—અને કેટી જેવી
ક પથ્થરના દીલની છોકરી ઉપર પોતાની પ્રીતી કેમ બર-
દ કર્યા કીધી—તે હવેજ તેને માલમ પડયું હતું!

* * *

પણ તે દાહડાબી પસાર થઇ ગયો!

કલેરા પોતાના બીમારી પખોડી ઉઠી હતી—અને વચમાં
ર દીવસ બીજા ગબડી ગયા હતા. આ છોકરીના ફીક્કા
ો ઉપર હળવે હળવે અસલી રતાશ પાછો આવવા માંડતો
ા—કેમજે છેલ્લી માંદગી દરમ્યાન હેનરીની વર્તણુકથી કલે-
ા ઉજડ પડેલાં જીગરમાં એક નહીં વર્ણવી શકાય તેવું
ાર છુપું સુખ હમણા ઉભાઇ જતું હતું. વળી છેલ્લે
લે હેનરી તેણીની તરફ દેખઇતી એટલી અનંત કાળજીથી
ંતો હતો—અને તેણીની સંગત સાંધવા એટલો તો અધીરો

અને ઇંતેજાર દેખાતો–કે કલેરાનો કરમાઇ ગયલો ચેહરો રોજ બરોજ વધારે પાછો ખીલતોજ ચાલ્યો હતો !

તે સુખી દાહડો હતો કે જ્યારે કલેરાની ૧૯ મી સાલ-ગ્રેહ હતી ! પોતાના કાકીજીની ઘણીજ હુજતને આધીન થઇ કલેરાએ આજે પહેલીવાર પોતાનો શોકનો કાળો પોશાક બાજુએ મેળી નવો મોંઘો દાટ ડરેસ સજ્યો હતો. દીવાન-ખાનામાં તે છોકરી એક સોફા ઉપર લેટી ને ઉંડા વીચારમાં એક આલબમના પાના ફેરવતી હતી–તેટલાં એક નોકર મોટી "ટ્રે"માં કાંઇ ફુલોનું પારસલ અને એક બીજું કાગજમાં વીંટાળેલું પાકીટ ઉંચકી લાવ્યો ! તે ઘણાજ કીમતી સુંદર 'આરચીડઝ' હતાં. પેલું પાકીટ ધ્રુજતે હાથે કલેરાએ ખોલ્યું તો અંદર મખમલના એક મોટા દાબડામાં હીરાઓથી ઝળઝળ થતો એક અતી બેમુળ લગભગ પંદરેક હજાર રૂપીયાની કીમતનો નેકલેસ હતો ! સાથે એક કાર્ડ ત્યાં મેળાયલો હતોઃ—

> મારી મીઠાંમાં મીઠી અને વાહલામાં વાહલી
>
> **કલેરાને**
>
> તેણીના કઝીન હેનરીની દરેક
>
> ભલી દુવાઓ અને સાચ્ચાં જીગરના પ્યાર સાથે !
>
> **સાલ મુબારક !!**

કલેરાની આંખ્યોમાં હરખનાં આંસુઓ આવી ગયાં ! તેણીએ તે ફુલો ઉચકીને પોતાની આંખ્યોમાં ચાંપ્યાં. ત્યાં આવી રીતે ફુલોમાં માથું દાબી તેણી કેટલીવાર બંધ આંખ્યો

સાથે પોતાના સુખી ખ્યાલોમાં બેસી રહી તે તેણીને ખબર હતું નહીં. પણ જયારે તેણીને ખુશાલીથી ખીલી રહેલું પોતાનું મ્હોડું ઉંચકીને ઉપર જોયું ત્યારે——!!

ઓ !——

હેનરી ત્યાં હસતે મુખડે તેણીની પાસે ઉભેલો હતો !

"મારી સ્વીટ કલેરાને આજની વર્ષગાંઠ મુબારક ઇચ્છવા આયોછ !" તે બોલ્યો, "મેની હેપી રીટર્ન્ઝ ઓફ ધી ડે !!"

કલેરા ઉઠીને ઉભી થઇ—અને હેનરીએ એકાએક પોતાની લાગણીને આધીન થઇ તેણીના ગળાં આસપાસ હાથ વીંટાળી તેને તેણીના કપાલ ઉપર એક કીસ કરી !

"થેંકુ યુ સો મચ—હેનરી ! તેં મારે સારૂં કેટલી બધી તકલીફ લીધી ! તારી કેટલી બધી ભલઇ છે !"

હેનરીએ પોતીકી કઝીનની કમર આસપાસ હાથ વીંટાળી તેણીને સોફા પર પાછી બેસાડી અને તેણીની અડોઅડ પોતે બી ગોઠવાઇ બેઠો.

"કલેર ! મારી કલેર !" તે ઘણાજ ઉંડા જીગરના જોશ સાથ બોલ્યો, "આજના ભલા દીવસે તારી આગળ મારાં જીગરની એક વાત કરવા હું હમણા મધરની રજાથી આયોછ ! કલેરા—મારી ડારલીંગ—તું મારી ગમ જો ! નહીં—શરમા ના. આટલો વખત હું એટલો બધો બેવકુફ કેમ બન્યો કે તારી લાગણીની કીમત હું પીછાણી શકયો નહીં તે ખચીત મને સમજ પડતું નથી. પણ કેલર—તું અહીં મારા ઘેરમાં આવીછ તે પાછી અહીંથી હવે તુને હું જવા દેવાનો નથી. 'હેરીસન પેલેસ'ની નહીં પણ અહીં આય મકાનની રાણી

તરીકે તું રેહ! મારી ધણીયાણી તરીકે રેહ! બોલ—કલેરા, તું મને સુખી કરશે કેની?"

આમ બોલી હેનરીએ તેણીનો હાથ ઉંચકીને પોતાની આંખ્યોમાં દાબ્યો અને પછી તેની ઉપર મોહબતનું સીલ કર્યું.

કલેરાએ પોતાની ડોક નીચે નમાવી દીધી. તેણીએ કશો જવાબ દીધો નહી. હેનરીએ જોયું કે કલેરાની આંખોમાંથી આસુઓ ટપકતાં હતાં હેનરીની છાતીપર માથું નાખીને તેણી ખરી ખુશાલીનું રડી! એ શું હતું તે તે હવેજ સઘળુ સમજી શકયો હતો.

હેનરીએ પ્યારથી તેણીની આંખ્યો લુછી નાખી—અને પછી ખીસામાંથી એક બ્યુટીફુલ હીરાની મારકવીઝ રીંગ કાહડીને તેણીના ડાબા હાથના ત્રીજા આંગળામાં પેહડાવી!

"મારી પ્યારી કલેરા!" હેનરી ગળગળતે અવાજે બોલ્યો. "કેટી માટેના મારા દીવાનાં પ્યારથી હુ એટલો આંધળો બની ગયો હતો કે તારો સાચો પ્યાર હું જોઇ શકયો નહિ. પણ મેં હવે તારી ખરી કીંમત જોઇ લીધીછ. કેટીને હવે હું ભુલી જઇને જોન ડેલનો પતો મેળવી એ બેઉને મેળવી સુખી કરવા માંગુછ—પણ તે કામમાં મને તારી સામીલગીરી જોઇયેછ. કલેરા, તારી તરફની મારી બેદરકાર વર્તણુક મને માફ કર ને હવે મારો સાચ્ચો પ્યાર કબુલ રાખી મને સુખી કર!"

હેનરીને ખુશનશીબ કરવાને કલેરા સહેજબી આનાકાની કેમ બતાવે? તેણીએ ખરી મોહબતથી પોતીકા ભવીષ્યના

ખાવીંદના ગળાં આસપાસ હાથ વીંટાળ્યા. આ તેણીની સઉથી સુખીમાં સુખી ઘડી હતી!

*        *        *

લોર્ડ હેનરીની દુન્યા આજે સુખી હતી! ભલી કલેરાએ આજે પોતાની વર્ષગાંઠ જેવે શુભ દીવસે તેનો હાથ કબુલ રાખ્યો તેથી આ જવાન ઉમરાવજાદાનો હરખ માયો સમાતો નહીં હતો.

તે દાહડે રાતના આંઠેક વાગતાનો અમલ હશે! લોર્ડ હેનરી હેરીસનના આલીશાન "કેસ્ટલ" માં તેના ઘણાજ ઓજરખવાહીભર્યા આગ્રહને આધીન થઇ આજે બે—ફકત બેજ——પરોણા રાતે ડીનરપર આવનારાં હતાં! કલેરાની સાલગ્રેહની ખુશાલીમા હેનરીએ અતીસ્ય બજીદ થઇ ડાο વીલ્યમ વેડક્રોફને તેમજ હીલ્ડાને ખાણાંપર નોતરયાં હતાં—અને તે બેઉ જણાંઓએ અંતે કલેરાને ખાતર તે ઇજન મંજુર રાખ્યું હતું. મર્શીયાને પણ તેડું હતું—પણ તેણીએ તો ગમે તેવાગી હેનરીની આજીજી છતાં બસ આવવાની નાજ પાડી હતી!

અને બરાબર સવા આઠ વાગતે ડાο વીલ્યમ હીલ્ડા સાથે પોતાની ટુ-સીટરમાં આવી પોહચ્યો. બેશક તે ભલો તબીબ પોતાની બેહનને બેહદ પ્રીતીથી ભેટયો અને તેણીને સાલગ્રેહના ભલી દુવાઓ ઇચ્છી. હીલ્ડા અને કલેરાનો મેળાપ પણ તેટલોજ અંતકરણપુર્વક હતો!

જયારે હેનરીએ છલકાતાં જીગર સાથ આ બે જણાંને પોતાની કલેરા સાથની સગાઇની વાત કહી ત્યારે વીલીએ

પોતીકી બેહનને પાસાંમાં લઇ એક સાચ્ચા ભાઇ તરીકે તેણીને કીસ કરી મુબારકબાદી આપી.

"વેલ-માઇ બોય!" ડા૦ વીલ્યમ ખુશ ચેહરે હેનરી તરફ ફરીને તેને શેકહેન્ડ કરતો બોલ્યો, "આવી નમુનેદાર મોહરદાર જીતી જવા માટે તુને હું સાચ્ચાં જીગરથી મુબારકબાદી આપું છ. એને સુખી કરજે. ખુદા તમો બેઉ જણા ઉપર પોતાના ઉત્તમમાં ઉત્તમ આશીષ રેડે!"

"થેંકસ—વીલી—થેંકસ!"

"હેનરી! કલેર!! તમે આજે અમુને જે ખુશબખ્તીના સમાચાર આપ્યાછ તેના બદલામાં હવે હું ને હીલ્ડા તમુનેબી એક ખુશ વધાઇ કહો તો આપ્યે!"

"ખુશ વધાઇ? વીલી—ઓફકોર્સ તે ખુશ વધાઇ જાણવા અમે ઇન્તેજાર છીયે!"

"તો–હેનરી—આય મારી ભવીષ્યની ધણીયાણી સાથ તુને નવેસરથી ઇનટ્રોડયુસ કરાવવા દે! કલેરા–આય છોકરીએ અંતે મારૂં જીગર જીતી લીધુંછ. ગેઇ પરમ દીનેજ અમારૂં એનગેજમેન્ટ આસ્પીટલમાં મેં જાહેર કીધું!"

આમ બોલી શરમથી લાલ ચોલ થઇ આવેલી હીલ્ડાનો હાથ પકડી વીલ્યમે પોતીકી સ્વીટહાર્ટને હેનરીની સામે ધરી! હેનરીએ તે છોકરીના બેઉ હાથો પોતાના હાથોમાં લઇ ખરી ખુશાલીથી હલાવ્યા—

"માઇ કોનગ્રાચ્યુલેશન્ઝ!" તે હરખાઇને બોલ્યો, "હીલ્ડા, આજનો દાહડોજ બખતાવર છે! ઓ—આવી ખુશાલીભરી ન્યુઝ માટે ખચીત મને સ્વપનેબી વકી નહી હતી!"

કલેરાએ અનંત પ્રેમથી પોતાની સખીને કોટી કરી—

"હીલ્ડા—મારી વાહલી હીલ્ડા! તારી ખુશાલીથી તેં આજે મારાં સુખને તદન પુરૂ કરી આપ્યુંછ! ઓ—મારી કેટ હમણા હોતે તો———!"

"બસ—બસ! આપણાં હમણાંનાં સંપુર્ણ સુખમાં આપણે બીજી ત્રીજી આગળી ગમખાર વાત યાદ કરશું નહીં. ચાલો—ડીનર બેલ થયો!"

આમ કહેતાં સમેત હેનરીએ હીલ્ડાનો હાથ બગલમાં લીધો—ડા૦ વીલ્યમે ડાવેજર લેડી હેરીસનનો હાથ લીધો અને પાંચો જણા ડાઇનીંગ રૂમમાં જઇ ગોઠવાયાં.

હજી તો તેઓ પોતે પોતાની બેઠકોપર ગોઠવાય તેટલાં હેનરીનો 'વેલેટ' ત્યાં આવી ઉભો—અને નવાં મળવા આવનારાં બે વીઝીટરોનાં નામો પોકારયાં—

"મીસ્ટર અને મીસીસ જોન ડેલ!!"

જાણે સીલીંગ ઉપરનો એક આભ એકાએક પગ આગળ તુટી પડયો હોય તેમ હેનરી અને કલેરા ઉછળયાં!

"મી૦ અને મીસીસ જોન ડેલ??—એ શું બકેછ!"

"મી લોર્ડ—બાહેર મીસ્ટર ડેલ અને તેવણ સાથ એક લેડી ઉભેલાં છે! મી૦ ડેલને મેં પીછાણ્યાં—પણ લેડીના મ્હોડાંપર 'વેલ' છે તેથી હું તેવણનું મ્હોડું જોઇ શકયો નથી!"

એક છલાંગ સમેત હેનરી અને કલેરા દીવાનખાના તરફ ધસ્યાં. તેમની પુઠે ડોવેજર લેડી હેરીસન, ડો૦ વીલ્યમ અને હીલ્ડા પણ દોડયાં.

ત્યાં—યા પરવરદેગાર!—ખચીતજ જોન ડેલ સેહજ હસતે મ્હોંડે કોઇ બુરખાવાળી બાઇનો હાથ બગલમાં પકડીને ઉભેલો હતો.

"જોન!!—ગુડનેસ ગ્રેશીયસ!!—જોન!!" એક ચીસ સમેત હેનરી જઇને તેના હાથને વળગી પડયો!

"હા—હુંજ જોન ડેલ છેઉં, હેનરી! જીવતી કબરમાંથી પાછો આયોછ! ગુડ ઇવનીંગ, વીલી—ગુડ ઇવનીંગ લેડી હેરીસન, ગુડ ઇવનીંગ કલેરા!!"

કેટલા જોશભર પ્યારથી વીલ્યમે અને કલેરાએ જોન ડેલને ચાંપીને શેકહેન્ડ કરી તે લખવા કરતાં કલ્પી લેવું વધારે સેહલ છે. વીલ્યમ તો એટલો અજાયબીથી ફાટી ગયલો હતો કે તે કાંઇ શબ્દોબી ઓચરી શકયો નહી હતો. અને કલેરા?——તેણી તો ગાફેલ જેવી આ જોનને જીવતો જાગતો નજર સામે પાછો આપસી મેળે અચણુચ તેણીના સુખીમાં સુખી દાહડે પાછો ફુટી નીકળેલો દેખીને દીગમુઢ જેવીજ બની ગઇ હતી!

"અમે પેહલાં—વીલી—તારી કલીનીકમાં જોઇ આવ્યાં. ત્યાં તું, હીલ્ડા કે મર્શીયા કોઇ હતું નહીં. ખબર મળી કે તું અને હીલ્ડા આજે અહીં ડીનરપર આવેલાં છો અને મર્શીયા બાહેર કેહે ગયલી છે. પછી અમે, કલેરા, તારા 'પેલેસ' માં ગયાં. ત્યાંથીબી ખબર મળી કે તું પણ અહીંજ રહેલો છે. આથી મેં અને મારી વાઇફે અહીં આવે કઢંગે વખતેબી આવવાની જરૂર જોઇ!"

"તારાં વાઇફ?" હેનરીએ ગુંગળાઇને પુછયું—"મને એવણ સાથ ઇનટ્રોડકશનની પ્લેઝર મળશે?"

"સરટનલી!" જોન ડેલે ઉત્તર વાળ્યો, "મીસીસ જોન ડેલ કદાચ પોતાનો જાંડો કાલો વેલ કાહડી નાખીને આપણને સર્વેને ઓબલાઇજ કરશે!"

તેજ ઘડીએ એક ઝટાક સમેત તે બુરખાવાળી અબલાએ પોતાનો વેલ મ્હોંડાંપરથી ખેંચી કાહડયો—

"કેટ!!"

એક જબરદસ્ત ચીસ સમેત કલેરા પોતાની એકપુરી વાહલી બેહનની ગોદમાં જઇને પડી હતી!

+　　　　+　　　　+

તે સુખી મેળાપનું વધારે દાસ્તાન કરવાની જરૂરજ શી છે!

હા—વાંચનાર! હેરીસન કૂટુંબને માટે તે સુખીમાં સુખી દાહડો હતો! તે રાતે પાંચને બદલે સાત જણાં કલેરાનાં બર્થ—ડે ડીનરની ટેબલપર બીરાજયાં હતાં. અને ત્રણે જવાન જોડાંઓની દુન્યા ખચીતજ સુખી—સુખી હતી.

"આજે અમને પરણવાને પંદર દાહડા થયા." જોને જમતાં જમતાં ખુલાશો કર્યો. "આ છોકરીની બેમુળ મોહબત ને હવે એક દાહડોબી વધારે પડતી મેળવા હું તઇયાર નહીં હતો. અમે ઇટલીમાં લગન કાધાં—ને પછી તમારી તરફ આવવા ઉપડયાં."

ડા૦ વીલ્યમ હવે હાથમાં શેમપેનના ગ્લાસ સાથે ઉઠીને ઉભો થયો—

"આ સલામતી ત્યારે હું બમણી લેઉંછ! હીયર ઇઝ ટુ લોર્ડ અને લેડી હેનરી હેરીસન—અને હીયર ઇઝ ટુ ધેર ગ્રેસીસ ધી ડયુક એન્ડ ડચેસ ઓફ ગ્રેશામ!!"

હેનરીએ પોતાની તરફથી તેમજ કલેરા તરફથી પ્રસંગો પાત્ર શબ્દોમાં લાગણીપુરવક જવાબ દીધો. પછી જોન ડેલ ઉઠયો—

"મારા ભાઇ વીલીએ અમારી સલામતી ચાહીછ તે

સારૂં હું અને મારી વાઇફ એના તથા તમારાં ખરાં જીગરથી ઉપકારી છીયે. પણ વીલીએ એકજ ભુલ કીધીછ. આય ટેબલપર ડયુક આફ ગ્રેશામ યા ડચેસ ઓફ ગ્રેશામ જેવો કોઇ માણસો છેજ નહીં——"

"તે હું પુરવાર કરી આપવા તૈયાર છું!" વીલ્યમે ટાપસી પુરી.

"હું જાણુંછ, વીલી–તું શું કેહવા માંગેછ તે મને ખબર છે!" જોને હસ્તે ચેહરે આગળ ચલાવ્યું મારાં જમણાં ખભાંપરનાં બ્લુ લાછણની વાત અને મરનાર ડયુક ઓફ ગ્રેશામના એકરારની વાત મારી વાઇફથી મેં સ્વીટઝારલેન્ડમાં આલ્પસના પર્વત પરજ સાંભળી હતી! પણ છેલ્લાં વીકમાંજ મેં મારો ખેતાબ અને મારૂં ખાનદાની નામ "રીનાઉન્સ" કર્યાં છે. મેહરબાની કરી હવેથી મને મારાં પ્યારાં જોન ડેલનાં સાદાં નામથી ઓળખજો!"

પણ જોનના ભાષાણમાં પાછી ખલલ પડી. 'વેલેટ' ફરીથી આવીને એક વધુ વીઝીટરની આમદની ખબર આપી.

"ધી ઓનરેબલ લેડી મર્શીયા આશહામ!" તેણે નામ પુકારયું.

અને હજી તો સઉ કોઇ ચમકીને બારણા ગમ જુવે તે આગમચ મર્શીયા ત્યાં પોતાના 'સીસટર ઓફ મરસી' નાજ શુધ્ધ સફેદ લેબાશમાં ત્યાં ધસી આવી.

બીજી પળકે તેણીએ જઇને જોનના ગળાં આસપાસ બે હાથો વીટાળ્યા—

"માઇ બ્રધર! માઇ ડીયર બ્રધર!!'

તેણી હરખને મારે દીવાની જેવી થઇને કમળી પડી!!



# પ્રકરણ ૪૯ મું.

## સુખી સમાધાન.

ઉપલાં પ્રકરણમાં વર્ણવેલા બનાવનેબી ૩ મહીના વીટી ગયા !

વાંચનાર! હવે કહેવાનું બહુજ થોડું રહેલું છે! તારી અને મારી જંજાલનો છેડો આવ્યો છે. વીપત્તી અને વધનના વાદલો વીખેરાઇ જઇ સુખ અને શાંતીનો સુર્ય આપણાં વાહલાં મીત્રોની જીંદગીઓ ઉપર પાછો પ્રકાશતો થયલો તેં જોયો છે. તેઓના અપાર સંસાર સુખમાં તેમને હવે આપણે ઝાઝો વાર છેડ છેડ કરીશું નહીં.

એકજ બાબદ કહેવાની રહી ગઇ છે. જોન ડેલ પોતાની પ્રાણ પ્રીયા સાથે ઓલ્ડ કાસ્ટલમાં અચણુચ આવી ઉભો–કે ત્યાંની કામદાર વસ્તીની ખુશાલી હરખનું બ્યાન કરવુંજ મુશકેલ છે! પોતાના માનવંતા મેહરબાન મુખી ને આવકાર આપવા ઓલ્ડ કાસ્ટલનાં લોકો ત્રીજે દાહડે એક સરઘસ નાં આકારમાં વાજતેગાજતે તેના રેહવાના મકાન આગળ ગયાં–તેને તથા કેટને ફુલ ગજરાથી મઢી લીધાં—તેઓને અંનત પ્રીતી ભર્યા આવકારનું માનપત્ર આપ્યું–અને જાહેર ઉંધરાણું કરીને આખાં ઓલ્ડ કાસ્ટલને જયાફત આપી! એટલુંજ નહીં——તે રાતે તે નાનકડું ગામડું જાહેર રોશ-નીથી ઝકઝકી રહયું! આ પ્યારા હમશરીક કામદાર લોકોની પોતાના વાહલા જોન તરફની આવી સાચ્ચી જાનફેશાની જોઇ મીસીસ જોન ડેલથી હરખને મારે ગોયા રડી પડાયું!

ડા૦ વીલ્યમ અને હીલ્ડા તેમજ હેનરી અને કલેરાના લગનો અલબતાં ઘણાજ ગુપચુપ—કશીબી ધામધુમ વગર—

ઓલ્ડ કાસ્ટલનાં પુરાણાં ચેપલમાં થયાં. લગનને બીજેજ દીવસે લોર્ડ અને લેડી હેનરી હેરીસન તો હનીમુન ગુજારવા જાપાન ઉપડી ગયાં.

ઓલ્ડ કાસ્ટલમાં ઠરીઠામ થતાંજ પહેલું કામ જે જોન ડેલે કર્યું તે પોતાની વાહલી મરહુમ માતાના નામપરનો કાલો ડાઘ જાહેરમાં ધોઇ નાખવાની પવીત્ર ફરજ બજાવવાનું હતું. અલબતાં મરનાર ચાર્લસ ડયુક ઓફ ગ્રેશામના છેલ્લા એકરાર થી તેમજ તેના પીતા પહેલા ડયુક ઓફ ગ્રેશામના છેલ્લાં વસીઅતથી જોન ડેલની માતા સામેનો એબલગામણો કલંક તો દુર થવાજ પામ્યો હતો. પણ જયારે જોને પોતીકી બેહ-શ્તનશીન માતાનું એક છેલ્લું મોહરબંધ કાગળ ઉખેડીને લાગતાં વળગતાંઓજ વચ્ચે વાચ્યું ત્યારે જરાબી શક કે સંદેહ સર્વે કોઇના મનમાંથી દુર થઇ ગયો !

તેમાં તેણીએ ખુદાને હાજર નાજર જાણીને તમામ ખુલાશો પવીત્ર સોગંદ સાથ કર્યો હતો કે તેણી ડયુક આફ ગ્રેશામ સાથે પ્યારથી પોતીકા પીતાની ઉપરવારી થઇને પરણી હતી—અને અંતની ઘડી સુધી તેને વફાદાર રહી હતી. પણ બે હેરીસન ભાઇઓના આપેલા ખોટો વેહમથી દોરવાઇ જઇ ડયુકએ કાંઇબી ખુલાશો સમજયા વગર તેણીની પાકદામન ઉપર શક લઇ ગયો, અને તેણીને બસ પોતાના પૈસા અને લાગ-વગને જોરે તલાક આપ્યા ! આ વાર તેણીને હમેલ હતા. પછી જોન અવતર્યો—જે ખરો ડયુક ઓફ ગ્રેશામ હતો ! આ બચ્ચાંના જમણાં ખભાં ઉપર એક બ્લુ લાછણ હતું બસ તેણીનું આમ જબુન ગેરઇનસાફથી દીલ તુટી ગયું હતું—અને છુપે નામે તેણી દુરદરાજ નીકલી જઇ પોતાના બચ્ચાંને ખરી વીગતથી અણજાણ રાખી એક સાધારણ મજુર વર્ગના ફર-જંદ તરીકે ઉંધાર્યું હતું. આજ કારણથી તે હેરીસન કુટુંબને

તેણી હવે પોતાના નવાં પરગજુ કામ પાછળ તનમન અને ધન પટકાને ખરાં અંતકરણથી વળગી ગઇ હતી!

(જુઓ સફો ૪૫૯ મો.)

હંમેશા ધીક્કારતી ને તેઓથી દુર રહેવા પોતાના દીકરાને હમેશા વીનવતી. તેણીને આ થયલા દુખદાયક ગેર ઇનસાફથી તેણીના દીલમાં દરેક ઉમરાવીપદ માટે એક જાતનો ધીક્કાર તીરસ્કાર બેસી ગયો હતો. જોનની માતાએ સેવટે પોતાના દીકરાને આ છેલ્લાં કાગળમાંથી પોતાના મરતી વખતનાથી કસમ આપ્યા હતા કે તેણે ડયુક ઓફ ગ્રેશામ ખાનદાનના ઉમરાવી પદને તેમજ તે કંગાલ દોલતને આંગળીથી લગાડવી નહીં !

જોને અલબતાં પોતાનો ડયુકનો ખેતાબ જાહેર રીતે 'રીનાઉન્સ' કરયો—અને પોતાના ફાલાની લાખો રૂપીયાની દોલત એમની એમ વોડક્રોફ્ આરપીટલમાં જુદા જુદા નવા વોર્ડો બાંધવા તથા ગરીબોના બચ્ચાઓ માટે ઓરફ્નેજ ઉભી કરવા માટે સખાવતમાં આપી દીધી. ત્યાં તેની વાહલી બેહન મર્શીયા હવે હેડ મત્રન હતી! મર્શીયાએ એકાદ કોનવેન્ટમાં જઇને જોગન બનવાનો પોતાનો ઠરાવ સર્વ પોતાનાં વાહલાં ખેશીઓ——અને ખસુસ કરી પ્યારા જોન ભાઇ--ના આગ્રહને સબબે પડતો મેળયો હતો. તેણીનું હવે મોટી નવી ગંજાવર વોડક્રોફ્ આરપીટલમાં પુશકલ કામ હતું. પોતાના વારસાનોબી મોટો ભાગ મર્શીયાએ એજ આરપીટલમાં અર્પણ કર્યો હતો ! તેણી હવે પોતાના નવાં પરગજુ કામ પાછળ તનમન અને ધન પટકીને ખરાં અંતકરણથી વળગી ગઇ હતી ! ત્યાં તેણીને ડા૦ વીલ્યમ અને તેની ધણીયાણિ હીલ્ડાની ચાલુ સોબત મળતી——ત્યાં જોન અને કેટ લગભગ રોજ પોતાની હાજરી આપતાં—એટલે મર્શીયા પોતાના દીલનો ગમ મોટે દરજ્જે હવે વીસરી ગઇ હતી !

પેલી કમનસીબ મારગ્રેટનું શું થયું ? તે બીચારી કયાં

ભી ચાલી ગેઇ હતી. તેણીનો કેહે પત્તો મળતો હતોજ નહી. મર્શીયાએ પોતાના મરહુમ ભાઇ ડયુક ઓફ્ ગ્રેશામના ફાલા-માંથી તેણીને હીસ્સો આપવા શોધી કાહડવાની ઘણીભી કોશેશ કીધી પણ બધુ ફોકટ, તેણીનો કાંઇજ પત્તો મળ્યો નહી.

+ + +

મુશકીલ આશાન! હવે અંધારી રાત ખલાસ થઈને ખુશનુમા પ્રકાશીત દહાડો શરૂ થઈ ગયો છે. ડા○ વીલ્યમ પોતાની સદગુણી મોહરદારના પ્યારમાં અને પોતાના પરોપકારી કામના રોકાણમાં ખચીત સુખી છે. જોન અને તેની વાહલી ધણીયાણી કામદાર ગરીબ વર્ગથી પુજાતાં રહીને સંસારનુ અપાર સુખ ભોગવતાં બન્યાં છે. તેણીની એક વખતની મગરૂરી, તુમાખી બધું હવે ખલાસ થઇ ગયું છે, ને હવે તેણી પોતાના ખાવિંદ સાથ ગરીબોના કામમાં અજબ મોજ તેમજ સુખ માને છે. કલેરા પોતાના ઉમરાવી ધણી સાથ આનંદમાં દીવસો ગુજારતી જાપાન–ચીન ઇજીપ્ત વગેરે ઠેકાણાઓએ એક પતંગ્યા મીસાલ ઉડતી રહેલી છે!

ચાલો—સલામ! એ લોકના સુખમાં હવે વધુ માથું મારવાની જરૂર નથી. ખુદા તે લોકને એમજ સાચ્ચી મોહબતમાં કાયમના સુખો અને શંતોષી રાખે!!

